# શ્રી ચારિત્રવિજય

(શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાલા પુષ્પ ૨૯)

સત્યધર્મના ભેખધારી, શાસનના સાચા સુભટ, સંયમ અને
શૌર્યના પૂજારી વીસમી સદીના એક સાધુરાજની જીવનરેખા આલેખતો
એક સ્મારક ગ્રંથ

સંપાદક
બાલાભાઇ વીરચંદ દેસાઇ

ચિત્રકાર
શ્રી કનુ દેસાઇ


પ્રકાશક—શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાલા



વીરમગામ

વીર સં. ૨૪૬૨

ચારિત્રજયંતી

પ્રકાશક

**શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા**

બોગ્રી બન્દર, વીરમગામ

પહેલી વાર : એક હજાર

વિ. સં. ૧૯૯૨, આસો વદ ૧૦

અઢારમી ચારિત્રજયંતી

**કિંમત સવા રૂપિયો**

મુદ્રક : પ્રથમ દ્વિરંગી જીવનયાત્રા વિભાગ
બાલુભાઈ મગનલાલ દેસાઈ
મણિ મુદ્રણાલય, કાળુપુર અમદાવાદ.
મુદ્રક : પાછળના બે વિભાગ તથા આર્ટ પ્લેટો
ધીરજલાલ ટોકરશી શાહ.
જ્યોતિ મુદ્રણાલય. ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : જેકેટ, પૂંઠું તેમજ પ્રથમ આર્ટપ્લેટ.
શ્રી. બચુભાઈ રાવત.
કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ.
બ્લોક બનાવનાર.
શ્રી. શંકરરાવ દત્તાત્રેય,
ભારતપ્રોસેસ સ્ટુડિયો, રાયપુર, અમદાવાદ.
તથા કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ.
પુસ્તક બાંધનાર
શ્રી રામવિજય બાઇન્ડિંગ વર્કસ,
નગરશેઠ મારકીટ, રતનપોળ, અમદાવાદ.

: પ્રાપ્તિસ્થાન :
૧. ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય,
ગાંધી રોડ, અમદાવાદ.
૨. બાલાભાઈ વીરચંદ દેસાઈ,
પટેલનો માઢ માદલપુરા,
એલીસબ્રીજ, અમદાવાદ.




જ્યારે જ્યારે કોઈ પણ પ્રજાનુ કે સમાજનુ આતર જીવન કાળના પ્રભાવથી કહો યા ગમે તે કારણે કહો, નિર્બળ બને છે ત્યારે તેને પુનર્જીવન મેળવવા માટે આરંભમા મુખ્યપણે આદર્શજીવી મહાન્ આત્માઓની જીવનકથા તરફ દૃષ્ટિ દોડાવવી પડે છે અને એ જીવનકથાઓમાથી જરૂર એવુ કોઈ ને કોઈ વિશિષ્ટ પ્રેરણાબળ મળી જ રહે છે કે—જે દ્વારા માનવનો અવનતિના ગર્ત્તામાથી પુનરુદ્ધાર થઈ શકે એ જ મુખ્ય કારણસર પ્રાચીન કાળથી ભારતીય પ્રજામા વિધવિધ રીતે પવિત્ર જીવન ગાળનાર પુણ્યપુરુષોની જીવનકથા લખવાની પરિપાટી ચાલી આવે છે

આખાય વિશ્વમા અતિચિર કાળથી સ્વાભાવિક રીતે સર્વોપરિ પવિત્ર જીવન ગાળનાર પ્રજાના બાહ્ય અને આતર જીવનનો સર્વોપરિ હ્રાસ જોઈ આજે પ્રત્યેકે પ્રત્યેક વિજ્ઞ પુરુષનુ હૃદય કંપી ઊઠે છે અને તેથી એ દરેક, પોતાના અને પ્રજાના જીવનનુ પુનરુત્થાન થાય એ માટે પોતપોતાથી જેટલો બને તેટલો ફાળો આપવા તૈયારી કરી રહેલ છે આ રીતે અત્યારે દરેકે દરેક ધર્મ, સમાજ, પ્રજા આદિમા થઈ ગયેલ જુદા જુદા પ્રકારે શુદ્ધ જીવન જીવનાર મહાપુરુષની સ્મારક ગ્રંથમાળા, લેખમાળા આદિ જે કાંઈ પ્રસિદ્ધ કરવામા આવે એ ખરે જ ઇષ્ટમા ઇષ્ટ છે

એકાત્મરૂપ ભારતીય પ્રજાના અવયવભૂત ગણાતી આપણી જૈન પ્રજા,—જેણે એક કાળે આદર્શ જીવન ગાળવાનો માર્ગ રજુ કરવામા મોટો ફાળો આપ્યો છે,—અત્યારે બાહ્ય અને આતર જીવનકલહથી એટલી ખરડાઈ ગઈ છે કે—જો તેના પુનરુત્થાન માટે જુદી જુદી રીતે સત્વર ધ્યાન આપવામા ન આવે તો સાચે જ એ જૈનપ્રજાનું નાવ

ક્યારે, ક્યાં અને કયા ખડક સાથે અથડાઈને નાશ પામશે એ કલ્પવું ઘણું જ મુશ્કેલ છે. આ સ્થિતિમાંથી જૈનસમાજને ઉગારી લેવા માટે જે મહાનુભાવોએ આ 'ચારિત્ર-સ્મારક ગ્રંથ' જૈનપ્રજાના કરકમલમાં અર્પણ કરવાનો સંકલ્પ કર્યો છે એને સૌ કોઈ વધાવી લે એમાં સંશય જ ન હોઈ શકે.

પૂજ્યપાદ સ્વર્ગસ્થ શ્રીમાન્ ચારિત્રવિજયજી મહારાજશ્રીને મેં નાની વયમાં આજથી લગભગ તેત્રીસ વર્ષ પહેલાં વિક્રમ સંવત્ ૧૯૬૬માં વડોદરા મુકામે જોયેલ. તેનું કાંઈ આછું આછું સ્મરણ થાય છે. તે વખતે મારી વય નાની અને દીક્ષા લીધે માત્ર દશ મહિના થયેલ હોઈ તેઓશ્રીનો અંગત પરિચય મને થયો છે એમ હું કહી શકું નહિ. ત્યારે આ "સ્મારક ગ્રંથ"માં હું તે મહાપુરુષની કઈ સ્મારકકથા આલેખવાનો, એમ સૌ કોઈને સહેજે શંકા થયા વિના નહિ જ રહે. પણ તેનો ઉત્તર માત્ર એ જ હોઇ શકે કે–મહાપુરુષો સ્થૂલ દેહે મરવા છતાં ગુણો દ્વારા તેઓ જગતમાં સદાય જીવતા હોય છે. એ જ કારણ છે કે–શ્રમણ ભગવાન્ મહાવીરદેવ, જેઓને અતીત થયે સૈકાઓના સૈકાઓ વહી ગયા તેમ છતાં આજે આખું જગત અને આપણે એ મહાપુરુષને ઓળખીએ છીએ–ઓળખવાનો દાવો કરીએ છીએ અને એના પુનીત નામને અશ્રાન્તપણે જપીએ છીએ. આ જ રીતે હું શ્રીમાન્ ચારિત્રવિજયજી મહારાજશ્રીને સ્થૂલ દેહે અદૃશ્ય હોવા છતાં ગુણો દ્વારા ઓળખી શકું છું અને આ સ્મારક ગ્રંથમાં તે પુરુષના અલ્પસ્વરૂપ ગુણાનુવાદ કરી મારી ભારતીને પવિત્ર કરું છું–કરવા પ્રયત્ન કરી રહ્યો છું.

મહાપુરુષની કિંમત એના સ્થૂલ દેહના આકાર ઉપર, તેના માતા–પિતા ઉપર, જાતિ ઉપર કે દેશ ઉપર: એ કશાય ઉપર નથી. એની કિંમત કે મહત્તા એના આંતર જીવન અને એની કારકીર્દિ ઉપર અવલંબેલી છે. એટલે હું આપણા સ્મારક-ગ્રંથનાયક "ચારિત્ર"ને સ્થૂલરૂપે ઓળખતો ન હોઉં અથવા તેમની મુખાકૃતિનું મને સ્મરણ ન હોય એથી એ મહાપુરુષના ગુણાનુવાદ કરવા માટે મને કોઈ પણ પ્રકારનો રોધ થાય તેમ નથી.

પૂજ્યવર શ્રીયુત ચારિત્રવિજયજી મહારાજશ્રી કોણ હતા, ક્યાંના હતા, ઇત્યાદિ કશુંય હું જાણતો નથી. માત્ર એટલું જ જાણું છું કે–તેઓશ્રી પ્રજ્ઞાંશ આચાર્ય મહારાજ શ્રીવિજયકમળસૂરિ મહારાજના પ્રશિષ્ય હતા. તેમ છતાં એ પુરુષે પોતા પાછળ અવશેષરૂપે મૂકેલ બે વિશિષ્ટ સંભારણાંથી હું તેમને સવિશેષ ઓળખું છું.

એક તો અત્યારે જગત પોતાની આંખે સાક્ષાત્ જોઈ શકે એવું પાલીતાણાના પાદરમાં આવેલું "યશોવિજય જૈન ગુરુકુલ." જેમાં સંખ્યાબંધ જૈન બાળકો વિશિષ્ટ જ્ઞાનનો વારસો મેળવી રહ્યા છે. એની શુભ સ્થાપના આપણા સ્મારક

ગ્રથનાયક "ચારિત્ર"ને હાથે જ થયેલ છે અને એને એઓશ્રીના જ વિદ્વાન શિષ્યો અથાગ પરિશ્રમથી જીવન પૂરી રહ્યા છે ખરે જ પોતાના ગુરુદેવની શક્તિ અને ઉત્સાહનો અખડ વારસો એ વિદ્વાન શિષ્યોમા ઉતરી આવ્યો છે એથી એ મહાપુરુષમા રહેલ યોગ્યતાનો આપણને સહેજે સાક્ષાત્કાર થઈ જાય છે

બીજો પ્રસગ પાલીતાણાના જલપ્રલયનો છે એ જલપ્રલયમા તણાતા સખ્યાબધ મનુષ્યોને તેઓશ્રીએ પોતાના જીવનની દરકાર કર્યા સિવાય દૈવી સાહસ દ્વારા બચાવીને અભયદાન આપ્યું હતું તે પ્રસગે તેઓશ્રીએ જે સમયસૂચકતા વાપરી હતી એ જૈન મુનિજીવનની શૈલીને શોભાવે તેવી હતી "સાધુથી કાચા પાણીમા ઉતરાય નહિ, ગૃહસ્થને બચાવવાથી પાપ લાગે" ઈત્યાદિ આપેક્ષિક જૈન શૈલીના વાક્યોને વિકલેન્દ્રિયની માફક પકડી ન રાખતા વિચારપૂર્વક તેઓશ્રીએ જે કાઈ કર્યું એથી જૈનશાસ્ત્રની સ્યાદ્વાદ શૈલીને ખચિત જ શોભાવી છે, અને જૈન આગમના એ વાક્યો જડતાભર્યાં નથી પણ કોઈ ગભીર આશયથી તેમજ કોઈ દેશ, કાળ વ્યક્તિ વિશેષને લક્ષીને છે —સાર્વત્રિક નથી એમ સાબીત કરી આપ્યુ છે

જૈનસમાજ એ મહાપુરુષને અને તેમના ગુણોને યાદ કરી તેમના પ્રત્યેના ઋણને અદા કરે તેમજ એ મહાત્માના ગુણોને જીવનમા ઉતારવા યત્ન કરે એ જ અતિમ શુભેચ્છા સાથે

**એ મહાપુરુષને ૧૦૦૮ વાર વદન હો**

**મુનિ પુણ્યવિજય**

ભાદ્રપદ શુદ્ધ પચમી, મગળ
સવત્ ૧૯૮૯, પાટણ




# અનુક્રમણિકા

## જીવનયાત્રા-પ્રથમ વિભાગ



## ચિત્રસૂચિ





પરમ સાધુતાની આદર્શ મૂર્તિ

તપગચ્છાધિપતિ

શ્રી મૂળચંદજી મહારાજ

( મુક્તિવિજયજી ગણી )

ને





# સમ્પાદકીય

મતિ, કૃતિ, વાણી જો કલ્યાણી, તો પૂજાદિક ભૂષણ છે.
મતિ, કૃતિ, વાણી નહીં કલ્યાણી, તો બીજું દાંભિક દૂષણ છે.
—શ્રી ગોવર્ધનરામ.

આઢાર વર્ષ પૂર્વે સદ્‌ગત થયેલા, ન આચાર્ય, ન પંન્યાસ, ન ગણિ કે ન પ્રવર્તક; નાની એવી એકાદ ઉપાધિથી પણ મુક્ત એક ધર્મવીર સાધુપુરુષનું આ જીવન છે. સત્યને પરમ ધર્મ માનનાર, માન્યા માટે મરી ફીટનાર, અન્યાયની સામે સદા સંતપ્ત રહેનાર, શાસનસેવાને સાધનાનો પરમમંત્ર લેખી મરદાનગી ભર્યું 'મરજીવું' જીવન જીવી જાણનાર સાધુરાજ શ્રી ચારિત્રવિજયજી (કચ્છી)ની આ જીવનરેખા છે. જીવનમાં વિદ્વત્તાનો અથાગ સાગર નહિ, કવનમાં શાસ્ત્રનું એક પણ પાનું રચનાર નહિ, મુનિમાતંગોમાં એક પણ પદને પામનાર નહિ, પણ કેવલ અંતરાત્માના ધર્મને અનુસાર, સ્યાદ્વાદના સાચા મર્મને સમજનાર, પરિણામની શુદ્ધિને અપનાવનાર અને અપનાવી કાયા–માયાને વિસરાવનાર એક પુરુષશ્રેષ્ઠની અસ્મિતાના આ અક્ષરો છે. વેષે જૈન પણ વર્તને, સંસારની કોઈ પણ સાધુતાને શોભાવે એવી, માનવતાની મહાસેવાની વિશ્વોન્મુખી અને ઉદાર ભાવના પાછળ કઠોર અને સાદું જીવન જીવી જનાર એક વિશ્વપ્રેમી મુનિરાજનો આ સ્મારક ગ્રંથ છે.

કોઈક કવિતા જ એવી હોય છે, જે છંદ કે માત્રામેળ હોય કે ન હોય ગાવાનું જ મન થઈ જાય છે. કોઈ ચિત્રો જ એવાં હોય છે કે, તે સજીવ હોય કે નિર્જીવ, તેની સાથે વાત કરવાનું મન થઈ આવે છે. કોઈ કોઈ તેજપ્રતિભાઓ પણ એવી હોય છે કે, એ તેજકણ વીણવાની શક્તિ હોય કે ન હોય, એને અંતરમાં અમર કરવાની લાલચ રસ્તે જતાને પણ થઈ આવે છે.

મારા સંબંધમાં પણ એમ જ કહી શકાય.

એકદા પડતી રાતે અમદાવાદમાં ચતુર્માસ રહેલ 'વિદ્વાન ત્રિપુટી' તરીકે ઓળખાતા ત્રણ મુનિવરો શ્રી દર્શનવિજયજી, શ્રી જ્ઞાનવિજયજી અને શ્રી ન્યાયવિજયજી સમક્ષ બેઠો હતો. વાતો ચાલતી હતી આજની સાધુતા વિષે. ઘણીખરી તેજહીન લાગતી, નૈતિક પ્રતિભા વિહોણી, મત, સંપ્રદાય અને વાડામાં પૂરાયેલી સાધુતા પ્રતિનો મારો તીવ્રતર અસંતોષ હું વ્યક્ત કરી રહ્યો હતો. મુનિત્રિપુટી સ્મિત ભર્યા ચહેરે મારા કટાક્ષોને સાંભળી રહી હતી. એ વેળા વાતવાતમાં–થોડા વખત પહેલાં સાંભળેલી–પાર્લતાણાની જલહોનારતના પ્રસંગની એક સાધુની વીરતાની યાદી આવી અને મેં મારા કથનને સ્પષ્ટ કર્યું: 'સાહેબ! સાધુતા એટલે અન્તરદીપક પ્રગટાવવાની સાધના! એ અંતરદીપક પ્રગટ્યો એટલે મત, વાડા કે સંપ્રદાય, અથવા બીજા ચીલે ચાલવા પ્રેરતા નિયમો એને રોકી ન શકે! એની વાણી, વર્તન કે વિચાર આપ મેળે જ પ્રગટેલાં, પોષેલાં ને પ્રરૂપેલાં રહે!'

'જળપ્રલય વખતે સેવા કરનાર સાધુ કોણ તે જાણો છો?' ત્રિપુટીએ હસતાં હસતાં કહ્યું.

એ સાધુનું નામ મને સ્મરણમાં ન હોતું

'એ તો અમારા ગુરુજી–મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી'!

ત્રિપુટીના આ ખુલાસાએ મારી જિજ્ઞાસા વધારી કર્મવીર-ધર્મવીર એ શૌર્યમૂર્તિ સાધુરાજનું જીવન જાણવા મે આગ્રહ કર્યો એ પછી તો ત્રણથી ચાર રાતો આ જ સાધુપુરુષના જીવનની ચર્ચામાં વીતી વિદ્વાન મુનિત્રિપુટીએ અંતરની એકેએક વાત મારી સમક્ષ મૂકી ધનયોગ આનંદપટમાં માર્ગ ભૂલ્યા કે વિમાનીને બીજના એકાદ ઝબકારો પણ હર્ષ આપે, એમ વર્તમાન સાધુતાથી કંઈક મનમાં મારા હૃદયને એ જીવનચર્ચાએ આનંદ આપ્યો

એ પછી થોડા દિવસની વાત !

વિદ્વાન ત્રિપુટીએ એક દહાડો વાત છેડી 'તમે ગુરુમહારાજનું જીવનચરિત્ર લખો તો' ?

એ જીવન સાંભળ્યા પછી મને એનું ખૂબ આકર્ષણ થયું હતું કેવી સાદી, સીધી, બહાના વગરની કર્મ ને ધર્મની વીરતા ! 'Do or die'ની જીવંત પ્રતિમા સમા એ મુનિરાજના જીવનના ઘણાખરા પ્રસંગો મારા મનમાં ઘોળાઈ રહ્યા હતા

બાલ્યજીવનની એ અજબ મસ્તી ! કોઈ ભય નહિ, કોઈ સંશય નહિ, પાછું પગલું નહિ, લીધું તેને કરી જાણવું ! એ ભૂતાવળોના પ્રસંગો, સુકાપાટમાં વડલો વાવવાના પ્રયત્નો, બધુંય આજના કહેવાતા જીવનપ્રસંગોને જરૂર ઉપમા આપે તેવા છે અને એ પછીનો મુંબઈનો પ્લેગનો પ્રસંગ ! બીજો કોઈ હોત તો કદાચ ના ન ભણત, પણ બહાના શોધત, છટક બારીઓનો લાભ લેત, પણ એવું કદાચ નહિ ! એકથી માંડીને સમાન ભાવે સેવા, સહિષ્ણુ હૃદયે તેમનો ઉત્તર સત્કાર અને છેવટે પોતાને પણ પ્લેગની ગાંઠ નીકળે ત્યાં સુધીની કર્મવીરતા ચાલુ જ હોય ! સેવાના ઢોલ પીટાતા નથી એ તો અંતરાત્મામાં પ્રગટે છે ને ત્યાં જ પમરે છે !

એ પછી તેઓ સ્થાનકમાર્ગી સાધુ બને છે એક દહાડો એમને તેમાં અસંતોષ પ્રગટે છે ને એ અસંતોષ જાહેર થતા સંપ્રદાયમાં જબરો ઊહાપોહ જાગે છે, હજારો ભયની ભૂતાવળો, અપમાનો-હાડમારીઓ સામે આવી ખડી રહે છે મુનિજી આ બધા સામે હસે છે કશાયનો ભય નથી ! એ તો સાપની કાંચળી જેમ એને ઉતારી ચાલ્યા જાય છે એવા ઘણાય માનવીઓ નીરખ્યા છે, જેઓ માન્યતાફેર છતાં સંપ્રદાયના ડરે એ જ ચાલતા ગાડે ચઢી સફર કરી રહ્યા હોય છે એ મહાત્માઓને ઇહલૌકિક માનાપમાનો ડગાવી રહ્યા હોય છે

આ પછીના પણ પ્રસંગો આખી સંપૂર્ણ વિવેચના માગી લે ! બારોટો સામેની ભડવીરતા, જલપ્રલયની શૂરવીરતા, ચારિત્રધર્મની અડગતા અને ગુરુકુલ અંગેની કાર્યક્ષમતા ઇતિહાસનાં અનેક પૃષ્ઠો રોકે તેમ છે સ્યાદ્વાદને સમજનાર, એના મર્મને પરખનાર આ મુનિજી મને આજની સાધુતા સામે એક ઉદાહરણરૂપ લાગ્યા અને એમનું જીવનચરિત્ર લખવાની વૃત્તિ મારામાં જાગૃત થઈ

પણ મારી શક્તિ માટે બહુ વિચારવા જેવું હતું છતાં મુનિજીની સતત પ્રેરણા, બધી પરિસ્થિતિ સમજાવી મારી કલમને આપેલી છૂટ અને સાંભળેલા એ તેજસ્વી જીવન પ્રત્યેનું આકર્ષણ, આ ત્રણ વાતોએ મને લેખક અને સંપાદક બનાવીને જ છોડયો

આ એક જીવનચરિત્ર છે, અને હું કંઈ જીવનચરિત્રોનો લેખક કે સંપાદક નથી સામાન્ય લેખક કે સંપાદક કરતાં જીવનલેખક પાસે વધુ સહૃદયતા હોવી ઘટે છે એવી કોઈ મહત્તા મારી પાસે નથી અંતેવાસી દ્વારા લખાયેલાં જીવનચરિત્રો વધુ સંપૂર્ણ મનાય છે હું તો અંતેવાસી પણ નથી અને જીવનના લેખન તથા સંપાદન કાર્ય વખતે તેમના અંતેવાસીઓનો પરિચય પણ સાધી શક્યો નથી જીવનલેખકે ચરિત્રનાયકના સદ્ગુણોની અત્યુક્તિ કે દુર્ગુણોની અનુક્તિથી દૂર રહેવું જોઈએ

આ વાતમાં પણ હું કંઈ તટસ્થ રહી શક્યો છું કે નહિ તે પણ જાણી શક્યો નથી. પુરોપકારી, દાનવીર કાર્નેગીના મત મુજબ' જીવનચરિત્રનો લેખક હૃદય અને મસ્તિષ્ક (સદ્‌ભાવ અને બુદ્ધિ) થી નીરોગી હોવો જોઈએ.' એવા નીરોગીપણાનું સર્ટીફિકેટ મારી પાસે નથી. હું તો માત્ર એક જ વાક્યને અનુસર્યો છું:

"On the lives of remarkable men ink and paper sould least be spared."

'નામાંકિત નરોનાં જીવનચરિત્ર પાછળ શાહી કે કાગળની સ્હેજ પણ કસર કરવી જોઈએ નહિં'! મહાકવિ ગેટેના આ મત મુજબ હું વર્ત્યો છું. શાહી અને કાગળો પર કેવા અક્ષરો ઉઠયા છે તેની ચર્ચા વિવેચકોને સોંપું છું.

વર્તમાન પદ્ધતિનાં જીવનચરિત્રની મૂળ કળા પશ્ચિમથી આયાત કરેલી છે. પણ સુખની વસ્તુ તો એ છે કે આજે હિંદે એ કળા અપનાવી છે. જીવનચરિત્રો ભાવી પ્રજાના ઘડતરમાં બહુ અગ્રભાગ ભજવે છે અને દેશની કે જાતિની મહત્તાનાં સદા દર્શન કરાવે છે. જીવનચરિત્રો જેટલાં વંચાય તેટલાં લાભદાયક જ છે, પણ દિલગીર થવા જેવું છે કે આપણે ત્યાં જૈનોમાં એ વાત પર બહુ દુર્લક્ષ્ય કરવામાં આવ્યું છે. એ કારણે હજારો જૈનવીરોનાં જીવનચરિત્રો વિવાદાસ્પદ બનેલાં છે. મહામાત્ય વસ્તુપાળ ક્યારે જન્મ્યા, તેમની માતા કોણ? વિમળશાહે કે શાન્તિદાસ શેઠે રાજકીય મહત્ત્વનાં શાં કાર્યો કર્યાં એના પૂરા ઉલ્લેખો પણ આપણી પાસે નથી. અરે! ગઈ કાલના સમર્થ સાધુઓ, સમર્થ કળાકોવિદો ને કારીગરો પણ ભૂલાઈ જતા લાગે છે.

મેવાડનાં જીર્ણ મંદિરોના સમારકામ પાછળ જીવન સમર્પણ કરનાર લલ્લુભાઈ જેવા વણિકશ્રેષ્ઠને, સાત સાગર પાર જઈને અનેક કળા કારીગરીઓ દેશમાં લાવી વસાવનાર શાહસોદાગરોને કે બીજા પ્રાન્તોમાં મહામહેનતે રોટલો રળી ખાતા કો વિદ્યાવિશારદોને કોણે આળેખ્યા છે? જૈનોમાં આજે પારકાના દોષને પર્વતસમ કરી જોવાનો ને પોતાના દોષને ગુણ જોવાનો બજાર ગરમ છે. અને એથી જ જૈનોનું જીવન સંખ્યાના રંગો પ્રસારતું જોવાય છે.

ભૂતકાળની ભવ્યતા એ માતાનું ધાવણ છે. એ ધાવણ વગર બાળકો બધી વાતે રૂષ્ટપુષ્ટ ક્યાંથી બનશે? અલબત્ત! આજે ઘણું નષ્ટભ્રષ્ટ થયું છે. છતાં હવે પણ જાગવા જેવું છે. મળે તેટલી સામગ્રીથી પણ એ નરવીરોની અક્ષરતા સરજવાની છે. અધુરું અધુરું તોય માતાનું ધાવણ બાળકને પુષ્ટ બનાવશે જ. પણ આયાના ધાવણથી ઉછેરેલું સંતાન 'માતૃદેવો ભવ'ના મંત્રો શી રીતે ઉચ્ચારશે?

ઉપર્યુક્ત, મારા મનથી આવશ્યક લેખાતી, ફરજથી મેં આ કાર્ય કર્યું છે. આમાં ઘણી અપૂર્ણતા છે. સાંભળ્યા માત્ર પરથી જ આનું આલેખન કર્યું છે. લખીને વિચારી પણ શક્યો નથી. કોઈને બનાવવાની ફૂરસદ પણ નથી મેળવી. છતાં એ જૈન ઈતિહાસનું એક ઉજ્જવલ પૃષ્ઠ છે ને આજના શ્રમણ અને શ્રાવક સમુદાયમાં પ્રવર્તતી અકર્મણ્યતા સામે એક દિશા દેનાર તારક છે તેમ સમજી આ જીવનથાળ મેં પીરસ્યો છે. સામગ્રી કે ઠાઠમાં ફેર હશે, છતાં તેથી જીવનની મહત્તામાં કશો ફેર નથી એ નિર્વિવાદ છે.

આટલા ટૂંકા નિવેદન પછી મારે મારા પૂજ્યો, મિત્રો, મુરબ્બીઓ અને સ્નેહિઓનો આભાર માનવાની ફરજ અદા કરવી જ રહી.

ગ્રન્થનાયકના સુશિષ્યવર્ગ-વિદ્વાન ત્રિપુટી મુનિરાજ શ્રી દર્શનવિજયજી, મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી, મુનિ ૧૪ શ્રી ન્યાયવિજયજી આદિ-જેઓ આ ગ્રંથમા મૂળ પ્રેરણાભૂત છે, તેમજ જેમણે અપૂર્વ વિશ્વાસ સાથે મને ચરિત્રનું ચિત્રણ કરવા દઈ, તેમજ બીજી બધી વાતોમા મારા નિર્ણયને માન્ય રાખી મને આ કાર્યમા પ્રેર્યો છે-તેમનો આભાર માનુ તેટલો ઓછો છે આ ચરિત્રનો ઘણો સુયશ તેમને જ ઘટે છે

આ પુસ્તકની પ્રસ્તાવના તરીકે અપાયેલ લેખ 'એ મહાપુરુષને એક હજાર આઠવાર વંદન' ના લેખક પૂજ્ય પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજના પ્રશિષ્ય, જૈન તેમજ જૈનેતર સમાજમાં પોતાની વિદ્વત્તા અને વિચારકતાથી પંકાયેલા, આગમજ્ઞ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ છે તેઓશ્રીના આ શ્રમ બદલ મારે તેમનો આભાર માનવો જ રહ્યો

આ પછી અભિન્નહૃદયી ભાઈ રતિભાઈ-કે જેમની સાથે આ ગ્રંથની મહેનત-મૂડીનો મઝિયારો વહેંચવા જાઉં તો મારે ભાગ શુ રહે તેની મને શંકા છે, તેથી તેમનો આભાર માનવો બાજૂએ રાખી.

ગૂજરાતના સુપ્રસિદ્ધ કળાકાર-અને તેથીય વધુ એક વહાલસોયા બધુ જેવા, સમય કે સ્વાર્થને અળગાં રાખી-વખત કવખતના આગમનને પણ પ્રેમથી વધાવનાર, શ્રીયુત કનુભાઈ દેસાઈનો આભાર જેટલો માનુ તેટલો ઓછો છે તેઓ જેટલા કુશળ કળાકાર છે તેટલા જ કુશળ માર્ગદર્શક ને પ્રેરક છે આ ગ્રંથના રૂપરંગ અને સૌંદર્ય સુઘડતા વગેરે જે સારુ હોય તે તેમનુ જ કહેવાય!

મણિ મુદ્રણાલયના મેનેજર શ્રીયુત સોમાભાઈની સજ્જનતા પણ પાને પાને બોલે છે, એટલે તેમનો તેમજ જ્યોતિ મુદ્રણાલયના માલિક શ્રીયુત ધીરજલાલ ટોકરશી શાહનો, પ્રેસની તમામ સગવડ મારે હવાલે કરી આ પુસ્તકનો છેલ્લો ભાગ જલ્દી તૈયાર કરી આપવા માટે, મારે આભાર માનવો રહ્યો કુમાર કાર્યાલય અને બચુભાઈ રાવતને પણ, સમયે સમયે દિશાદર્શન તથા કવર-જેકેટ છાપી શોભામા વધારો કરવા માટે, મારે યાદ કરવા જોઈએ

આ સિવાય ઘણાય મિત્રો છે, જેઓએ મને મિત્રભાવે મદદ કરી છે આ પુસ્તકમા અનેકોનો પ્રેમ છે મારું શુ છે તે વાચકે શોધી લેવાનું છે અને તેટલા પૂરતો મને ન્યાય આપવા વિનવુ છુ

ચારિત્રજયંતી, તા ૮-૧૧-૩૬
માદનપુરા, પરેલનો માઢ
એલીસબ્રીજ અમદાવાદ

કુછ ચિરાગોં કો, ન શાદી સે, ન માતમ સે હૈ કામ,
હર મહેફિલમેં હમને દેખા, ઉનકો જલ જાતે હુએ.

સંસારના કેટલાક દીપકોને જગતનાં વિનોદ કે વિષાદ (રાગ-દ્વેષ) સાથે કશો સંબંધ હોતો નથી. એ (સ્થિતપ્રજ્ઞ) દીપકો સંસારના દરેક ઉત્સવોમાં પોતે 'પ્રજ્વલના' જ રહે છે (અને માર્ગદર્શન કરવા પાછળ જાતને ગાળી નાખે છે).

# જીવન-યાત્રા



सच्चस्स आणाए उवट्ठिए मेहावी मारं तरइ

સત્યની આજ્ઞાથી ઊભો થયેલો બુદ્ધિમાન પુરુષ મૃત્યુને તરી જાય છે

: ૧ :

# તે કાળે—તે સમયે

ઈશુની ઓગણીસમી શતાબ્દિની છેલ્લી વીસી—એટલે પૂર્વ અને પશ્ચિમનાં બળોનો સંક્રાન્તિકાળ. સંસારસુધારા અને રાષ્ટ્રજાગરણનો મહત્ત્વનો કાળ. ઓસરતી આધ્યાત્મિકતા ને જામતી વિજ્ઞાનકળાનો એ મહામહિમ યુગ! ભારતના આખાય સમાજજીવન અને રાજકીય જીવનમાં પ્રવૃત્તિનો એક નવ પ્રવાહ વહી રહ્યો હતો.

શું ધર્મક્ષેત્રે કે શું રાજક્ષેત્રે, વિવિધરંગી પડછાયાઓ પથરાઈ રહ્યા હતા. પશ્ચિમની સંસ્કૃતિના ગાઢાઘેરા રંગો આપોઆપ તરવરી આવતા હતા. જ્યારે પૂર્વીય સંસ્કૃતિની અસ્મિતા સંકુચિતતાની પાંખો બીડતી કોમ, વાડા કે ઘોળોના, પક્ષ, સમાજ કે સંઘના અંધકાર પાછળ ભરાતી જતી હતી.

'૫૭ના બળવા પછીનું હિંદ બરાબર થાળે પડ્યું હતું. અને લૉર્ડ રિપનના કાળ પછી લૉર્ડ ડફરિન હિંદી શહેનશાહનો પ્રતિનિધિ બનીને આવ્યો હતો. અફગાનિસ્તાનના અમીર સાથે સંબંધ વધારવા એ રાજસભાની ખટપટ આદરી રહ્યો હતો. જ્યારે વાયવ્ય સરહદ ઉપર રશિયન આક્રમણને અળગું રાખવા બ્રિટીશ રેજીમેન્ટો ગોઠવાતી હતી.

રાષ્ટ્રના પુનરુત્થાનની પ્રવૃત્તિના જન્મદાતા રાજા રામમોહનરાયે જે બળોને વેગ આપ્યો હતો, તે અત્યારે ચાલૂ હતાં. રાજકીય પરતંત્રતાનું ભાન દીવા જેવું થયું હતું ને તેના અંગે સંસારસુધારાની ચળવળને પણ વેગ મળ્યો હતો. શ્રી સુરેન્દ્રનાથ બેનરજી, તેલંગ, તૈયબજી, સર ફિરોજશાહ તથા રાનડે જેવા અનેક આ ચળવળના અધિષ્ઠાતા બન્યા હતા. આ વેળા સીવીલ સર્વીસમાંથી નિવૃત્ત

થયેલ સર ડેવિડહ્યુમ આજની ઈન્ડિયન નેશનલ કોંગ્રેસની પ્રથમ બેઠક ભરવાની વેતરણમા હતા

ધર્મક્ષેત્ર પણ ક્રાન્તિના સખત આચકાઓથી કમ્પી રહ્યુ હતુ દક્ષિણમા થિયેસોફીનુ જોર જામતુ હતુ, જ્યારે ઉત્તરમા આર્યસમાજે પોતાનુ આધિપત્ય જમાવ્યુ હતુ બગાળમા પણ બ્રહ્મસમાજ, સાધારણ બ્રહ્મસમાજ જેવા અનેક પ્રવાહો ગતિમા આવ્યા હતા મહર્ષિ દયાનદસરસ્વતીનુ ક્રાન્તિજીવન મધ્યાહ્ને હતુ ને એમની હાકો ધર્મક્ષેત્રમા પરિવર્તનના હોકારા ગજવી રહી હતી ધર્મથી રૂઢિઓને અળગી કરી સસારસુધારાની ચળવળ પગભર થઈ હતી અને આની સામે સનાતન ધર્મભાવનાના પછડાટ બહુ ભયકર હતા

સાહિત્યક્ષેત્રમા ગૂજરાતમા નર્મદનો યુગ મધ્યાહ્ને હતો એના 'ડાંડિયા'ના ઘા ભલભલા ચમરધારીઓને કમ્પાવી રહ્યા હતા નવલરામ અને નદશકરનુ સ્થાન વિવેચકો તરીકે આગળ પડતુ હતુ આ વેળા ૬૪ વર્ષના કવિ દલપતરામ અને એમનાથી તેર વર્ષ નાના નર્મદની કડવી-મીઠી ચર્ચાઓ હોશથી વચાતી પાશ્ચિમાત્ય વિદ્યાને સાહિત્ય સાથે ગાઢ સપર્ક બધાયો હતો ઇગ્લીશ ઉપન્યાસોની પદ્ધતિએ ગૂજરાતનો પ્રથમ ઉપન્યાસ 'કરણઘેલો' રચાયો હતો, જ્યારે અમર ઉપન્યાસ 'સરસ્વતીચદ્ર'નો કર્તા વકીલાત કરવી કે નોકરી, તેના લાભાલાભના આકડા પાડતો હતો

હિદને એક તારે સાકળતી રેલ્વેટ્રેનોના પાટા ધીરે ધીરે બધે પથરાતા જતા હતા વઢવાણથી ભાવનગર અને અમદાવાદથી રાજપૂતાનાના પાટા નખાયે હજી પૂરા ચાર વર્ષ પણ વ્યતીત નહોતા થયા 'ભદ્રભદ્રીય' ભાવનાનો જમાનો ક્યારનો મધ્યાકાશ વટાવી ચૂક્યો હતો, ને સુધારાની લોભામણી લાલી ધીરે ધીરે બધે પ્રસરતી જતી હતી

જૈનસમાજનો પણ આ કાળનો ઈતિહાસ અનેકરગી હતો વર્ષોથી સત્તા જાળવી રહેલો યતિવર્ગ બુઝાતા દીપકની જેમ છેલ્લા ભડકા ચોમેર પ્રસરાવી રહ્યો હતો વ્યાખ્યાનની પાટેથી એમનુ મહત્ત્વ ઓસરી ગયુ હતુ તેમના સત્કાર અને સન્માન

પ્રસંગે સાધુઓએ સામૈયામાં હાજરી આપવી, એ તેમના મનથી અવિચળ મનાતા હક સામે સખત વિરોધ ફાટી નીકળ્યો હતો, અને એ સહુની સામે શ્રી બુટ્ટેરાયજી અને શ્રી મૂલચંદજી મહારાજ જેવા પરમપ્રતાપી સાધુપુરુષો ક્રિયા અને તપઃશીલતાની અનેરી ભાત પાડતા હતા.

સંવેગી સાધુતાનો પ્રકાશ દિનદિન તપતો જતો હતો, અને એની સામે યતિસત્તાના પછડાટ ભયંકર થતા જતા હતા. મૂર્તિભંજકોનું પ્રાબલ્ય પણ હવે છેલ્લી વિદાય લેતું હતું ને મંદિરોની અશાતના સામે આ પ્રતાપી સાધુઓનો પડકાર બહુ ઉગ્ર હતો. જ્યારે પંજાબની ભૂમિને શુદ્ધ સાધુતાથી પરિચિત કરી, તપ અને તારુણ્યના તેજમાં ઝળહળતા શ્રી આત્મારામજી ગૂજરાતમાં પુનઃ પધારી ગુરુસમા પ્રતાપી, ગચ્છપતિ, વડીલ-બન્ધુ શ્રી મૂલચંદજી મહારાજની સેવામાં સાથે જ અમદાવાદ ચતુર્માસ રહ્યા હતા. શ્રી બુટ્ટેરાયજી અને શ્રી મૂળચંદજી મહારાજની સદ્ધર્મ પ્રરૂપણાને એ જ વેગે આગળ ધપાવનાર શ્રી આત્મારામજીએ સાહિત્યનું નિર્માણ કરી બહુશ્રુતપણાની ગંગા વહેવડાવનાર ભગીરથનું પદ હાંસલ કરવા બીડું ઝડપ્યું હતું. મહર્ષિ દયાનંદ સામેના પડકારમાં અને ગૂજરાતને ચૂડ ભરાવી બેઠેલાં કેટલાંક અશાસ્ત્રીયબળો સામેનો તેમનો સામનો અપૂર્વ હતો. બધા જૈન ભંડારોનું પ્રથમ લીસ્ટ કરનાર ડૉ. પીટર્સન પણ આ કાળે શ્રી આત્મારામજીની મુલાકાત લેતા હતા. આમ આવા પ્રતાપી મુનિપુંગવોદ્વારા સદ્ધર્મશીલતાનો પાયો જ્યારે નંખાઈ રહ્યો હતો, ત્યારે શ્રી મોહનલાલજી મહારાજ અજમેરમાં રહ્યા રહ્યા મુંબઈના ક્ષેત્રને અપનાવી ધર્મક્ષેત્ર બનાવવાનાં શુભ સ્વપ્નાં સેવી રહ્યા હતા.

આવી વેળાએ શ્રાવકવર્ગમાં અમદાવાદમાં નગરશેઠ પ્રેમાભાઈની હાક બોલતી. ભલભલા પ્રતાપી સાધુઓ પણ તેમની ધર્મ-આણા ઉથાપવાની હિંમત ન કરતા. વંશપરંપરાથી ચાલી આવતી નગરશેઠાઈ શાસનસેવાનાં અનેક સત્કૃત્યોથી ઝળકતી હતી. અમદાવાદમાં

તેમનુ એકછત્રી સામ્રાજ્ય હતુ કલકત્તાના ગજા જેવા, રાયબદ્રીદાસજીની મહત્તા પણ બ ગાળના જૈન ઈતિહાસમા ઓછી ન હતી, જ્યારે શેરસટ્ટાના રાજા, અનેક ફિલસૂફ, કવિઓ અને અનેક જ્ઞાનસ સ્થાઓના સખી સહાયક શેઠ પ્રેમચ દ રાયચ દની સખાવતનો આકડો કરોડ પર પહોચ્યો હતો મુબઈના શ્રીયુત વીરચ દ દીપચ દ જેવા અનેક જનસમાજમા દાનની ગ ગાનો પ્રવાહ બરાબર વહેતો રાખી રહ્યા હતા

જૈનસાહિત્યક્ષેત્રમા પણ નવી ક્રાન્તિ આવતી હતી અનેક વિરોધોના શમન પછી શિલાછાપના પુસ્તકોમાથી નવા બીબામા પુસ્તકો છપાવવા શરૂ થયા હતા અને તેની પહેલ કરનાર કરછી ભીમસિ હ માણેકને પ્રકાશક બને આજે આઠ આઠ વર્ષ વીતી ગયા હતા રાયબહાદુર ધનપતસિહજીને આગમ પ્રકાશનનો પ્રાર ભ કર્યે સાત વર્ષ વીત્યા હતા આજે તો 'પન્નવણા' પ્રેસમા છપાઈ રહ્યું હતુ

જૈન પત્રકારિત્વ તો બહુ બાલ્યાવસ્થામા હતુ અમદાવાદથી નીકળતા 'જૈન દીવાકર' ઉપરાત 'જૈન સુધારક' પત્રો મ દગતિએ પ્રગતિ કરી રહ્યા હતા જ્યારે ડાહ્યાભાઈ ધોળશા જેવા નાટચકાર, શાળામા મ સ્કૃત શિખવતા 'સ્યાદ્વાદ સુધા' કાઢવાની તૈયારીમા હતા સ ૧૯૩૯ મા 'સાતવ્યસન ત્યાગાદિ પાચ નિયમોધારી ૧૧ સભ્યોની સ્થાપેલી' જૈનધર્મ પ્રસારક સભાની ઉંમર એક વર્ષની હતી, ને એનુ કાર્યક્ષેત્ર નિબ ધો લખાવવા છપાવવામા મર્યાદિત હતુ

અમેરિકામા જૈનધર્મનો ડ કો વગાડનાર અને સ્વામી વિવેકાન દના કઈક સમકક્ષ શ્રી વીરચ દ ગાધવજી આજે તો જૈન એસોસીએશન ઓફ ઈન્ડિયાનુ મ ત્રીપદ સ ભાળી રહ્યા હતા સાડાચાર લાખ શ્લોક પ્રમાણના 'અભિધાનરાજેન્દ્ર' કોષના કર્તા વિજયરાજેન્દ્રસૂરિ મૂર્તિપૂજાના પ્રચાર માટે કમર કસી રહ્યા હતા ચિદાન દની મસ્તવાણી કેટલાયને મસ્ત કરતી વહી રહી હતી

જુની કચ્છી વીરતા ને દાનશીલતાની યાદ આપનાર કચ્છ નળીઆની દશા ઓસવાળ જ્ઞાતિનો નરસિહ નાથા આજે કચ્છી

ઓસવાળ સમાજના તારણહાર તરીકે બધે ઓળખાતો હતો. ઘેરથી લોટોદોરી લઇને આવેલ એણે મુંબઇમાં આપબળે શ્રીમંતાઇ મેળવી હતી. પણ કચ્છીભાઈઓની હમદર્દી એ નહોતો ભૂલ્યો. નોકરીએ કે ધંધાએ આવનાર કચ્છીને એને ત્યાં હેતનો રોટલો ને ઓટલો મળતાં. ધંધે કે નોકરીએ ન લાગે ત્યાં સુધી એની સહાય ને આશરો રહેતાં. માંડવીબંદરના કચ્છી જૈનોને મુંબઈમાં સ્થાયી કરનાર એ સખીમર્દ જ હતો. પાલીતાણાની ધર્મશાળા આજે પણ એની યાદ આપવા ઉભી છે.

કચ્છ કોઠારાનો કેશવજી નાયક પણ મહામુત્સદ્દી ને શાહ સોદાગર તરીકે પંકાતો હતો. પાલીતાણા પર કેશવજી નાયકની ટૂંક બનાવનાર તેનો પુત્ર નરસિંહ કેશવજી પણ સખીપણામાં કંઈ ઉતરે તેમ નહોતો! આવા તો અનેક કચ્છી વીરો વેપારીપણામાં, મુત્સદ્દીવટમાં ને ઉદારતામાં પંકાતા હતા.

શ્રી આણંદજી કલ્યાણજીની સુપ્રસિદ્ધ પેઢીનું બંધારણ બંધાયા હજી ચાર વર્ષ જ વીત્યાં હતાં. જ્યારે ભોંયણીતીર્થ આઠ વર્ષની અવસ્થાનું હતું. શત્રુંજયનો પોકાર ધીરે ધીરે વધતો જતો હતો ને પંદર હજારના આંકડા વધવા ચાહતા હતા. અને આ કારણે કેટલીયવાર છમકલાં થવાનો પ્રસંગ ઊભો થતો.

આજના શ્રી વિજયનેમિસૂરિ, ગઈકાલના નવયુગપ્રવર્તક શ્રી વિજયધર્મસૂરિ એ વેળા મહુવાની શેરીઓમાં ધૂળે રમતા હશે, જ્યારે જૈન જાદુગર નથ્થુમંછા વાતવાતમાં હાથચાલાકી બતાવી કેટલાયની પાઘડીઓ ઉડાવતો ફરતો હશે!

તાંત્રિક બળ છેલ્લા ડચકારા લઇ રહ્યું હતું, છતાં હજી તેની ધીમી અસર સહુ પર હતી. પંચમહાજનની સત્તા પશ્ચિમાકાશમાં ઉતરતી હતી છતાં હજી આધિપત્ય ચાલતું હતું. સાધુતાના સંસ્કાર ભોળા અને ભદ્રિક હતા. શાસનસેવાની તમન્ના અને સ્વધર્મીના આદરસત્કારનો યુગ આથમ્યો ન હતો.

એવી તવારીખની તેજછાયામાં આપણા કથાનાયકનો જન્મ થયો.

२

# વતન ને વંશ

ભલ ઘોડા કાઠી ભલા, પેની ઢક પહેરવેશ
રાજા જદુવંશરો, ઓ કોતરિયો દેશ !

કુદરતની ઘણી ઘણી અગવડો પામીને વીર બનેલો કચ્છ કદી નકશામા નિહાળ્યો છે ?

અરબી સમુદ્રના ઊંડા જળની સપાટી પર એક વહાણુ અગર તુંબડાની જેમ તરતો, એકલો, અચલ હિમાલય જેવો, કચ્છ વાળેલા કોઈ યોદ્ધા જેવો, ઇલાહિદો ઉભેલો, પાચલાખની વસ્તીવાળો એ પ્રદેશ નિહાળ્યો છે ?

હિંદના પશ્ચિમ કિનારે, કાઠિયાવાડને સામે કાંઠે, અઢાર વીસ માઈલ લાંબી ખાડીના પાણી ઓળંગી વસતા એ પ્રદેશમા– જૂનું જ્ઞાન, જૂની ઢબ ને જૂની પદ્ધતિની ભોળી વીરતાએ વરેલી એ ભૂમિની મટોડીમા–મર્દો પેદા થાય છે તેના ફળફૂલ વગરના, ખેર, બોર ને બાવળના કાંટા ઝાંખરાવાળા વૃક્ષો વચ્ચેથી પણ મર્દાનગીના, સાગરસમૃદ્ધિના, દરિયાઈ શૌર્યના, એકવચનીપણુાના અને સ્વાર્પણુના ગેબી પડઘા પડતા આજે પણુ સભળાય છે એના બૂઢા માલમો આજે પણુ કોઈ તવારીખકારને થભાવી દે તેવી શૂરાતનની વાતો કરે છે સામાન્ય વાતચીતમા વચને ચઢી જનાર, એની પાછળ માથા ડુલ કરવાની અસ્મિતા

જાળવનાર એ દેશ! જ્યાંનાં ભોળા ભલા ઓઢાવીર પાછળ હોથલ જેવી રૂપસુંદરીઓ ઝૂરતી આવે; જે દેશમાં ફત્તેમહમદ જેવા વીરમર્દ પાકે; જ્યાં બ્રહ્મક્ષત્રિય આજમશેઠ સુંદરજી શિવજી જેવા સુલતાનેસોદાગર નીપજે; જ્યાંના દાનવીર જગડૂશા દુષ્કાળથી પ્રજાના રક્ષણ માટે પૈસાને પાણીના પૂરે રેલાવે; જ્યાંના લક્ષ્મીદાસ કામદાર મુસદ્દીપણાના બોધપાઠ આપે. સંક્ષેપમાં જે ભૂમિનો એકેએક વિભાગ જવાંમર્દી, ફનાગીરી ને સમર્પણના મંત્રોથી ગાજે છે, એવો, ભાષાની કશીય સમૃદ્ધિ વગરનો, પારકાની ભાષાલિપિએ ભાખનારો કચ્છ, કરડો, કડપવાળો, ખરબચડો છતાં અમુલખ જવાંમર્દોની ભોમકા છે.

એવો એ કચ્છ! એના કંઠી પ્રદેશના પત્રી ગામમાં વીશા ઓસવાલનું એક કુટુમ્બ વસતું હતું. સ્થિતિએ સાધારણ અને ધંધે કૃષિકાર. વરસતે વરસાદે ખેતરોમાં મહેનત કરનાર, શિયાળો, ઉનાળો, ચોમાસું બધું એક ભાવે ભેગું કરી મજૂરી કરનાર એ કુટુમ્બ પૃથ્વીનાં પડને પરસેવે ભીંજવી પેટપોષણ કરતું. સરલ ને સાદું બુદ્ધિબળ, ટૂંકી મિલકત, ટૂંકું ખર્ચ, ટૂંકું જ્ઞાન ને ટૂંકી મહત્ત્વાકાંક્ષા! સત્યની રૂઢ થયેલી મર્યાદાઓ ને કોઈ સાધુ પુરાણીએ સંભળાવેલી ધર્મ – સીમાઓ વચ્ચે એ કુટુમ્બો જીવતાં.

એ ગામના વીસા ઓસવાળોના ઘરોમાં એક કુટુમ્બ વેઢાને નામે ઓળખાય. વધુ અધ્યાત્મ તરફ ઝૂકેલા એ કાળમાં દેશનો કે જાતિનો ઈતિહાસ રાખવામાંય જાતપ્રશંસાનું પાપ મનાયું હશે, એટલે વેઢા કુટુંબના પૂર્વજોનો ઇતિહાસ તો કંઈ ઉપલબ્ધ નથી, છતાં પરંપરાથી એ કુટુમ્બના કર્મવીરપણાની એક કથા આજ સુધી કહેવાતી આવી છે, જેમાંથીય વંશગત વીરતાના ચમકારાનું દર્શન અવશ્ય સાંપડે છે.

સુમરાઓના રાજઅમલની એ વાત! એ કાળે બાદશાહની જીભ એ કાયદો ને એમની ઇચ્છા એ જ ન્યાયાન્યાય! લોકો પર અણધારી ને અંધારી આફત ઉતરી આવે. આવી આફત

કોઈ એક ગામના એક ઓસવાલને માથે ઉતરી રાજ્ય-સિપાઈઓ તેને બાદશાહસલામત પાસે ન્યાય કરાવવા મુશ્કેટાટ બાંધી લઈ ચાલ્યા

'કા તો હાથીના પગ તળે, કા તો કુતરાઓની રાક્ષસી દાઢો વચ્ચે, મરજી થાય તો જીવતો તેલમા તળે ને દિલ ચાહે તો ગરદન પણ મારે!' બાદશાહી જૂલ્મની અનેક ભૂતાવળો કેદી બનેલા ઓસવાળ નરની આખ સામે હાજર થઈ રોમાચ ઊભા કરનારી એ કલ્પનાઓ હતી પણ ઓસવાળ નરે ધૈર્ય રાખી બળ ને બુદ્ધિ અજમાવવાનો નિશ્ચય કર્યો

સમીસાજની છેલ્લી સધ્યા અધકારના પડદા પાછળ સરવા લાગી અને ક્ષિતિજ પર ક્ષણજીવી ઘેગે લાલ પ્રકાશ ચમકી રહ્યો પેલા કેદી ઓસવાળે સિપાઈઓને વિનતિ કરી

'ભાઇ! શૌચ જવાની તાકીદ થઈ છે!'

'સાલા બનિયા!' સિપાઇઓ કેવળ વ્યાપારી વૃત્તિવાળી બનિયાની ઢીલી જાત પર હસ્યા હશે, પણ આ કામ તો ખરી તાકીદનું! એને કાઈ મુદત મરાય!

થોડા વિચાર કરી સિપાઇઓએ એને કાડે મજબૂત રસ્સી બાધી શૌચથી નિવૃત્ત થવાની રજા આપી જારના માથોડા ઊંચા ડુંડાથી ભરચક્ક ખેતરમા પેલો ઓસવાલ ચાલ્યો ગયો દોરડાનો એક છેડો સિપાઇઓના હાથમા હતો

રાત પડી ગઇ વખત પર વખત વીતતો ચાલ્યો, પણ શૌચ જવા ગયેલો બનિયો હજી ન આવ્યો!

'બનિયા!' દોરડુ ખેચતા સિપાઈઓએ બનિયાની જાત પર કટાક્ષ કર્યા એમની રહેણીકરણીની ચર્ચા કરી પરસ્પર હસ્યા પણ પેલો બનિયો તો ન આવ્યો તે ન જ આવ્યો થોડીવારમા એ હાસ્ય શકામા ફેરવાઇ ગયુ તેઓ ખેતરમા ગયા, દોરડાને એક મોટો આચકો માર્યો, ને જારનો એક સાંઠો ખણખણ કરતો દોડી ઉઠયો જાણે સિપાઇઓની મૂર્ખતા પર એ હાસ્ય કરતો ન હોય!

સિપાઈઓ ઠેઠ નજીક ગયા. જોયું તો દોરડું ઝાડઝાંખરાના વેઢા સાથે બાંધેલું ! બનિયો હાથતાળી આપી પલાયન થઇ ગયો. સિપાઈઓ મુંઝાઇ ગયા. તેઓ જાણતા હતા કે હાથમાં આવેલો ગુન્હેગાર નાસી જાય તો શો રાજદંડ મળે ! તેઓ ચોદિશ ફરી વળ્યા. વાહન મળ્યું ત્યાં તેનો ઉપયોગ કરી ફરી વળ્યા. બળ ને બુદ્ધિ વપરાય તેટલાં વાપરી જોયાં. પણ તેમના નશીબે નિષ્ફળતા લખી હતી. પેલો નર તો સહિસલામત ઠેકાણે બેસી ગયો હતો.

*

* *

આ બનાવે ઓસવાલ કુટુમ્બના એ નરને 'વેઢા' ને નામે વિખ્યાત કર્યો. ચોરે ને ચૌટે એની વીરતાનાં, ડહાપણનાં વખાણ થવા માંડ્યાં. તેણે પત્રીમાં આવી નિવાસ કર્યો. ત્યારપછીના તેના વારસો વેઢાની શાખથી ઓળખાયા.

વેઢાના એ પુરોગામી નરનાં બુદ્ધિ ને બળનો વારસો વંશપરંપરાથી ચાલ્યો આવતો હતો. આજે પત્રીમાં એ વંશમાંનું શ્રીપાલ વેઢાનું ઘર વખણાતું ને તેનો પુત્ર ઘેલાશા નામે ને કર્મે સુજશી હતો. સુભગાબાઈ નામની સુશીલ નારી એના ઘરમાં હતી. માથે કરજ નહોતું ને પાસે દુઝણું હતું. ઘેર 'બાપુકી' ખેતર ને જમીન હતાં. ખેડ ખેડવાને બળદ ને વાવવાને બી હતાં. પાંચે આંગળીએ પરમેશ્વર પૂજે જે સાહ્યબી મળે એ સાહ્યબી ઘેલાશાને ઘેર હતી.

સુભગાબાઈ કચ્છી નારી હતી. પતિ, પુત્ર કે ઘરપાલન સુયોગ્ય રીતે કરવું એમાં કર્તવ્યની ઇતિશ્રી માનતી. સ્વાસ્થ્યનાં દાન એ કાળે નહોતાં ઝડપાયાં. ઘેલાશા શરીરે પૂરા ને બુદ્ધિએ સાદા હતા. બાકી તો શ્રમજીવીના જીવન જીવનારને વરસાદ, વાવણી ને મોસમ સિવાય બીજી ચતુરાઈની વાતોની ફૂરસદ જ ક્યાંથી હોય !

## ૩

# જન્મ ને બાલ્યાવસ્થા

વિ. સ ૧૯૪૦ ની કાળી ચૌદશ (આસો વદ ૧૪) ની એ રાત હતી પત્રી ગામના છાણમાટીવાળા ઘરના ગોખલાઓમા પ્રગટાવેલા દીપકો પામરના તત્ત્વજ્ઞાનની જેમ લબૂઝબૂ થઈ રહ્યા હતા

ચતુર્દશી, તેમાય અધારી ને વળી આસો મહિનાની! ડોસિયુ પુરાણ આને માટે બહુ ભારે માન્યતાઓ સઘરી બેઠુ હતુ ઝાડવે ઝાડવે ભૂત ભેગા થાય ને ચકલે ચકલે ચૂડેલો રાસડા લે! હાથમા દીવો ને ડાગ લઈને નીકળનાર પણ મર્દ લેખાય માદાઓ માટે આ કાળરાત્રી મનાય ને આ દિવસે જન્મ પામનાર તો પૂરેપૂરો કમનસીબ લેખાય

છતા જન્મ અને મૃત્યુને કોઈ રોકી શકયુ છે? વેઢા કુટુમ્બના ઘેલાશાહને ઘેર સુભગાબાઈ આજે પ્રસુતિની પીડા ભોગવી રહી હતી પ્રસવની છેલ્લી ઘડીઓ ગણાઈ રહી હતી થોડીવારમા અદરથી થાળીનો રણકાર સભળાયો ને આનદસૂચક ધ્વનિ થયો

પુત્રજન્મથી સહુના મુખ પર આનદની રેખાઓ તરવરી ઊઠી આકાશના તારા જોયા ને સમયનું અનુમાન થયું

જોષીએ જોશ ભાખ્યા પારશી નામ પાડ્યુ

કુટુમ્બ શ્રીમંત નહોતું. તે કાળ મોન્ટેસરી કે કીન્ડરગાર્ટનનો નહોતો. આયાઓ કે બાબાગાડીઓને કોઈ જાણતું નહોતું. ગામડાનો સાધારણ કુટુમ્બનો એક છોકરો ઉછરે એમ ધારશી મોટો થવા લાગ્યો. કુદરતની નજીકમાંની નજીક મિત્રાચારીવાળા ગામડાની ધૂળ ને હવા એને પોષવા લાગ્યાં.

જન્મ થયો ને જીવનની ગરગડી ચાલવા લાગી. જોત જોતામાં ધારશી સાત વર્ષનો થયો ને પાટી પર ધૂળ નાખી મહેતાજીને ત્યાં ભણવા બેઠો. એ વખતે આવી નિશાળો નહોતી કે આવા શિક્ષકો નહોતા. એમાં પણ ગામડાની તો સ્થિતિ વિચિત્ર હતી. મહેતાજીનું ઘર એ નિશાળ ને કોથળાનું પાથરણું એ બેઠક. શિક્ષણ પણ અનેક જાતનું. એકડા ને વર્ણાક્ષર ઘૂંટવાના ને જરુર પડે મહેતાજીના ખાટલાના માંકડ પણ વીણવાના. કોઈ વાર ઘઉં પણ વીણવા પડે ને જરુર પડે બે કપડાં પણ ધોઈ લાવવાં પડે. પ્રાચીનકાળના આશ્રમોનો ભાંગ્યો તુટ્યો દેખાવ અહીં સંઘરાઈ રહ્યો હતો. શિક્ષણનો અર્થ કેવળ ચોપડી ને કલમ નહિ પણ કંઈક નિરાળો મનાતો.

ધારશી આ શિક્ષણ લેવા લાગ્યો, પણ સ્વભાવે પૂરો તોફાની! સ્વમાનની લાગણી પણ એટલી જ તીવ્ર. અને આ કારણે નિશાળિયાઓ સાથે ઘણી વાર દ્વંદ્વયુદ્ધનો પ્રસંગ આવે. ધારશી મજબૂત હતો ને સમોવડિયામાં કદી પાછો પડે તેવો નહોતો. પણ આવા ધારશીને એક દહાડો ખૂદ મહેતાજી સાથે કડવાશ ઊભી થઇ. એનો સ્વમાનપ્રિય આત્મા ન દાબી શક્યો. એણે મહેતાજીને સ્લેટ મારી ચાલતી પકડી.

મહેતાજી સાથેની અથડામણનો આ એક જ પ્રસંગ. એ પછી તો બધું બરાબર ચાલ્યું લાગે છે. છતાં બહારનાં તોફાનો તો વધતાં જ ગયેલાં. પિતાનો ખેતીનો ધંધો એટલે તેમાં મદદ કરવી પડે. કદી રાતે ખેતરમાં રાતવાસે જવું પડે, દિવસના ભાત આપવા જવું પડે. વાવણી ને કાપણીના દિવસોમાં તો રાત કે દિવસ જોવાય જ નહિ. આ બધી કઠિનાઈઓએ ધારશીના દેહ

પર બહુ લાભ પહોંચાડયો શરીર સુદૃઢ ને કસાયેલું થયું. સ્વાસ્થ્યની સુરખી દેહ પર લાલ ચટક રેખાઓમાં તરવરી ઊઠી એનું ખડતલપણું, નિર્ભયતા અને એથીય આગળ વધીને સહિષ્ણુતા ખૂબ વધ્યાં

એની સહિષ્ણુતાની કસોટી કરતો એક દાખલો એ જ વખતે બનેલો એક વખત અંધારી રાતે ભેરના છોકરા સાથે ધારશી મગના ખેતરમા ઘૂસ્યો મગની રૂપાળી શીંગોએ એનું મન લોભાવેલું થોડીવાર થઈ ત્યા તો રખેવાળ જાગી ગયો એને તરત જ ભાન થયું કે ખેતરમા ચોર ઘૂસ્યા છે એ ડાંગ લઈ પાછળ દોડ્યો ભેરનો છોકરો તો વખતસર છટકી ગયો ધારશી માટે કોઈ માર્ગ નહોતો સામે મોટી કાંટાની વાડ હતી એણે કાંટાની વાડ પર છલંગ મારી વાડ તો ઓળંગાઇ ગઈ પણ તેની બાજુમા જ એક અવાવરુ કુવો હતો કાંટા ને ઝાંખરાથી ભરેલો ધારશી તેમા પટકાઈ પડ્યો આખું શરીર લોહીલુહાણ થઇ ગયું પણ તેણે એકે ઊંકારો ન કર્યો થોડીવારે મહામહેનતે બહાર નીકળી કાંટા વીણી કાઢી ઘેર જઈ સુઈ રહ્યો ચોરી કરવા જતા પકડાઈ જવાની નામર્દાઈ કરતા આ કાંટાના દુઃખ સહેવામા એને મર્દાઈની મઝા લાગી! ધારશીના આ પરાક્રમની વડીલવર્ગને જાણ પણ ન થઈ

દશબાર વર્ષની ઊંમરમા તો એ જુવાન જેવો લાગવા માંડ્યો એના સ્નાયુ કમાયેલા ને છાતી ઢાલ જેવી પહોળી થઈ એ જેમ વધતો ગયો તેમ એની હિંમત, સાહસ ને નિર્ભયતા પણ વધતા જ ગયા કહો તો અડધી રાતે ચાર ગાઉ જઈ પાછો આવે અને શરત મારો તો ભૂતના સ્થાનકે કલાકોના કલાકો બેસી રહે! ભય જેવી વસ્તુ જ જાણે નહિ!

પત્રી ગામની બહાર, કુંદરોડિયાના રસ્તે એક બાવળ હતો આ બાવળમા હાજરાહજુર ભૂતનો વાસો છે, એવી લોકમાન્યતા હતી દિવસે પણ ત્યાંથી એકલા તો ન નીકળાય! રાતની તો

વાત જ શી? એ રસ્તેથી આવજા કરવામાં આ બાવળ બહુ વિઘ્નરૂપ મનાતો.

ગામના પટેલને આ વિઘ્ન દૂર કરવાનો વિચાર થયો. જડમૂળથી જ બાવળ ઉખેડી નાખવો એવો નિશ્ચય કર્યો. ધારશી એની નિર્ભયતા માટે જાણીતો હતો. પટેલે એને બોલાવી કહ્યું:

'ધારશી! એક કામ છે.'

'કહોને! તમને કે'દી ના પાડી છે!'

'પણ કામ જરા મર્દાનગીનું છે! પાછો તો નહિ પડે ને?'

'એની ફીકર નહિ, પણ ઇનામ શું?'

'સવા કોરી.'

ધારશીએ કામ સમજી લીધું ને સંધ્યાનો છેલ્લો પ્રકાશ પૃથ્વી પરથી તદ્દન ભૂંસાઇ ગયો ત્યારે કુહાડી લઈ ધીરેથી ઘરબહાર નીકળી ત્યાં પહોંચી ગયો. તારાઓના પ્રકાશમાં ઉભો બાવળ તમરા ને વનવાંગડાંની ચીસોથી અશાન્ત હતો. ધારશીએ આડુંઅવળું જોયા વગર કુહાડાનો ફટકો માર્યો. નાનાં મોટાં પીળાં ફૂલ જમીન પર પથરાઈ ગયાં. પછી તો ફટકા પર ફટકા, ઘા પર ઘા!

કેટલીયવાર સુધી આ કામ પહોંચ્યું. આખરે મધરાતનો શીળો પવન છૂટચો ને બાવળ કડેડાટ સાથે જમીનદોસ્ત થયો. ધારશી કામ પુરું કરી કુહાડી ખભે મૂકી રવાના થયો. ઘેર પહોંચી કુહાડી ખાટલા નીચે નાખી એ ઘસઘસાટ ઊંઘી ગયો. ભરભાંખળે ઢોર છોડ્યાની વેળાએ ધારશી જાગ્યો. ઝાંખા પ્રકાશમાં જોયું તો કપડાં લાલચોળ થઈ ગયેલાં. તરત જ ગામ બહાર જળાશયે પહોંચી કપડાં ધોઈ નાખ્યાં. સવાર થતાં પટેલને ત્યાં જઈ પોતાના કાર્યનું વિવરણ કરી સવાકોરીનું ભારે ઈનામ લઈ આવ્યો!

આ તો એકાદ પ્રસંગ. આવા અનેક બનાવ ધારશીના બાલ્યજીવન સાથે જોડાયેલા છે. કોઇ ચૂડેલોના સમાગમના, તો કોઈ ભૂતભાઈના ભેટાના. ઉત્તર જીવનની નિર્ભયતાના અંકુર તેનામાં બાળપણથી જ આવી રીતે પ્રફુલ્લિત થયેલાં નજરે પડતાં હતાં.

મહત્ત્વાકાંક્ષા, ધારેલા મનસુબાને પાર પાડવાની મહિષ્ણુ ને પરિશ્રમથી જરા પણ કાયર ન થવાની વૃત્તિ આ કા પણ ધારશીમા આ રીતે પ્રકાશતા તો હતા જ

પત્રી ગામને પાદર હવાડો હતો ઢોર પાણી પી થોડીવાર ત્યા આરામ કરતા પણ કોઈ ઝાડની છાયા ન હોવાથી ગરમીમા હેગનગતિ થતી ગામલોકોએ બહુવાર પ્રયત્ન કરી જોયો પણ કોઈ ઝાડ ઉગી જ ન શક્યુ એક દિવસ આ અશક્યને શક્ય કરવાનો વિચાર ધારશીને થયો એણે નિશ્ચય કર્યો, કે એક ફક્કડ વડલો વાવવો જ

એણે પોતાના સાથીદારોને વાત કરી સહુએ હસી કાઢી 'ગાંડો થયો છે! આ વેરાનમા તે વડલો કેવો?' પણ ધારશી આથી હિંમત ન હાર્યો એણે ખાડો કરી ખાતર પૂર્યું એક સુંદર ડાળ લાવી રોપી પાણીનુ સિંચન શરુ કર્યું પણ ધખતી ધોમમા, રેતીની વચ્ચે નાનો રોપ કેમ પલ્લવે? બીજે દિવસે તે બળીને ખાખ થઇ ગયો છતા ધારશી હિંમત ન હાર્યો એક નવો રોપ નાખ્યો ક્યારો કર્યો લૂના ઝપાટાથી રક્ષવા છાયડો કર્યો

આખરે સહુના આશ્ચર્ય વચ્ચે એ રોપને ટીશીઓ ફૂટી ધારશી વધુ દઢતાથી જતન કરવા લાગ્યો વખત જતા એ રોપ ફાલ્યો ફૂલ્યો ને આજે પણ એ બાળમહાત્માની હિંમત, સાહસ ને કર્તવ્યપરાયણતાની યાદ આપતો એ પત્રીને પાદર ઉભો છે

આમ દરેક સમર્થ પુરુષો માટે બન્યુ છે તેમ–જગતના એક અધારે ખૂણે સાહસ, શૂરવીરતા, નિર્ભયતા ને મનોરથોની મક્કમતા જીવનમા ભરતો ધારશી મોટો થવા લાગ્યો

*
* *

:૪:

# મૃત્યુના મ્હોંમાં

ધારશીની ઊંમર ચૌદ વર્ષની થઈ એટલે તેના પિતાજીની ઇચ્છા તેને વ્યાપાર માટે મુંબઈ મોકલવાની થઈ. કચ્છનો પ્રાચીન વ્યાપાર પડી ભાંગ્યો હતો ને કેટલાય સાહસિકોએ પરદેશ ખેડવાની શરુઆત કરી હતી. વહાણુવટામાં હવે કસ નહોતો રહ્યો. આવક જાવક ઘટતાં દરેક ધંધા પર મંદી આવી ગઈ હતી. આવી મંદીની અસરમાં મુંબઈબંદરે ઘણા કચ્છીઓનું લક્ષ ખેંચ્યું હતું. કેટલાક તો કેવલ દોરી લોટો લઈને ગયેલા લક્ષાધીશ થયા હતા. અને એ લક્ષાધીશ કચ્છીઓ પણ પોતાના વતનભાઈઓ પર વહાલ વરસાવવું નહોતા. ભૂલ્યા વેપાર કરવા મુંબઇ આવનાર કચ્છીને રોટલા અને ઓટલાથી મુંઝાવાનું તો નહોતું જ. આવી રીતે કેટલાય કચ્છીઓ મુંબઈમાં આવીને જામ્યા હતા.

ધારશીએ લખવા વાંચવા પૂરતું ભણી લીધું હતું. પ્રથમ પિતાજી ગાજર બાંધીને મુંબઈ ગયેલા હવે ધારશીને ત્યાં જવાનું નક્કી થયું. આખરે એક દિવસ વહાલું વતન, વહાલી માતા વગેરેની હુંફ છોડી મુંબઈ જવા એ સ્ટીમરમાં ચઢી બેઠો.

૧૪ વર્ષ સુધી પત્રી જેવા ગામડામાં ઉછરેલા ધારશીને મુંબઈ જોઈ એકદમ આશ્ચર્ય થયું હશે! ધમાલ, ધમાલ ને ધમાલ! જાણે કોઈ નગરી જુદ્ધે ચડી ન હોય! વેગ, વેગ, ને વેગ!

વાહનોય દોડે ને માનવી પણ દોડે! યંત્ર ને કારખાનાઓના શોરબકોર જેમ માનવીઓ પણ શોરબકોર કરે! ચાલવાનુ પણ દોડવામા બોલવાનુ પણ ઉતાવળમા નિરાંત તો ક્યાય નહિ!

પ્રવૃત્તિના પરમ ધામ મુંબઈમા ધારશીને નવુ જોવા જાણવાનુ ઘણું હોય. ધીરે ધીરે એ બધાથી પરિચિત થઇ ગયો કુતૂહલબુદ્ધિ શાન્ત થઇ ગઈ ને તે મુંબઇગરો બનવા લાગ્યો

ધારશી મુંબઈ આવ્યો ત્યારે પિતાએ ઇચ્છા વ્યક્ત કરી હતી કે, મુંબઇ જઈ વ્યાપારમા પણ પળોટાવુ ને સાથે સાથે નિશાળે પણ જવુ ધારશીની પણ ઇચ્છા ભણવાની હતી એ બપોરના એક ગૂજરાતી નિશાળમા જવા લાગ્યો ને બાકીનો વખત પિતાજીના સ્નેહિની દુકાને બેસવા માંડ્યો અહી નિશાળમા એ નામુઠામુ લખતા, પત્રવ્યવહાર કરતા શિખ્યો તથા વેપારજોગુ જ્ઞાન મેળવી લીધુ બુદ્ધિ કુશાગ્ર એટલે થોડા વખતમા તો દુકાનની બધી આપલે, ભાવતાલનુ પણ જ્ઞાન મેળવી લીધુ

થોડા વખત પછી ઘેલાશાહને લાગ્યુ કે હવે ધારશી વ્યાપારને યોગ્ય થયો છે તેમણે તુવેરના કારખાનાવાળા એક દુકાનદારને ત્યા તેને નોકરીએ બેસાડ્યો ધારશીએ પોતાનુ તમામ લક્ષ તેમા પરોવ્યુ જોતજોતામા તો એ પાવરધો થઇ ગયો દુકાનધણીને તેનાથી ખૂબ લાભ થવા લાગ્યો થોડા વખત પછી તેને પોતાનો ભાગીદાર બનાવ્યો ધંધો ધીકતો ચાલવા લાગ્યો ધારશીની ગ્રાહકો પતાવવાની શક્તિ, નામાઠામાની ચોકસાઇ, મહેનતનો શોખ ને બજારની વધઘટ પરની દૃષ્ટિ અજબ હતા

ધારશીની આવક ઠીક થઇ માતા સુભગાબાઇ પણ પોતાની પુત્રી રતન અને પુત્ર મોણશીને લઇ મુંબઇ આવ્યા ત્યારપછી ઘેલાશા ખેતર–જમીન જાળવવા મુખ્યત્વે પત્રી જઇ રહ્યા

કારખાનુ ધમધોકાર ચાલતુ હતુ આ વેળા તુવેરદાળની ચિત્રી ચઢે એવી બનાવટ જોઈ એનુ હૃદય એટલુ લાગણીપ્રધાન બની ગયુ કે ત્યારથી તેણે જીવનભર તુવેરદાળ ન ખાધી ઉત્તર જીવનમા પણ એક વખત ભાગલપુરમા રેશમનુ કારખાનુ જોતા

તેના પર આવી અસર થયેલી ને ત્યારથી રેશમનો શરીરે સ્પર્શ સુદ્ધાં નહિ કરેલો. લાગણીપ્રધાનતા અને ધર્મપ્રિયતા જીવનના પ્રારંભથી જ કોઇના પણ ગુરુપદ વિના, સહજસિદ્ધ દેખાતી હતી.

મુંબઈમાં ધારશીનું જીવન હવે દરેક રીતે શાન્તિથી પસાર થઈ રહ્યું હતું. તેને કોઇ વાતની કમીના નહોતી. પણ ભાવીના ઉદરમાં શું ભરેલું છે, તેને કોણ જાણી શક્યું છે !

એક દિવસ દુર્દૈવનો કાળપ્રવાહ ધારશી ભણી વહી નીકળ્યો.

વિ. સં. ૧૯૫૬ માં પ્લેગદેવે મુંબઈને ઘેરી લીધું. હવાના એકાદ વાવાઝોડાએ ઝાડ પરથી જેમ અનેક પાકાં ફળો તૂટી પડે એમ માનવીઓ જોતજોતામાં મરવા લાગ્યાં. મહોલ્લેમહોલ્લે, લતેલતે, ચાલીએચાલીએ મૃત્યુની કાળખંજરી બજવા લાગી. ભર્યાં ઘર ઉજ્જડ થવા લાગ્યાં. જ્યાં ચોવીસે કલાક અટ્ટહાસ્ય ગૂંજ્યા કરતું ત્યાં પ્રાણદેવતાની પોકો સંભળાવા લાગી.

પ્લેગના પિશાચથી બચવા લોકો મુંબઈ છોડીને નાસવા માંડ્યા. કેટલાય ઘરોમાં મડદાં એમને એમ સડતાં રહ્યાં ને લત્તાઓ વેરાન બની ગયા. સડેલાં મડદાંની દુર્ગંધ, ચોર ને બદમાશોનું જોર મુંબઈમાંથી ન જનારને પણ જવાની પ્રેરણા કરતાં.

ધારશી બધું સમેટવાની તૈયારીમાં હતો. ત્યાં તો માતા સુભગાબાઇને પ્લેગની એક ગાંઠ નીકળી. ધંધો વેપાર સમેટવાની વાત બાજુમાં રહી ને માતૃભક્ત ધારશી સારવારમાં ગૂંથાઇ ગયો. દવા ચાલવા લાગી પણ દર્દ વધતું જ ગયું. બીજી ગાંઠે દેખાવ દીધો. માતા પોતાનું ભવિષ્ય પરખી ગઈ. એણે સૌને શીખામણ આપી. ત્યાં ત્રીજી ગાંઠે દેખાવ દીધો. ધારશી દિનરાત ભૂલીને સારવાર કરી રહ્યો હતો. પણ બધું નિરર્થક હતું. માતાએ બચ્ચાંઓ પર પ્યારનો છેલ્લો હાથ ફેરવી નવકારમંત્ર સંભળાવવા કહ્યું. થોડી ક્ષણો બાદ એણે આંખ મીંચી લીધી. વાતાવરણ રુદનથી કમ્પી ઉઠ્યું. શબને દેન દેવામાં આવ્યો. માતાની ધગધગતી ચિતાઓ જેવી કેટલીય જ્વાળાઓ હૃદયમાં પેટાવી ધારશી સ્મશાનથી પાછો ફર્યો.

પણ 'Sorrow Does not come alone' આપત્તિં એકલા આવવુ ગમતું નથી ઘેર આવતા નાના કોરક ફૂલ શી બેન રતન પ્લેગની દાઢમા સપડાઇ ચૂકી હતી કલેજાને મહા-મહેનતે થામી ધારશી બેનની સેવામા બેસી ગયો પણ એની સેવા નિષ્ફળ જવા સરજાઈ હતી રતન પણ માતાને પથે પળી સોનાપુરની રાખમા એ મળી ગઇ

નિરાતે વસતા પક્ષીના માળામા કોઇ શિકારીનો પજો પડે એમ ધારશીના કુટુમ્બમાથી એક પછી એક માણસો પ્લેગદેવના પજામા સપડાવા લાગ્યા માતા ને બેન પાછળ બીજા બે ગયા

ધારશીની હૃદયવેદના અસીમ હતી મમત્વના રુદન કલેજા ચીરનારા હોય છે મૂર્છાના મગશિયા મહામનના માનવીઓને પણ ડોલાવે છે

મૃત્યુ સખ્યા વધતી જ જતી હતી ચાર ઉપરથી આઠ ઉપર ને ધીરેધીરે આકડો સોલથી સત્તર પર આવી થોભ્યો એ બધાને ખભે નાખી મુબઈની ઉજ્જડ શેરીઓ વચ્ચે પસાર થનાર ધારશીની સસારી મનોભાવના તો અસારભાવનાની વલોવાતી અનેક ઉર્મિઓમા લુપ્ત થઈ ગઇ હતી આ અસારભાવના સ્વયભૂ – અનુભવજન્ય હતી સમગ્ર શાસ્ત્રોના હજારો પૃષ્ઠોમા વર્ણવાયેલુ માનવદેહનુ ક્ષણભગુરપણું એણે આખ સામે નિહાળી લીધુ હતુ સત્તર સત્તર સ્નેહિના મૃત્યુ જોનારાના દિલમા મોહક સ્નેહસબધ તો ક્યાથી હસ્તી ધરાવે !

ધારશીનુ નાનુ મુગ્ધ હૃદય આત્મમથનની અવનવી ઉર્મિઓ વચ્ચે ઝોલા ખાઈ રહ્યુ હતુ ત્યા પ્લેગદેવે પોતાના ભક્ષને બચાવવા મથનાર પર કરડી નજર નાખી એક–બે નહિ, પણ એકી સાથે ત્રણ ત્રણ ગાંઠોએ તેને બિછાના પર પટકી પાડયો આ વખતે પોતાના ગણાવાય તેવા એક નાના ભાઇ સિવાય ને કદી કદી મળવા આવતા મિત્ર સિવાય તેનુ કોઈ ન હતુ

સત્તર જે માર્ગે ગયા તે માર્ગે જવાના તેડા આવ્યા સમજી ધારશીએ વ્યથા સહન કરવા માડી

:૫:

# ધર્મને શરણે

બિછાનામાં તરફડતા ધારશી સામે એક નવી દષ્ટિ ધીરે ધીરે ઉઘડતી જતી હતી. જેણે જીવનભર આત્મા, કર્મ કે આલોક પરલોકનો વિચાર નહોતો કર્યો, એને આજે રોગ વિચાર કરાવી રહ્યો હતો! કેટલીકવાર બુરાઈ પણ ભલાઈની જન્મદાત્રી બને છે!

'મારું કોણ? માતા નહિ, પિતા નહિ, સ્નેહિ નહિ, મારું કોઈ નહિ.' ધારશીના હૃદયસાગરમાં આ વિચારે એક વર્તુલ પેદા કર્યું ને પછી તો ઉપરા ઉપરી વર્તુલો જન્મવા લાગ્યાં. આત્મા અને દેહની જુદાઈ, કર્મોની સારાસારતા, જીવન સફલ કેમ બને, સંસારમાં વ્યાપી રહેલ આ મૃત્યુથી કેમ બચાય, વગેરે વિચારો સ્વયંભૂ પ્રેરણાથી જાગ્રત થયા. આ દર્દમાંથી બચવાનો કોઈ ઉપાય નહિ હોય, એ વિચારે હૃદય પર કબજો કર્યો.

એક વિચાર આવ્યો કે એનો અન્ત પામવો, એ પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે ધારશી બિછાનામાં તરફડતાં પણ વિચાર કરવા લાગ્યો. થોડી જ વારમાં એને એ વિચારમાં પણ દર્દને કંઈ સાન્ત્વન મળતું લાગ્યું. એ વેપારી જેટલી ઝીણવટથી આગળ વધ્યો.

ઉજજડ થયેલા મુંબઈના સ્નેહિજનોમાં ધારશીનો વેલશી નામનો સ્થાનકમાર્ગી મિત્ર હતો. બિમારીની ખબર પડતાં એ જોવા આવ્યો. ધારશીની વેદના અપાર હતી, ને એ વેદનાથી પણ વધુ વેદના જાગ્રત થયેલી દષ્ટિને સમજવાની હતી. વેલશીએ આવી ધારશીને પાણી પાઈ કુશળ પૂછયા.

'વેલશી! મને લાગે છે કે હું નહિ બચું! દર્દ વધતું જ જાય છે.' ધારશીના શબ્દોમાં હજારો વીંછીના ડંખની વેદના હતી.

જીવન એને વહાલુ હતુ મોતને જીતવાનો સુદૃઢ સ્વાર્થ એ અકળાવી રહ્યો હતો

'કઈ દવા લીધી !' મિત્રે સ્નેહથી પૂછ્યુ

'લીધી, પણ નકામી નીવડી, હવે તૈયારી જ લાગે છે'

વેલશી સાચો મિત્ર હતો એનુ હૃદય ગળગળુ થઈ ગયુ મૃત્યુથી તો બચાવવાની તાકાત નહોતી મૃત્યુ ઉજાળવાનો સકલ્પ કરી એણે મિત્રધર્મ બજાવવો શરુ કર્યો

'ધારશી! તને લાગે છે કે દુનિયામા આપણું કોઈ સગુ વહાલુ છે? સસારના આ ઉધામા કરીએ છીએ, એ આખ મીચાતા કઇ રહેવાના છે? જે શરીર પર આપણે મગરુર છીએ એ પણ કાચની શીશીથીય નાજુક છે એ તે જોયુ? ઘણુંય દ્રવ્ય હોવા છતા જે સત્તર સોનાપુરમા ગયા, એ કઈ સાથે લઈ ગયા?'

ધારશીને આ વાતો કઈક સુખ પહોચાડતી હતી જેના વિચારોમા પોતે મુઝાતો હતો, એ વિચારોની કઈક સ્પષ્ટતા આમા જોવાતી હતી એ એકચિત્તે સાભળવા લાગ્યો

'મિત્ર ! સાચી દોલત ધર્મ છે જે અહી પણ રહે છે ને સાથે પણ આવે છે શરીર તો સાધનમાત્ર છે દ્રવ્ય ને આ બધુ તો નિમિત્ત માત્ર છે એનો સારો ઉપયોગ કરીએ તો સારુ પરિણામ આવે ને ખરાબ કરીએ તો ખરાબ આવે માટે ધર્મનુ શરણુ એ જ સાચુ શરણુ છે, જે મરવાના ને જન્મવાના ઝઘડાથી છોડાવે છે' વેલજી પોતાનો મિત્રધર્મ બજાવી રહ્યો હતો

'પણ અત્યારે હવે શુ થાય? હુ તો જાઉ છુ'

'ધારશી! ધર્મનુ શરણુ લે! નિશ્ચય કર કે જો સારો થઈશ તો વિરક્ત બની સસારની આ માયાજાળનો ત્યાગ કરીશ!'

ધારશી સમજતો હતો કે, આમાથી બચવું અશક્ય છે પણ જો બચી જવાય તો આટલા મૃત્યુ ને વિલાપ જોયા પછી એને સસારમા મોહ નહોતો રહ્યો તેમ કરવા તેણે પ્રતિજ્ઞા લીધી

ધારશી બીજી બધી દવા છોડી મિત્રની ધર્મદવા લઈ બિછાનમા પડ્યો રહ્યો એ કઈક હવે નિશ્ચિન્ત બન્યો હતો

પણ મિત્રે આપેલી દવા તરત ફળી. રાતે અફીણના પોલના બંધથી પ્લેગની ગાંઠો ફૂટી ગઈ અને તાવ હલકો પડ્યો.

સવારે નાનો ભાઈ મોણશી દવાની શીશી લઇને આવ્યો, પણ અચાનક શીશી એના હાથમાંથી છટકી ગઇ. બધી દવા જમીન પર ઢોળાઈ ગઈ. મોણશી ફરીથી દવા લેવા જવા તૈયાર થયો ત્યારે ધારશીએ હસતાં હસતાં કહ્યું :

'મોણશી ! સારું થયું કે એ શીશી ફૂટી ગઇ. મેં દવા લઈ લીધી છે. હવે વિશેષ દવાની જરુર નથી.' નાનો ભાઈ આમાં કંઈ સમજી ન શક્યો. પણ દર્દનાં પાણી વળતાં થયાં હતાં. ગાંઠો તો સાવ ચાલી ગઈ. તાવ પણ ગયો. શક્તિ પણ ધીરે ધીરે આવવા લાગી. થોડા દહાડામાં તો ધારશી સાવ સાજો થઈ ફરવા લાગ્યો.

પણ હવે તેના હૃદયને ચેન નહોતું. કો'ક વખત શ્રીમંતના બંગલાઓ એને લોભાવતા. કો'ક વખત સંસારની રળિયામણી લાલચો એને લહેર કરવા નોતરતી. અને એ કાળે ધારશીને વિચાર થતો કે આ આદ્ય કે પેલું ? પણ તરત જ એને યાદ આવતું કે, એ મહેલાતો ને એ ભોગવિલાસો કોઇને ન બચાવી શક્યાં. એ એમને એમ રહ્યાં ને એને પોતાનું ગણનારા તો ક્યાંય ચાલ્યા ગયા. કોઇ એમને ન રોકી શક્યું. માટે જેણે મારું રક્ષણ કર્યું તેનું જ શરણ લેવું.

વિચાર નક્કી થયો. સંસારત્યાગ જરુર કરવો. જે કોઇ પણ સંન્યાસી, સાધુ કે ફકીર મળે, જેના સત્સંગમાં મનને શાન્તિ મળે, જીવનનું કલ્યાણ થાય, તેની પાસે ધર્મનું શરણ સ્વીકારવું. બસ, મુંબઈ છોડવાની બધી તૈયારીઓ થઇ ગઈ. થોડું ઘરેણું ગાંઠું હતું તે વેચી મારી બધું દ્રવ્ય નાના ભાઇને સોંપી દીધું. એક નાનકડી ટ્રંક ખરીદી તેમા થોડાં કપડાં અને પોતાને માફક આવતી પાંચસો છસો બીડીઓનો ખજાનો ભરી લીધો અને મુંબઈ બંદરથી માંડવી તરફ જતી સ્ટીમરમાં એક દિવસ કોઈને પોતે કયા ઉદ્દેશથી જાય છે, તે કહ્યા વગર ધારશી ચઢી બેઠો.

૬

# ગુરુની શોધમાં

તરંગોની હારમાળા ચાલી રહી હતી, સાગરમાં અને ધારશીના શાન્તિશોધક હૃદયમાં અનેકવિધ વતુર્ળો ક્ષણે ક્ષણે જન્મતા ને નાશ પામતા પણ સંસારની ક્ષણભંગુરતાનો પટ એટલી મજબૂત રીતે બેસી ગયો હતો, કે બીજા બધા તરંગો ત્યાં સુધી આવીને વિલીન થઈ જતા

સ્ટીમર તીવ્ર ગતિથી માંડવી તરફ વહી જતી હતી માર્ગમાં લોકપ્રસિદ્ધ સ્ટીમર 'વીજળી'નો ભેટો થયો નવામાં નવી ઢબે બનાવેલી આ આગબોટે લોકો પર કામણ કર્યાં હતાં એ આજે પ્રથમ પ્રવાસે નીકળેલી એના ઉપર કેટલીય જાનો હતી કેટલાય અણપૂર્યા કોડના દંપતી હતા કેટલાય શોખીન શ્રીમંતો ને વેપારીઓ સહેલગાહે નીકળ્યા હતા વીજળીના દીવાઓના તેજથી ઝળાહળા થઈ રહેલી સાગરની મહારાણીને ધારશી જોઈ રહ્યો જોત જોતામાં એ અદૃશ્ય થઈ ગઈ

માંડવીનું બારું દેખાયું ને સ્ટીમરમાંથી સૌ હોડીમાં ઉતર્યાં ધારશી દિશાશૂન્ય હતો સંસારથી વિરક્ત તો થયું હતું પણ કેવી રીતે અને કોની પાસે જવું ? એ બંદર પર આમ તેમ ફરવા માંડ્યો એટલામાં શૌચનિવૃત્તિથી પાછા ફરતા કાનજી સ્વામી નામના એક સ્થાનકમાર્ગી સાધુ દેખાયા (જેઓ અત્યારે કચ્છમાં આઠકોટી સ્થાનકમાર્ગી સંપ્રદાયના પૂજ છે, એ ધારશીના સંસારી બનેવી હતા) એમણે ધારશીને બોલાવ્યો

'ધારશી! અહીં ક્યાંથી ?'

'મુંબઈથી'

'ઘેર જાય છે ?'

'ના, ના. મારે તો હવે સંસારથી વિરક્ત થવું છે.'

મુનિરાજ આ છોકરાને સંસારથી વિરક્ત થવાની વાતને આટલી સરળતાથી બોલતો જોઇ હસ્યા. કાનજી સ્વામીના ગુરુ વ્રજપાળજી સ્વામીનો સંપ્રદાય એ કાળે કચ્છમાં વખણાતો હતો. માંડવીમાં જ તેમનું ચોમાસું હતું. મુનિરાજે ધારશીને ગુરુજી પાસે ચાલવા કહ્યું. બન્ને જવાની તૈયારી કરે છે એટલામાં સમાચાર આવ્યા કે 'સ્ટીમર વીજળી ડૂબી ગઈ.' આ સમાચાર નહોતા પણ લોક સમુદાય પર વજ્રપાત હતો. જ્યાં જુઓ ત્યાં રોકકળ મંડાઈ ગઈ.

કેટલીય માતાઓના એકના એક આધારભૂત દીકરાઓ વીજળી સાથે જળશરણ થયા હતા. કેટલીય નવવધુઓનાં કંકણો ભાંગીને ભૂક્કો થયાં હતાં. અણપૂર્યા કોડનાં અનેક દંપતી સાગરના પેટાળમાં સ્વાહા થઇ ગયાં હતાં. જગતની કેટલીય વ્યક્તિઓ સ્નેહિને ખોઈ ચૂકી હતી.

ધારશીના વૈરાગ્યવાસિત દિલ પર આ વાતે વધુ અસર કરી. સત્તર સત્તર સ્નેહિઓની ભભૂકતી ચિતાઓ, પોતાના દેહ પર મૃત્યુની નાગચૂડ, ને 'વીજળી' નો આ અકસ્માત ! સંસારની ક્ષણભંગુરતાને સમજવા હવે બીજાં પ્રમાણ કે દૃષ્ટાન્તની જરુર નહોતી. માનવી નાચે છે ને રાચે છે, પણ ક્યાં જાણે છે કે કાળનો પંજો શિર પર તોળાઇ રહ્યો છે ? એને કાનજી સ્વામીએ મધુબિંદુવાળું દૃષ્ટાન્ત કહ્યું. ધારશીએ પાકો નિશ્ચય કર્યો કે હવે તો આ જીવનનું કલ્યાણ કરવું, મૃત્યુને તરી જવું.

ધારશી સ્થાનકે આવ્યો. વ્રજપાલ સ્વામીએ ક્ષણવાર ધારશીના ચહેરા સામે જોયા કર્યું. વિશાળ નેત્ર, રોગથી સહેજ ઘસાયેલો છતાં પડછંદ દેહ, સરલ મુખાકૃત્તિ ને ઉન્નત લલાટ. સ્વામીજીના હૃદયમાં ધારશી માટે પહેલી મુલાકાતે જ સારો

અભિપ્રાય બંધાઈ ગયો. એમણે આબદાર મોતીની પરીક્ષા કરી લીધી. છોકરાના ઉજ્જ્વળ ભવિષ્યની આગાહી આપતી કેટલીક વાતો શિષ્યો સાથે કરવા માંડી.

ધારશી આમાં કંઈ ન સમજ્યો. એને તો એક રઢ લાગી હતી કે સંસારથી વિરક્ત બનવું, મોતને જીતવું અને એની આ વાતો સૌને હસાવતી હતી. સ્ટીમર પરથી ઉતર્યા પછી બીડી પીધાને લાંબો સમય થયો હતો. સાધુઓનો પહેલો પરિચય હતો. ધારશીએ ભોળાભાવે બીડી કાઢીને સળગાવી.

વ્રજપાલજી સ્વામી સહેજ હસ્યા. સંસારના પાપથી તદ્દન અનભિજ્ઞ આ જુવાનને તેમણે સ્નેહભર્યા અવાજે કહ્યું: 'ભાઈ! સાધુ થનારને તો બીડી ન પીવાય. એણે તમામ વ્યસનોનો ત્યાગ કરવો જોઈએ.'

સાધુ થવા માટે નિર્વ્યસની બનવું જરૂરી છે, એટલું જ્ઞાન થતાં ધારશી ત્યાંથી ઉઠ્યો. મુંબઈ બંદરથી ખાસ પસંદગી કરીને આણેલી પાંચસો છસો બીડીઓનો સ્થાનકની બહાર ઓટલા પર ઢગલો કર્યો. એકી સાથે પીવાય તેટલી પી લીધી, અને પછી ઢગલાને દીવાસળી ચાંપી. આમ વ્યસનોની હોળી સળગતાં ધારશીને લાગ્યું કે એણે સાધુતાભણીની પ્રાથમિક ભૂમિકા વટાવી.

વ્રજપાલજી સ્વામીને આ ઋજુપરિણામી જુવાનને માટે આશા બંધાણી. એમણે ધારશીને સાન્ત્વન આપ્યું. તેમ જ જણાવ્યું કે 'અમારા સંપ્રદાયના કાનૂન મુજબ માતાપિતા કે વાલીની રજા વગર દીક્ષા ન અપાય. હમણાં રહેવું હોય તો રહે, અભ્યાસ કર! તેટલા વખતમાં તારા પિતાની રજા મંગાવ, પછી જોઈશું.'

ધારશીને ખૂબ આનંદ થયો. એ સાધુઓની વચ્ચે રહી અભ્યાસ કરવાની સાથે મુનિધર્મના આચારો શીખવા લાગ્યો.

:૭:

# ધારશી–ધર્મસિંહ સ્વામી

ધારશી જ્યારે સાધુતા ભણી પ્રયાણ કરી રહ્યો હતો, ત્યારે પત્રીમાં જૂદી જ રામકહાણી જાગી હતી. ધારશીએ જે દિવસે મુંબઇ છોડયું તે દિવસે જ ત્યાંથી ભાઇ મોણશીએ પિતા ઘેલાશા પર તાર કર્યો હતો:

'ધારશી સ્ટીમરથી આવે છે.'

ઘેલાશા ગાડું જોડીને માંડવી બંદરે સામા આવ્યા, પણ જરા મોડા થયા. સ્ટીમરના બધા ઉતારુ રવાના થઈ ગયા હતા. ઘેલાશા ધારશીની શોધ ચલાવવા લાગ્યા, પણ કોઈ ઠેકાણેથી તેનો પત્તો ન લાગ્યો. એમણે ફરીથી મુંબઇ તાર કર્યો: 'ધારશી આવ્યો નથી.'

ત્યાંથી જવાબ પાછો ફર્યો : [illegible] રવાના થઇ ગયો છે.' આ ખબરથી પિતાનું દુઃખ અસહ્ય થયું. પુત્રી અને પત્નીના મૃત્યુ પછી આ બે પુત્રો પર જ એમની આશા હતી. તેમાં પણ ધારશીને પ્લેગમાંથી સારો થયેલો જોવા એમનું હૃદય ઉત્કંઠિત હતું. ચારેબાજુ તપાસ કરી, પણ તેનો પત્તો ન જ લાગ્યો. થાકીને ભારે નિરાશા સાથે એ પત્રી પાછા ફર્યા. સહુએ ભેગા મળી એકીમતે નિશ્ચય કર્યો કે, 'ધારશીને પ્લેગની ગાંઠો તો નીકળી હતી. સ્ટીમર પર તબિયત લથડી હોય અને સ્ટીમર-વાળાઓએ એને સમુદ્રને હવાલે કર્યો હોય!'

બધે રોકકળ ચાલી રહી સૌએ ધારશીને મુએલો માની તેના નામથી સ્નાન કરી લીધુ બીજી તરફ સ્થાનકની દિવાલોમાં ધારશી પણ જગતની આ માયાને મરેલી માની માનસિક સ્નાનથી શુદ્ધ થઈ ગયો હતો દિવસો વીતવા લાગ્યા કાળદેવ પણ આ કથની પર વિસ્મરણનો હાથ ફેરવી ગયા હતા, ત્યા પત્રીના એક શ્રાવકે ઘેલાશાને ખબર આપ્યા 'માડવીમા મે ધારશીને જોયો છે'

કેટલીક વાતો દુ ખમાય હસાવે તેવી કઠરી લાગે છે સૌ આ વાત પર હસ્યા પણ પેલા શ્રાવકે વધુ ખાતરી આપતા કહ્યુ 'માડવીના સ્થાનકમા ધારશીને કઇક ગોખતો મે જોયો છે એ સાધુજેવા વેષમા હતો મે એને ઘેર આવવા ઘણું કહ્યુ પણ તેણે ના પાડી'

ઘેલાશાને આ વાત પર સાધારણ વિશ્વાસ બેસતા તે તરત ગાડુ જોડી ધારશીના મામા સાથે માડવી આવ્યા સ્થાનકમા જઇ જુએ છે તો ધારશી ત્યા બેઠો હતો આ જોઇ મામાજીનો ક્રોધ ભયકર થયો તેમણે ધારશીને કુળકલક કહી ખૂબ સભળાવ્યુ એ વખતે સામાન્ય રીતે પોતાના કુટુમ્બમાથી કોઇ દીક્ષા લે તો નાનપ લેખાતી ઘેલાશાનુ પ્રેમાળ હૃદય પુત્રને આ દશામા ન જોઈ શક્યુ તેઓ સમજ્યા કે ધારશી સાધુ થઈ ગયો એ બેભાન થઈ પૃથ્વી પર પટકાઈ પડ્યા મોહ–માયાના પછડાટ જ આવા હોય છે

પિતા સ્વસ્થ થયા ત્યારે ખબર પડી કે ધારશી સાધુ નથી થયો ધારશીને સામાયિકમા જોવાથી પેલા શ્રાવકે સાધુ થવાનુ કલ્પેલુ એમણે પુત્રને ઘેર ચાલવા કહ્યુ, પણ એણે તો સ્પષ્ટ સભળાવી દીધુ કે 'મારે સાધુ થવુ છે' પિતાનુ પ્રેમઘેલુ હૃદય દીર્ઘ દષ્ટિથી જોવા તૈયાર નહોતુ તેઓ ધારશીને જબરદસ્તીથી પકડી લાવ્યા પિતા ધારશીને ત્યાથી – સ્થાનકમાથી ખસેડી શક્યા, પણ તેનું મન તેના લક્ષ્યબિંદુથી જરા પણ ખસ્યુ નહોતુ એ રોજ પિતાને સમજાવવા લાગ્યો પિતાને વહેમ આવ્યો કે, કદાચ સાધુઓએ ભૂરકી નાખી હશે!

બંનેનો આગ્રહ ધીરે ધીરે દૃઢ થતો જતો હતો. પિતા એને રાખવા માગતા હતા, ધારશી જવા માટે સત્યાગ્રહ કરીને બેઠો હતો. પોતાની વાતની અસર થતી ન દેખાવાથી પિતાએ ધારશીને ચૌદમું રતન પણ ચખાડવા માંડ્યું. એને ઘરમાં પણ ગોંધી રાખવા લાગ્યા. ધારશી બધું સહન કર્યે જતો હતો. એને ખબર હતી કે જો એ માતાપિતાની રજા વગર જશે તો સ્થાનકમાર્ગી સંપ્રદાયના રિવાજ મુજબ એને દીક્ષા નહિ આપે. એને માટે એક જ માર્ગ હતો, અને તે પિતાની રજા લેવાનો.

આમને આમ પંદર દહાડા વીતી ગયા. ધારશીની ઉત્કંઠા ખૂબ વધી ગઈ હતી. પિતાના પ્રેમને એ સમજતો હતો, પણ આત્મવંચના કે હૃદયદ્રોહનું મહાપાતક વહોરવા તે તયાર ન હતોઃ જે નિર્ણયથી પોતે બચ્યો એ નિર્ણયને કેમ ફેરવાય? હું પોતે પ્લેગમાં ગુજરી ગયો હોત તો પિતા શું કરત? એણે પિતાને ખૂબ સમજાવ્યા અને કહ્યું: 'મને પ્લેગમાં મરી ગયેલો માનીને પણ જવા દો! મને તે વિના જરા પણ ચેન નથી. હું અહીં છું છતાં મારું મન ત્યાં જ છે.'

પણ પિતાજી એમ માને તેમ નહોતા. એ કોઈ પણ રીતે મચક નહિ આપે એમ લાગ્યું ત્યારે એક દહાડો ધારશીએ ઘરના ઉંબરામાં જ ધરણું નાખ્યું. રજા આપશો તો જ ખાઇશ, નહિ તો અહીં જ મરી જઇશ, એવો પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યો. પિતાજીએ પણ રજા ન દેવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. બંનેનો સત્યાગ્રહ શરુ થયો.

સવારના નવ થયા. બંનેમાંથી એકે દાતણ પણ ન કર્યું. બાર થયા પણ કોઇ ખાવા જ ન બેઠું. આખરે ત્રણ વાગ્યા. હવે ઘેલાશાને ક્રોધ ચઢ્યો. એમણે ફરી ધારશીને માની જવા કહ્યું. પણ એ તો હવાના અનેક ઝંઝાવાતોમાં હિમાચલ જેવો નિશ્ચલ હતો. પિતાજીથી ન રહેવાયું. તેમના ધીરજના મેરામણમાં ઝડપભેર ઓટ આવવા લાગી. પાસે ધગધગતા અંગારાથી ભરેલી હોકાની ચલમ પડી હતી. ક્રોધમાં ને ક્રોધમાં તેમણે તે

ધારશીના શરીર પર મારી એ દાઝ્યો પણ કંઈ ન બોલ્યો થોડીવારે ફરીથી એ જ શાન્તિથી પિતાને વિનવવા લાગ્યો

'પિતાજી ! મને મારી નાખો કાં સાધુ થવા દો !'

મનને અભડાવી બેઠેલો ક્રોધ-ચાડાલ ક્ષણવારમા દૂર થઈ ગયો, એટલે ઘેલાશાને પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો આંખોમાથી અશ્રુની ધારા વહી નીકળી ધારશીના નેત્રો પણ રોતા હતા સાચા પ્રેમની અશ્રધારાથી પવિત્ર થયેલ પિતાએ દીકરાની પીઠ પર હાથ ફેરવતા કહ્યુ

'બેટા ! તને સુખ ઉપજે તેમ કર ! ચાલ પચ પાસેથી તને રજા અપાવરાવુ ?'

બીજે દિવસે ગામપચ ભેગુ કરી તેમણે ધારશીને દીક્ષાની રજાચિઠ્ઠી અપાવી અને મુદ્રાથી આઠ કોટી સપ્રદાયના પૂજ વ્રજપાલજી સ્વામીને આમત્રી ઉત્સાહપૂર્વક દીક્ષાની તૈયારી કરી ચૌદ દિવસ આ ઉત્સવ ચાલ્યો વિ સ ૧૯૫૭ ના શુભ મુહૂર્તે પૂજ વ્રજપાલજી સ્વામીના હાથે દીક્ષા થઈ તેઓ વ્રજપાલજી સ્વામીના શિષ્ય કાનજી સ્વમી ના શિષ્ય તરીકે જાહેર થયા

પૂજ્જીએ તેમનુ નામ 'ધર્મસિંહ સ્વામી' રાખ્યુ



: ૮ :

# શાસ્ત્રાભ્યાસ

મુનિ ધર્મસિંહજીના સાધુપદનો પ્રવતારક આત્મકલ્યાણનો હતો; અને આત્મકલ્યાણની સાધના માટે જ્ઞાનસંપાદન કરવું અત્યંત આવશ્યક હતું. સાધુ થયા પહેલાં તેમણે સંપ્રદાયની સામાન્ય ક્રિયા પૂરતો અભ્યાસ તો કર્યો હતો જ. હવે તેમણે થોકડા અને રાસા કંઠસ્થ કરવા શરુ કર્યા. આ કંઠસ્થ કરવાનું કામ પરિપૂર્ણ થતાં તેમણે આગમ બત્રીસીનો અભ્યાસ શરુ કર્યો.

આ વખતે સ્થાનકમાર્ગી સંપ્રદાયની સ્થિતિ બહુ વિચિત્ર હતી. શાસ્ત્રનું સર્વસ્વ માત્ર બત્રીસ આગમો મનાતાં. આમાં પણ કેટલોક વર્ગ એવો હતો, જે અગિયાર આગમને માન્ય રાખી બાકીનાને યતિઓની સ્વચ્છંદ કૃતિઓ કલ્પતો. આમાં પણ વ્યાકરણ કે જે ભાષાના નિયત અર્થોને બરાબર સમજવા માટે ખાસ જરુરી વસ્તુ છે, તેનો વિરોધ કરવામાં આવતો. તેમ જ કોઈ વિચારક ન્યાયશાસ્ત્રના અભ્યાસની વાત કરતો તો એકદમ વજ્રપાત જેવું જ લેખાતું.

જ્ઞાનની તદ્દન સંકુચિત સીમામાં કેટલીય બિનજવાબદારી ભરી વર્તણુક ચલાવાતી. જિનમંદિર કે જિનપૂજાનો ક્યાંય પણ પાઠ આવ્યો કે નિઃસંકોચભાવે એના પર હરતાલનો પીંછો

(કુચડો) મારવામા આવતો કોઈ એવો જ શબ્દ આવ્યો કે જેનો અર્થ જોઈએ તેવો ન નીકળે તો બે ચાર મોટા મોટા સાધુઓ ભેગા થઈ પોતાની પસંદગીનો અર્થ ઉતારી લેતા સંપ્રદાયની મૂડી મનાતા ગ્રંથો પર પૂર્વાચાર્યની ટીકા, ભાષ્ય કે અવચૂર્ણિ જોવાની મનાઈ હતી આ માટે ગુજરાતીમા તૈયાર કરવામા આવેલ અર્થ 'ટબા' સૌને આપવામા આવતા કોઈ આથી વધુ આગળ જોવાની કે જાણવાની ઇચ્છા કરે તો તેની સામે અનેક બંધનો રજૂ કરવામા આવતા

આપણા ધર્મસિંહ ઋષિ જેમ જેમ અભ્યાસમા આગળ વધતા ગયા, તેમ તેમ તેમની સામે આ બધી બાધાઓ ખડી થતી ગઈ પણ જે અનેક બાધાઓને તોડી આત્માનુ નિર્દ્વંદ્વ સામ્રાજ્ય મેળવવા સાધુ થયો હોય, એને આવી બાધાઓ પ્રગતિ કરતા કેમ અટકાવી શકે? તેમણે એક દહાડો આગળ વધી ગુરુજીને પૂછી લીધુ

'આ બધા ગ્રંથોમા ચોતરફ હરતાલ શા માટે લગાવવામા આવે છે? બહુ બહુ વિચાર કર્યા છતા, ગુરુજી! આપણું વર્તન કેમ શાસ્ત્રવિરુદ્ધ લાગ્યા કરે છે?'

'મુનિ! હજી તમે નાના છો!' ગુરુની આંખો જરા લાલ બની! આપણા વાડાના બધા વૃદ્ધ ને પૂજ્ય પુરુષો જે કરતા આવ્યા છે અને કરે છે, તે શુ ખોટુ હશે? તમારે ફરીથી આવી શંકા ન ઉઠાવવી!'

વાસના ઉપર વિજય મેળવવા નીકળેલાઓ પર વાડા જેવી મૃગજળસમી વાતો વિજય મેળવે એ ધર્મસિંહ ઋષિને કેમ ગમે? એમનો વિચારક ને સત્યશોધક આત્મા સત્ય જાણવા વધુ ઉત્સુક બન્યો ચીલે ચીલે ચાલવા એમણે સાધુવેશ નહોતો પહેર્યો

સં ૧૬૫૮ નુ–બીજુ–ચોમાસુ ભૂજનગરમા થયુ આ વખતે કાનજી સ્વામી સૂયગડાંગ સૂત્ર વાચતા હતા આ સૂત્રની વાચના કરતા અનુક્રમે આર્દ્રકુમારના પ્રતિબોધનો પ્રસંગ આવ્યો મગધદેશના મહામંત્રી અભયકુમાર એક જિનપ્રતિમા અનાર્ય

દેશમાં વસતા આર્દ્રકુમાર પર મોકલે છે અને એ જિનપ્રતિમાનાં દર્શન કરવાથી એ કુમારને પ્રતિબોધ થાય છે. આ કથામાં પ્રતિમાનો સ્પષ્ટ ઉલ્લેખ હોવા છતાં કાનજી સ્વામીએ, 'મુહપત્તિ-રજોહરણ મોકલ્યાં' એમ અર્થ કરી શ્રોતાનાં મન રંજિત કરી દીધાં.

ધર્મસિંહ ઋષિ નિત્ય વ્યાખ્યાન પુરું થતાં એ શાસ્ત્રનાં પાનાં લઇ કહેલા અર્થ સાથે તેનું મનન કરતા. આજે પણ તેઓ પાનાં લઈ વિચારવા લાગ્યા. 'ટબા'માં કેવલ આર્દ્રકુમારનું નામ હતું. આથી વધેલી જિજ્ઞાસા તૃપ્ત કરવા એમણે કથાસંબંધ તપાસ્યો. પણ ત્યાં તો પ્રતિમાના ઉલ્લેખ ઉપર હરતાલ મારવામાં આવી હતી. જે આંતરરહસ્ય સ્પષ્ટ રીતે સમજતાં તેમને મહિનાઓ લાગ્યા એ આજે એક ક્ષણમાં સમજાઇ ગયું. મુનિજીને લાગ્યું કે જે સ્તંભ ઉપર સ્થાનકમાર્ગી સાધુઓ-પોતે-પોતાની ઈમારત ચણવા માગતા હતા, તે સાવ ખોટો, મૂળ વગરનો ને ઠોકી બેસાડેલો છે. એ જ્ઞાન થતાં એમના હૃદયમાં મન્થનનું એક જબર આંદોલન ઉભું થયું. લાગણીઓની એરણ પર સત્યના હથોડા ટીપાવા લાગ્યા.

મેં સાધુવેશ લીધો તે આ માટે ? અરે ! ઘરનો દાઝયો વનમાં ગયો તો ત્યાં પણ દવ લાગ્યો. હવે સંપ્રદાય જાળવું કે સત્ય ? જુવાન મુનિના હૃદયમાં અવનવું મનોમન્થન જાગ્યું. અનેક લાગણીઓનાં તોફાન થવા લાગ્યાં. ધીરે ધીરે બધું થાળે પડતું ગયું, તેમ તેમ તેમને ખાતરી થવા લાગી કે,

-શાસ્ત્રોના અર્થ વિકૃત કરી દેવામાં કે છુપાવવામાં આવ્યા છે.

-સત્યશોધક માટે ન્યાય અને વ્યાકરણ ભણવું આવશ્યક છે.

-જિનમૂર્તિ અને જિનપ્રતિમાની નિંદા કરવી એ પાપ છે.

-અમારા સાધુઓની ક્રિયા શાસ્ત્રાનુકૂલ નથી.

જેમ જેમ આ સત્ય વધુ મજબૂત થતું ગયું તેમ તેમ ધર્મસિંહ ઋષિની મનોભાવનાઓમાં પરિવર્તન થવા લાગ્યું.

૯

# સત્યને પંથે

સાધ્યની સાચી તમન્ના ત્યારે જ પ્રગટે છે, જ્યારે માનવી એના પૂરા રંગે રંગાઈ જાય, જીવનની દરેક પળે એનો જ વિચાર કરે, એનુ જ મનન અને મથન કરે સાચા સત્યશોધકોના ઇતિહાસમા આવી મનોમન્થનની ઘણી ગભીર પળો આવેલી જોવાય છે મુનિ ધર્મસિહજીની બાબતમા પણ એમ જ બન્યુ તેમની પ્રત્યેક ક્ષણ આ સત્ય કે પેલુ, આ વાસ્તવિક કે તે વાસ્તવિક, એના જ વિચારોમા વીતવા લાગી

આવી તન્મયતામા એક વખત રાત્રિના છેલ્લે પહોરે જીવનની સાધનાનુ પ્રતિક હોય એવુ સ્વપ્ન આવ્યુ

"અલૌકિક રોશનીથી ઝળહળતુ અને હજારો ભાવિકની પ્રાર્થનાઓથી ગુજતુ મુબઈનુ ગોડીજી મહારાજનુ દેરાસર દેખાયુ મુનિજીએ ખૂબ આનદપૂર્વક એમા પ્રવેશ કર્યો અને ભવના હજારો બધનો ક્ષણમા કાપી દે એવી મનોરમ પ્રભુમૂર્તિના દર્શન કર્યા હૃદય ગદ્‌ગદિત થઈ ગયુ નેત્રો પ્રભુની સામે જ જોઈ રહ્યા અપૂર્વ હર્ષ ને આનદની લહેરોમા રુવાડે રુવાડુ ફરકવા લાગ્યુ"

સ્વપ્ન આગળ વધ્યુ "દેવદર્શન કરી મુનિજી ઉપર-અગાશીમા આવ્યા એટલામા ગગનાગણવી રત્નમણિના તેજથી ઝગઝગતુ વિમાન આવતુ દેખાયુ મુનિ ધર્મસિંહ એ દશ્યન'

આનંદમાં ક્ષણવાર પોતાની સ્થિતિનું ભાન ભૂલી ગયા. વિમાન પાસે ને પાસે આવતું ગયું. છેક નજીક આવી પહોંચ્યું ને વિમાનમાં બેઠેલ એક વ્યક્તિએ તેમને ઉદ્દેશીને કહ્યું:

'મુનિજી! આવો! તમો જિનભુવનમાં પધાર્યા, દર્શન કર્યાં ને પાવન થયા છો. તેથી તમારું સ્થાન અહીં અમારી સાથે છે.'

"આનંદનો પાર ન રહ્યો. મુનિ ધર્મસિંહ વિમાનમાં બેસી ગગનવિહાર કરવા લાગ્યા. થોડીવારમાં તો સ્વર્ગની ઉજ્જવલ ભૂમિ પર જઈ ઊભા. ચારેકોર કોઈ મધુરું સંગીત બજી રહ્યું હોય, કોઈ ઉત્સવ ઉજવાતો હોય એવું વાતાવરણ પથરાઈ રહ્યું હતું. આનંદ, હર્ષ, ઉલ્લાસની આ ભૂમિમાં મુનિજીએ પ્રવેશ કર્યો."

ને રાતના ગળતા પાછલા પહોરે ધર્મસિંહ સ્વામીનાં નેત્રો ઊઘડી ગયાં. સ્વપ્ન પુરું થયું. તેઓ જાગ્રત થઈ બેઠા થયા અને સ્વપ્ન વિષે વિચાર કરવા લાગ્યા. 'ખરેખર! સાચો માર્ગ તો આ છે. પિતાને પૂજ્ય માનનાર, પિતાની પ્રતિમા સાથે શા માટે વિરોધ રાખે? શાસ્ત્રને માનનાર શાસ્ત્રના અડધા પાઠો ભૂંસી નાખે ને અડધા શા માટે સ્વીકારે? આ સ્વપ્ન મારા માર્ગને સત્ય જણાવવા ખાતર જ આવ્યું છે. આજે સવારે ગુરુજી પાસે તેનો અર્થ ને ફળ જરુર પૂછીશ.'

સુસ્વપ્ન લાધ્યા પછી નિદ્રા કે કુવિચાર ન કરવો, એ શાસ્ત્રઆજ્ઞાને સ્મરી મુનિ ધર્મસિંહજીએ ધર્મધ્યાનમાં ચિત્ત પરોવ્યું. સાધુની નિત્યક્રિયા કરી સૂર્યોદય થતાં ગુરુ કાનજીસ્વામી પાસે જઈ તેમણે સ્વપ્ન કહી સંભળાવ્યું, ને તેના ફલને કહેવા પ્રાર્થના કરી.

'સ્વપ્ન ઠીક છે.' કાનજીસ્વામીએ બરફ જેટલી ઠંડાશથી જવાબ આપ્યો.

સ્વપ્નની વધુ વિવેચના એમને ડરાવી રહી હતી. જિન-પ્રતિમાનું જ્યાં નામ આવ્યું ત્યાં તેમનું મન એક શબ્દ પણ ઉચ્ચારવાનું સાહસ ન કરતું! મુનિ ધર્મસિંહજીને આ ઉત્તરથી–

આ ઠડાગથી પોતાની વાત વધુ સત્ય લાગી એમની શ્રદ્ધ વિશેષ પરિપક્વ થઈ

આમ ને આમ થોડો કાળ વ્યતીત થયો!

ચતુર્માસ પૂર્ણ થતા ભૂજથી સહુએ વિહાર કર્યો વિહારમા પૂજ વજપાળજીનો ભેટો થતા, મુનિજીએ તેમને એકાતમા પોતાના સ્વપ્નની વાત કરી પૂજજી સત્યશોધક અને શાસ્ત્રપ્રેમી હતા જિનપ્રતિમાના દર્શન અને પૂજનની ખાનગીમા હિમાયત પણ કરતા, છતા વૃદ્ધાવસ્થાને કારણે છડેચોક જાહેર થઈ સત્યની જાહેરાત કરતા સ કોચ કરતા

એમણે આ જુવાન મુનિની આખો સામે એકીટશે જોતા કહ્યુ

'ભાઈ! તું ભાગ્યશાળી છે! આવુ સ્વપ્ન કોકને જ લાધે!'

જો મૂર્તિના દર્શન સ્વપ્નમા પણ થાય તો આટલો લાભ થાય, તો સાક્ષાત્ સભાન અવસ્થામા કરેલા દર્શન કેટલા પુણ્યાનુબધી થાય? આ સત્ય કે તે સત્યના વાવટોળમા ફસાયેલુ મુનિ ધર્મસિહજીનુ ભાવના-જહાજ ધીરે ધીરે સાચા માર્ગ તરફ ફરી રહ્યુ હતું હૃદય પલટાઈ ગયુ હતુ વ્યવહાર પલટાવાની વાર હતી અને તે પણ થોડા વખતમા થઈ ગયુ

વિ સ ૧૯૫૯નુ ચતુર્માસ અજારમા થયુ ગુરુજીનો આદેશ તો જન્મભૂમિ પત્રીમા ચતુર્માસ કરવાનો હતો પણ પોતાના વિચારની ભૂમિકા રચવા માટે પત્રી ઠીક ન જણાતા ગુરુજીને વિનતિ કરી કે બીજે ચતુર્માસની આજ્ઞા આપો! આખરે ગુરુજીએ ત્રણ મુનિઓ સાથે અજારમા ચતુર્માસ કરવાની આજ્ઞા કરી

કેટલીક વાર નાનુ નિમિત્ત પણ મહાન પરિવર્તનનુ કારણ બને છે સ્થાનક પાસે જ અચલગચ્છનુ દેરાસર હતુ વગર અડચણે ત્યા અવાય જવાય તેમ હતું મુનિજીએ આ સગવડનો લાભ લીધો અને વહેલા મોડા, બહુ જાહેરાત ન થાય તે રીતે દર્શન કરવા જવા લાગ્યા

પણ ધીરે ધીરે આ વાત વાચે ચઢી. એક બે કાન પાસેથી પ્રચાર પામતાં ગામના સ્થાનકમાર્ગી શ્રીસંઘને ખબર પડી. આ ઘટના એમને મન ભયંકર હતી. એક મુનિ વેશ છોડી દે, ક્યાંય નાસી જાય કે બે ચાર ગામ પર પાણીનાં પૂર ફરી વળે તેના કરતાં પણ આ વાત વધુ ભયંકર હતી ! મુનિરાજને અનિચ્છનીય માર્ગથી પાછા હટવા ખાનગીમાં કહેવામાં આવ્યું. પણ તેની કંઈ અસર ન થઈ. મુનિજીએ પોતાની પ્રવૃત્તિ દૃઢ મને જારી રાખી.

આ બાબત આખા સંપ્રદાયની સહિસલામતીની હતી. આવી વર્તણુક ચલાવી લેવાય તો બીજા સાધુઓ પણ એ માર્ગ તરફ ખેંચાય, કંઈક વધુ જાણવાની ને વાંચવાની ઇચ્છા કરે અને આમ થાય તો ચણેલી ને જાળવેલી આખી ઇમારત જમીન-દોસ્ત થાય. મુનિ ધર્મસિંહજીની આ 'સ્વચ્છંદતા' માટે સંઘે મક્કમ પગલાં લેવાનો વિચાર કર્યો. આ માટે ધર્મસિંહજીને સવાલ-જવાબ કરવામાં આવ્યા.

મુનિ ધર્મસિંહજીએ સ્પષ્ટ કહ્યું: 'મારાથી સત્યનો દ્રોહ નહિ થાય.'

'પૂજ્યોએ જે કહ્યું ને લખ્યું તે ખોટું? એમનાથી પણ ડાહ્યા તમે?' સંઘ પાસે કેવલ 'પરંપરા'નું હથિયાર હતું. યુક્તિ ને દલીલોને સ્થાન નહોતું.

સંઘનું ઝનૂન મુનિજીને ડરાવે તેમ નહોતું. એમના હૃદયમાં સત્યના પૂજારીની આત્મસમર્પણની જ્યોત જલી રહી હતી. એટલી જ શાન્તિથી તેમણે સંઘને ઉત્તર વાળ્યો:

'શાસ્ત્રોની પ્રામાણિકતા મારી દૃષ્ટિએ વિશેષ છે. અને તેથી જ શાસ્ત્રના સાચા માર્ગે અનુસરું છું. સત્યના માર્ગેથી મને કદી પાછો ફેરવી શકશો નહિ. મારી વાત અસત્ય હોય તો સમજાવો! પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છું.'

અહીં ઈન્સાફની કચેરી નહોતી બેઠી કે સાચજૂઠનો ન્યાય તોળાય! ગમે તેમ પણ ચાલતા ચીલાને જાળવી રાખવાની ભાવના સેવનાર ટોળું એકઠું થયું હતું. તેઓ સત્યનો નિર્ણય

કરવા નહોતા માગતા નિર્ણય કરવાની શક્તિ પણ નહોતી સહુ સપ્રદાયની દિવાલમા ગાબડુ ન પડે તેની ફીકરમા હતા આખરે સઘે ધમકી આપવા માડી

'મુનિવેશ ખુચવી લઈ ફજેત કરશુ સઘની સત્તા જાણો છો?'

મુનિજીએ મહેજ હાસ્ય કરી એનો મૂક પ્રત્યુત્તર વાળ્યો એમની નજરમા સઘ કરતા સત્યની સત્તા વિશાળ ને વિરાટ હતી

સપૂર્ણ વિચાર કર્યા પછી જ--નફાતોટાનો પૂરેપૂરો ખ્યાલ લાવ્યા પછી જ કાર્યનો આરભ કરવો એ શ્રેષ્ઠ બુદ્ધિશાળીનુ પ્રથમ લક્ષણ છે અને એવી વિચારણા પછી શરુ કરેલા કાર્યને પૂરુ કરવુ એ બુદ્ધિનુ બીજુ લક્ષણ છે, એમ શાસ્ત્રવચન છે "आरब्धस्य अतगमन द्वितीय बुद्धिलक्षणम् ।"

મુનિ ધર્મસિંહજી પ્રથમ બુદ્ધિલક્ષણમાથી પાર ઉતરી ગયા હતા હવે તેનો પૂરેપૂરો અમલ કરવાનો હતો સમય બરાબર પરિપક્વ થઈ ગયો હતો કરોળિયાની જાળ જેવા વાડાના બધનો ચોમેર ગાઢ રીતે વીંટળાઈ જાય, તે પહેલા તેને ભેદીને બહાર નીકળી જવાની જરુર હતી સારા કાર્યમા હમેશા સહાય મળી રહે છે અજારના મૂર્તિપૂજક શ્રાવક સોમચદ ધારશીભાઈ તથા બીજાઓ મહારાજશ્રીની મનોભાવનાથી પરિચિત થયા હતા તેઓ ગમે તે ભોગે પણ મદદ કરવા તૈયાર જ હતા

તપગચ્છીય ચતુર્માસ પુરુ થવાની તૈયારીમા હતુ મુનિરાજ શ્રી એક વળાવિયા (ભોમિયા) સાથે અજાર છોડી ભચ્ચાઉના માર્ગે ચાલી નીકળ્યા આ વિહાર બધાની જાણ વગર કરવામા આવ્યો હતો, પણ થોડીવારમા તો બધે જાણ થઈ ગઈ સ્થાનકમાર્ગી સઘમા મોટો ફફડાટ જાગ્યો ક્વેટાના ધરતીકપ જેવો આ કમ્પ હતો અને આ ફફડાટ બધે પ્રસરી વળે તે પહેલા મુનિજીને કબજે કરવા ચારે તરફ માણસો દોડાવવામા આવ્યા

મુનિરાજ ભચ્ચાઉના માર્ગે એકદમ આગળ વધી રહ્યા હતા એટલામા પાછળથી ડમરી ચઢતી દેખાઈ સવારથી ચાલતા

પણ ધીરે ધીરે આ વાત વાગે ચડી. છેક એ વાત પહેલી પ્રચાર પામતાં ગામના સ્થાનકમાર્ગી શ્રીસંઘને અજાણ ગઈ. આ ઘટના એમને મન ભયંકર હતી. કોઈ મુનિ ચેલો ચોરી કે, ક્યાંક નાસી જાય કે કે ચાર ગામ પર પાણીનાં પૂર ફરી વળે તેના કરતાં પણ આ વાત વધુ ભયંકર હતી! મુનિરાજને અનિચ્છનીય માર્ગેથી પાછા વળવા ખાનગીમાં કહેવામાં આવ્યું. પણ તેની કંઈ અસર ન થઈ. મુનિજીએ પોતાની પ્રવૃત્તિ જ ચાલુ રાખી.

આ બાબત આખા સંપ્રદાયની પ્રતિષ્ઠાની હતી. આવી વર્તણૂક ચલાવી લેવાય તો બીજા સાધુઓ પણ એ માર્ગ તરફ ખેંચાય, કોઈ પણ જાણવાની ને વાંચવાની ઇચ્છા કરે અને આમ થાય તો ગાદી ને આજ સુધીની ઇમારત જમીનદોસ્ત થાય. મુનિ ધર્મસિંહજીની આ 'સ્વચ્છંદતા' માટે સંઘે મક્કમ પગલાં લેવાનો વિચાર કર્યો. આ માટે ધર્મસિંહજીને સવાલ-જવાબ કરવામાં આવ્યા.

મુનિ ધર્મસિંહજીએ સ્પષ્ટ કહ્યું: 'મારાથી સત્યનો દ્રોહ નહિ થાય.'

'પૂર્વજોએ જે કહ્યું ને લખ્યું તે ખોટું? એમનાથી પણ ડાહ્યા તમે?' સંઘ પાસે કેવલ 'પરંપરા'નું હથિયાર હતું. યુક્તિ ને દલીલોને સ્થાન નહોતું.

સંઘનું જનન મુનિજીને ડરાવે તેમ નહોતું. એમના હૃદયમાં સત્યના પૂજારીની આત્મસમર્પણની જ્યોત જલી રહી હતી. એટલી જ શાન્તિથી તેમણે સંઘને ઉત્તર વાળ્યો:

'શાસ્ત્રોની પ્રામાણિકતા મારી દૃષ્ટિએ વિશેષ છે. અને તેથી જ શાસ્ત્રના સાચા માર્ગે અનુસરું છું. સત્યના માર્ગેથી મને કદી પાછો ફેરવી શકશો નહિ. મારી વાત અસત્ય હોય તો સમજાવો! પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છું.'

અહીં ઇન્સાફની કચેરી નહોતી બેઠી કે સાચજૂઠનો ન્યાય તોળાય! ગમે તેમ પણ ચાલતા ચીલાને જાળવી રાખવાની ભાવના સેવનાર ટોળું એકઠું થયું હતું. તેઓ સત્યનો નિર્ણય

'મને સત્ય લાગ્યુ તે કરુ છુ એ અસત્ય છે એમ મને સમજાવો તો હુ પાછો ફરવા તૈયાર છુ '

સત્ય-અસત્યની ચર્ચાનુ અહીં સ્થાન નહોતુ પહેલા પાછા ફરો પછી બીજી બધી વાત થશે આખરે મુનિરાજના દૃઢ નિશ્ચય આગળ શ્રાવકો હાર્યા છેલ્લુ શસ્ત્ર અજમાવ્યુ 'ઠીક છે ત્યારે, જોઈ લેશુ '

મુનિજી અહીંથી આગળ વધ્યા કચ્છનુ રણુ વટાવી માળીયા આવ્યા તેઓનો વિચાર પાલીતાણા જવાનો હતો તેઓની ધારણા હતી કે ત્યા ઘણા સવેગી સાધુઓનો પરિચય થશે અને દીર્ઘકાળથી દબાવી રાખેલી યાત્રાની મનોભાવના પણ તૃપ્ત થશે આ વખતે કુશલચદજી નામના યતિવર્યનો તેમને ભેટો થયો એમણે સલાહ આપી

'પાલીતાણા જવા કરતા પ્રથમ જામનગર જાઓ! સુદર જિનપ્રાસાદોના ત્યા પણ દર્શન થશે, તેમ જ નામાકિત મુનિરાજો પણ ત્યા બિરાજે છે '

મુનિજીએ જામનગરનો માર્ગ લીધો



: ૧૦ :

# શ્રી ચારિત્રવિજય

ઉત્તુંગતુંગ જિનમંદિરો, રળિયામણા રાજમાર્ગો અને નવીન ઢબની બાંધણીથી સુશોભિત જામનગર કાઠિયાવાડની અલબેલી નગરી છે. ક્રીકેટ આલમના પ્રખ્યાત ખેલાડી રાજા જામ એના ગાદીપતિ હતા. અહીંના વ્યાપાર અને બંદરી આવક–જાવકે ઘણા જૈન વેપારીઓનું લક્ષ ખેંચેલું છે. અને પરિણામે ઘણા લક્ષ્મીવાન જૈનો આ શહેરમાં વસે છે.

આ જૈનોએ બંધાવેલા જિનમંદિરોના શિખરોના સોનેરી કળશો વાદળ સાથે વાતો કરતા દેખાય છે. ઘણાય જૈનો તેમ જ મુનિરાજો અહીં યાત્રા માટે આવે છે અને થોડો સમય સ્થિરતા પણ કરે છે.

વિ. સં. ૧૫૫૯ માં શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી વિનયવિજયજી અત્રે ચતુર્માસ રહ્યા હતા. આ ઉપરાંત બીજા પણ ઘણા વિદ્વાન અને નામાંકિત મુનિવરો આ વર્ષમાં અત્રે ચતુર્માસ રહ્યા હતા. શ્રી વિનયવિજયજી પરમ પ્રતાપી મુનિવર્ય બુટેરાયજી (બુદ્ધિવિજયજી) મહારાજના પ્રશિષ્ય શ્રી વિજયકમલસૂરિજી (તે વખતે પંન્યાસ કમલવિજયજી) ના શિષ્ય હતા. શાન્તિમાં, ક્રિયારસિકતામાં ને સાધુધર્મમાં તેમનું નામ પંકાતું હતું.

સત્યની શોધમાં નીકળેલા ને યતિજીના પ્રેર્યા જામનગર આવેલા સ્થાનકમાર્ગી ધર્મસિંહ ઋષિએ સંવેગી દીક્ષા લેવાની મનોભાવનાથી અનેક મુનિરાજોનો પરિચય સાધ્યો. તેઓ પોતાની

મનોભાવનાને તૃપ્ત કરે તેવા ગુરુની શોધમા હતા આખરે તેમનુ મન શાન્તમૂર્તિ વિનયવિજયજી મહારાજ પર ઠર્યું એમની ટૂંકી મુલાકાતે તેમના મનને આકર્ષિત કર્યું ધર્મસિંહ ઋષિએ એ મુનિરાજ પાસે જઈ નમ્રભાવે પોતાની બધી હકીકત કહી સંવેગી દીક્ષાની માગણી કરી આમા શ્રી તારાચંદ તથા ઘેલાશા નામના બે શ્રાવકોની ખાસ પ્રેરણા ને સહાય હતી

શ્રી વિનયવિજયજી મહારાજ તથા બીજા વિદ્વાન સાધુઓના દીર્ઘદર્શી નેત્રોએ આ યુવાન મુનિને એક વખત ધારીને નિહાળી લીધા તેજથી ચમકતુ લલાટ, કરછી શૌર્યની પ્રતિમૂર્તિ હોય તેવો દેહ, વાત કરવામા સહેજે જાહેર થતી સરલતા અને સત્યપ્રિયતા આ બધી વાતોએ તેમના મનમા ઊચો અભિપ્રાય બધાવ્યો થોડાએક દિવસો પછી દીક્ષા આપવાનુ કહી તેમને વધુ પરીક્ષાના ઉદ્દેશથી પોતાની પાસે રાખ્યા

આ કટકીયુ મોતી નથી પણ સાચુ આબદાર મોતી છે, એ વાત થોડા જ પરિચયમા આવા વિદ્વાન ને સ્વાચારરક્ત મુનિને સમજતા વાર ન લાગી એમણે સારા ઠાઠમાઠથી વિ સ ૧૯૬૦ ના માગસર સુદ ૧૦ ને બુધવારે ધર્મસિંહ ઋષિને સંવેગી દીક્ષા આપી, અને ચારિત્રના વિજય માટે દૃઢપ્રતિજ્ઞ થઈને નીકળેલ આ યુવાન મુનિનુ તેમણે 'ચારિત્રવિજય' નામ રાખ્યુ

ગઈકાલના મુનિ ધર્મસિંહ આજે મુનિ ચારિત્રવિજયજી બન્યા આપણે પણ હવે તેમને એ નામથી ઓળખીશુ

આ પછી ગુરુમહારાજ પંન્યાસ શ્રી કમલવિજયજીનો પત્ર આવતા તેઓ વિહાર કરી તેમને મળ્યા આ વેળા ધ્રાગધ્રા પાસે દેવચરાડી ગામમા પ્રતિષ્ઠા-મહોત્સવ ચાલતો હતો પંન્યાસજી મહારાજે આ શુભ અવસરે વૈશાખ સુદ ૧૦ ના રોજ તેમને પોતાને હાથે વડી દીક્ષા આપી, અને તેમને શાંતમૂર્તિ મુનિરાજ શ્રી વિનયવિજયજીના શિષ્ય સ્થાપ્યા

: ૧૧ :

# તીર્થયાત્રાઓ

વીસ વર્ષની તરુણ અવસ્થાવાળા મુનિ ચારિત્રવિજયજીની વિચારસૃષ્ટિમાં, અંજારમાં આવેલું સ્વપ્ન રમી રહ્યું હતું. એ દેવમંદિર અને દેવવિમાનના જ વિચારો એમના મનમાં ઘોળાતા હતા. જામનગરનાં સુંદર અને રમણીય મંદિરોએ એમના મનને ખૂબ આનંદિત બનાવ્યું હતું, પણ એથી વધુ સુંદર દેવધામોના દર્શનની તેમની તૃષા વધતી જ જતી હતી.

વડીલ સાધુઓને મુનિજીની આ ભાવના પરખી લેતાં વાર ન લાગી. તેઓ સૌ શત્રુંજયની યાત્રાએ પધાર્યા. અમરધામ જેવા શત્રુંજય સ્થળને નિરખી અને ગગનચુંબી દહેરાસરોના દર્શન કરી આપણા મુનિરાજનો આનંદ કેટલો વિશાળ થયો એનું માપ કોણ કાઢી શકે ? સૂકી ખાખ મરુભૂમિમાં પ્રવાસ કરતા, તૃષાથી અકળાયેલા પ્રવાસીને કલકલ નાદે વહેતું મિષ્ટ ઝરણ સામે આવી મળે ત્યારે એનો આનંદ કેવો હોય ?

મુનિ ચારિત્રવિજયજીએ પ્રભુની ભવ્ય મૂર્તિ સામે આંસુઓનું પ્રક્ષાલન કરી અંતરનાં પ્રેમપુષ્પોની ભેટ ધરી. સંસારના કષાયકીચને ક્ષણવારમાં વેગળો કરે તેવી ભવભીરુ ભાષામાં પ્રાર્થના કરી. મહિનાઓ પહેલાંનું સ્વપ્ન આજે ફળ્યું તેમના આનંદને કોઈ સીમા નહોતી.

નિત્ય નવનવા ભાવે વૃદ્ધિ પામતા આત્મોલ્લાસ પૂર્વક મુનિજીએ ઘણી યાત્રાઓ કરી આ પછી તેઓ વિહાર કરી ઘોઘ આવ્યા સંવેગી દીક્ષાનુ પ્રથમ ચતુર્માસ વિ સ ૧૯૬૦ મા અહીં જ કર્યું

પણ આ તીર્થયાત્રામા મુનિજીના તીર્થપ્રેમી હૃદયમા એક વાતે ઘર ઘાલ્યુ, તેનો ઉલ્લેખ અત્રે કરવો જરુરી છે પાલીતાણાનો ઇતિહાસ પાદલિપ્તાચાર્યના નામ અને કાળથી શરુ થાય છે શત્રુજય તીર્થ પ્રાચીન કાળથી જૈનોમા શાશ્વતા તીર્થ તરીકે પૂજાતુ આવ્યુ છે આ તીર્થનો ઉદ્ધાર દરેક કાળે સમર્થ રાજાઓ અને સમર્થ શ્રીમતોએ કરાવ્યો છે છેલ્લા ઉદ્ધારક તરીકે ઇતિહાસમા કર્માશાહની નોધ છે કોઈ કાળે ગારીયાધારના ગોહેલ ઠાકોરોએ શત્રુજયનુ સરક્ષણ કરવાની પોતાની ફરજ સમજી અને એ નિમિત્તે જૈનો સાથે સબધનો તતુ જોડયો

જૈનોનો દયા–પ્રેમ અને તેનાથીય વધુ તીર્થપ્રેમ જગજાહેર છે તીર્થક્ષેત્ર માટેની જૈનોના મનની મૃદુતા ખૂબ વિશાળ છે, અને દરેક જૈન તેને માટે ગમે તેવો આકરો ભોગ આપવા તૈયાર રહે છે આ મનની મૃદુતાએ કોઈ કમનસીબ પળે ગોહેલ ઠાકોરના મન પર જુદી જ અસર કરી જૈનોની શ્રીમતાઈએ એમા વધુ આકર્ષણ ઉમેર્યું આકડે મધ હોય એમ એમને લાગ્યુ અને જે શત્રુજયના જૈનો માલિક હતા, એના પર ગારીયાધાર નરેશની માલિકીની ભાવના જોર કરવા લાગી એમને દબાવવા કનડગતો શરુ થઈ દયાપ્રેમી જૈનો વધુ દયા તરફ દોરવાતા ગયા બીજી તરફ કનડગતો વધુ ઉગ્ર બનતી ગઈ

મુનિરાજ ચારિત્રવિજયજી જ્યારે યાત્રાએ આવ્યા ત્યારે તેમણે ઝીણી નજરે નિહાળી લીધુ કે, તીર્થની અને તીર્થના યાત્રાળુઓની સ્થિતિ કફોડી છે આ સમયે રાજા માનસિહજી પાલીતાણાની ગાદી પર હતા કોઈ અકળ કારણોએ આ રાજવીનુ મન પણ તીર્થ તરફ ભાવભીનુ નહોતુ પડખિયાઓ પાસે પૂર્વજોના ઇતિહાસનુ જ્ઞાન નહોતું દહેરાસરોની સેવા કરીને વૃત્તિ મેળવનાર

બારોટોના અભિમાનનો પારો પણ છેલ્લી ડીગ્રીએ હતો. તેમની હક્કની દુહાઈ વધુ ને વધુ તીવ્ર બનતી જતી હતી. રાજ્યની તીર્થ તરફની બેદરકારીએ એમની આ વિરોધી પ્રવૃત્તિમાં પ્રાણ પૂર્યો.

'ગોળથી પતતું હોય તો ગળો પણ ન વાપરવી' એવી જૈન-સમાજની વૃત્તિએ વધુ કફોડી સ્થિતિ ઊભી કરી હતી. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી વહીવટ ચલાવતી હતી, છતાં પેઢી અને રાજા વચ્ચેનો વ્યવહાર પણ પ્રેમ ભર્યો નહોતો.

ઘણીય વાર બારોટોની તુંડમિજાજી નાનાં છમકલાં કરતી, પણ એ વાત આગળ વધવા ન પામતી. મુનિજીના શૌર્ય, સત્ય અને તીર્થસ્નેહપૂર્ણ હૃદયમાં આ બધા વાતાવરણે અકથ્ય વેદના જન્માવી. પણ આ તીર્થયાત્રા ટૂંકા દિવસોની હતી. ધ્રોલના ચતુર્માસ દરમ્યાન તેમણે પોતાના સાધુધર્મને પૂરેપૂરો ઓળખી લીધો ને અભ્યાસ આગળ વધારવા લાગ્યા.

મુનિજીના ગુરુ શ્રી વિનયવિજયજીની તબિયત સારી રહેતી નહોતી. મુનિજી પોતાના ગુરુની અને વડીલોની વૈયાવચ્ચમાં ખૂબ તલ્લીન રહેતા. ગુરુ-સેવાના પાઠ એમણે પહેલેથી પઢી લીધા હતા, તેથી સર્વ આંકાક્ષાઓને પરિપૂર્ણ કરનારી ગુરુ-સેવાથી તેઓ કદી વિમુખ ન થયા.



૧૨

# સત્યની આણાએ

કેટલીક ઘટનાઓ દેખાવે નાની છતા મૂળથી મહાન હોય છે પણ ઘણીવાર એ ઇતિહાસના પૃષ્ઠો નજીક નથી જ પહોચતી અથવા ઇતિહાસના પૃષ્ઠો નજીક એને ઘસડી જવામા આવે છે, તો એની મૌલિકતા અનેક રીતે ઘવાય છે ઓછી જાહેરાત અને વધુ મૌનમા જ એ ઘટનાઓની મહત્તા જળવાઇ રહે છે છતા કલમપરસ્તો કયે દહાડે એવી ઘટનાઓના આકર્ષણથી વંચિત રહ્યા છે કે રહેશે ?

વિ સં ૧૯૯૦ મા તીર્થ રક્ષણની અપૂર્વ તમન્ના સાથે મુનિજી ધ્રોલથી નીકળેલા એક સંઘ સાથે શત્રુંજય ગિરિના પુન દર્શન કરવા પાલીતાણા આવ્યા આ વખતે એમના આત્મોલ્લાસે ઓર જ રૂપ ધારણ કર્યું હતુ એક તરફ બ્રહ્મચર્યના તેજે ઝળહળી રહેલી યુવાની અને બીજી તરફ શાસન સેવાનો અદમ્ય તનમનાટ એમના મસ્ત હૃદયને અનેરા ભાવે ડોલાવી રહ્યો હતો આ પ્રસંગે દાદાગુરુ પંન્યાસ શ્રી કમલવિજયજી તથા શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજ વગેરે સાધુઓ પણ અહીં જ વિરાજતા હતા

આ વેળા શ્રાવક સમુદાય અને સાધુસમુદાયમા તીર્થ અસાતનાની જૂદા જૂદા પ્રકારની ખબરો આવ્યા કરતી માથાભારે

બારોટોનું વર્તન કેવું ઉચ્છૃંખલ છે એની પણ ચર્ચા થતી. આ દુ:ખદ ચર્ચાઓ દિવસે દિવસે વધતી જ ગઈ. યુવાન મુનિ ચારિત્ર-વિજયજીનું હૃદય આ ચર્ચાઓ સાંભળી અત્યંત દર્દ અનુભવી રહ્યું હતું. 'न धर्मो धार्मिकैर्विना', ધ્યાતા વગરનો ધર્મ કેવો ? જેને અનેકો ધર્મ માની પૂજનીય ગણી મસ્તક નમાવતાં હોય એની સાથે માનવી હલકી રમત રમે ! બારોટોની વર્તણુક એમને અસહ્ય લાગવા માંડી.

બારોટોના ઝગડાનો ઇતિહાસ જરા લાંબો છે. વિ. સં. ૧૮૮૬ ના વૈશાખ વદી ૧૦ ને સોમવારે બારોટો સાથેના વ્યવસ્થાપત્રના લખત પછી લાંબા કાળ સુધી શાન્તિ અને શ્રદ્ધાથી બધું ચાલતું રહ્યું. એકે શ્રદ્ધા સાથે, નમ્રભાવે સેવા આપી. બીજાએ ઉદારતાપૂર્વક તેનો બદલો આપ્યો. પણ કાળ વહ્યો ને એ સેવા ને શ્રદ્ધામાં ઓટ આવી. હક્કની મારામારી શરુ થઈ. વિ. સં. ૧૯૬૦ ના બીજા જેઠ વદી ૧૪ ના દિવસે એક સાધારણ અથડામણ ઉભી થઈ.

કેટલીક વાર મોટી ઘટનાઓનાં નિમિત્ત નાનાં હોય છે. દહેરાસરોમાં અર્પણ થયેલી ચીજો મેળવવા બારોટોએ રંગમંડપમાં બધે પાટલા બિછાવવા માંડ્યા. મુનિરાજોને અને યાત્રાળુઓને ચૈત્યવંદન કે દર્શનમાં આ પાટલાઓ બહુ અગવડ ઊભી કરવા લાગ્યા. બારોટોને તેમ ન કરવા સૂચન થયું. પણ ઘણા વખતથી એકાંત સત્તા ભોગવવાથી ને જૈનોની ઉપેક્ષા વૃત્તિથી જન્મ પામેલી ને વૃદ્ધિ પામેલી તેમની અભિમાનવૃત્તિ ઉછળી આવી. તેઓએ પાટલા ખસેડવાની સાફ ના સુણાવી. સામેથી ખસેડવાનો આગ્રહ થયો. વાત જીદ પર ચઢી. અથડામણો ધીરે ધીરે વધવા લાગી.

અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી સાથે થયેલો કેટલોક પત્રવ્યવહાર આપણને ઝગડાના પ્રથમ પ્રારંભની ટૂંકી પણ ઠીક માહિતિ આપે છે.

* * *

મ ૧૯૬૦ મા બીજા જેઠ મહિનાની ચતુર્દશી

દેરાસરમાં પાટલા મૂકાણા ઝગડાનો જન્મ

* * *

મ ૧૯૬૦ અપાડ સુદી ત્રીજ

પાલીતાણાથી બારોટો શ્રી આણદજી કલ્યાણજીની પેઢીને લખે છે કે, 'અમોને બીજા જેઠ વદ ૧૪ થી આજ સુધી બધા અહીં હેરાન કરે છે માટે તમો કે બદોબસ્ત કરવા મહેરબાની કરો '

* * *

મ ૧૯૬૦ અપાડ સુદી ૩, તા ૧૫-૭-૧૯૦૪

પાલીતાણાથી એક યાત્રિક મ ક અહી કરીને ગેઠ આ૦ ક૦ ની પેઢીને ઉપરના બનાવથી વાકેફગાર કરે છે

* * *

આ જ દિવસે પાલીતાણાની શેઠ આણદજી કલ્યાણજીની પેઢી અમદાવાદની શેઠ આ૦ ક૦ ની પેઢીને ખબર આપે છે

* * *

અપાડ સુદ ૮ ને બુધવાર

જાવક નબર ૫૦૧ ના પત્રથી અમદાવાદની પેઢીએ પાલીતાણાની પેઢીને પ્રસ્તુત ઝગડા માટે પૂછાવ્યુ

* * *

અપાડ સુદ ૯ ને ગુરવાર

મુનિ દીપવિજયજી અમદાવાદની પેઢીને ઝગડાની જાણ કરાવે છે ને પ કમલવિજયજી તથા હમવિજયજી હાજર હતા તે જણાવે છે

* * *

અપાડ સુદ ૧૦ ને શુક્રવાર, તા ૨૨-૭-૧૯૦૪

પાલીતાણાની ગેઠ આ૦ ક૦ ની પેઢીએ જા ન ૪૮૭ થી અમદાવાદની પેઢીના જા ન ૫૦૧ ને ૫૦૨ ના ઉત્તરમાં જણાવે છે કે,

પાલીતાણા પહાડ પર પુડરિક સ્વામીના દહેરાના ચોકમા પાટલા પાથરી દીધા જે પાછળથી ઉઠાવવામા આવ્યા

* * *

વિ. સં. ૧૯૬૧ ના બેસતા વર્ષે.

એક હેન્ડબીલ બહાર પાડી જાહેર કરવામા આવ્યું કે,

બારોટાએ શ્રી હંસવિજયજીના (વિજયવલ્લભસુરિજીના) શિષ્ય સોહનવિજયજીને નાગા કરી કાંટામાં નાખી દીધા છે. આ રીતે બારોટા તોફાન કરે છે.

× × ×

આમ ભવિષ્યના કોઈ ગંભીર બનાવની આગાહી આપતી બીનાઓ વૃદ્ધિ પામતી જતી હતી.

જ્યારે વિવેકના દીપક બુઝાય છે ત્યારે માનવી સારાસારનો વિચાર કરવા નથી થોભતો. એક દિવસ પહેલી ટૂંક પાસે કોઈએ શૌચ નિવૃત્તિ કરી મંદિરની પવિત્ર ભૂમિને અપવિત્ર કરેલી જોવામાં આવી. વધુ તપાસ કરતાં એ કૃત્ય જાણી–બુઝીને બારોટવર્ગ તરફથી કરવામાં આવેલું જણાયું. યુવાન મુનિજીએ દુઃખી હૃદયે નીચે આવી પોતાના દાદાગુરુ પં. કમલવિજયજી (શ્રી વિજયકમલસૂરિ) સમક્ષ બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. મહારાજે લાંબા નિઃશ્વાસ સાથે બારોટોના ઉચ્છૃંખલ વર્તનને અને રાજના પીઠબળને સચોટ શબ્દોમાં કહી બતાવ્યાં.

વાત આગળ વધવા માટે જ વધતી હતી. બારોટોએ દહેરાસરમાં ચોખા, સોપારી ને પાઈ–પૈસો મૂકાવવા આખા રંગ-મંડપમાં પાટલા પાથરવાની પ્રથા ન છોડી. ચૈત્યવંદન કરનારને કે બે ઘડી ધ્યાન ધરીને બેસનારને ખૂબ અગવડ પડતી જોઈ, મુનિ ચારિત્રવિજયજી અને તેમની સાથેના એક બીજા સાધુ દીપવિજયજીએ આ પાટલાઓ શ્રાવકો પાસે ઉપડાવી લઈ જગા કરી દીધી. આ નિમિત્તે તા. ૧૨–૪–૧૯૦૫ સં. ૧૯૬૧ ચૈત્ર શુદિ ૭ બુધવારે સવા બે વાગે બારોટોએ નાનકડું છમકલું કર્યું તથા એક સાધુનું ગળું દબાવવાની હદે પહોંચ્યા.

નિમિત્તની જરુર હતી અને નિમિત્ત આવી મળ્યું, વળી બારોટોએ નિશ્ચય કર્યો કે એ ‘દીપવિજય’ ને કાલે



પાલીતાણા ઠાકોર સાહેબ
મહારાજા બહાદુરસિંહજી સાહેબ

આપણો ખરેખરો પરચો બતાવી આપવો મુનિ ચારિ વિજયજીનુ નામ બારોટોમા ચર્ચાસ્પદ ન થયુ

બીજે દિવસે મુનિજી પોતાના દાદાગુરુમહારાજ શ્રી કમલવિજયજી પન્યાસ, દીપવિજયજી તથા અન્ય સાધુગણો સાથે યાત્રા કરવા ઉપર ચાલ્યા આજના તોફાનની કોઈને સહેજ પણ કલ્પના નહોતી યાત્રા કરી સૌ સગાળ કુડ પર વિશ્રામ લેવા બેઠા હતા, એટલામા ખબર આવી કે ૫૦ બારોટો હાથમા લાકડીઓ લઈ દારૂના ઘેનમા ડુગર પર આવી રહ્યા છે

ડુગર પર રક્ષા માટે રહેલા શ્રી આ૦ ક૦ ની પેઢીના સિપાઈઓ એટલા મોટા જૂથમા નહોતા કે આ બારોટોને રોકી શકે એમણે દરવાજા બધ કરી દીધા ક્રોધથી ધમધમતા, દારુના નશામા ઝૂમતા બારોટો ઠેઠ આવી પહોચ્યા ને તેઓએ ત્રાડ પાડી 'ક્યા છે પેલો દીપવિજય! એને ખોખરો કરવો છે'

સિપાઈઓ સ્તબ્ધ બની ઊભા હતા મુનિ ચારિત્ર-વિજયજીએ બારોટોના બહુ કોલાહલથી એક બારી ઉઘડાવી તેમા થઈ પ્રવેશદ્વાર વટાવી, નાનો ચોક ને થોડા પગથિયા ચઢી બારોટો સગાળ કુડ પાસેના પગથિયા પર આવીને એલફેલ ભાષામા બકવા લાગ્યા અને મુનિ દીપવિજયજીની શોધ કરવા લાગ્યા

આપણા મુનિરાજ દાદાગુરુમહારાજ અને અન્ય સાધુ સમુદાય સાથે પાસે જ બેઠા હતા એમણે કટોકટીની પળ પરખી અત્યારે આમનો સામનો કરે તેવો કોઈ દેખાતો નથી અને વખતસર તેઓને સમજાવવામા નહિ આવે તો જરુર અનર્થ થઈ પડશે એમણે ગુરુજી પાસે આ બારોટોને સમજાવવા જવાની આજ્ઞા માગી, અને પન્યાસજીએ તે સમયની પરિસ્થિતિ પારખી હા પાડી મુનિજી તરત જ પગથિયા પર આવી ઊભા રહ્યા ને બારોટોના બે નાયકોને કહ્યુ 'ભાઈઓ! આ તીર્થ ક્ષેત્રમા આવી વર્તણૂક ન શોભે!'

પણ આ કોઈ ઉપદેશ સાંભળવા આવેલા શ્રોતાઓ નહોતા, કે સમજુ ગૃહસ્થો પણ નહોતા, જેઓ કંઈ વિચારે કે સમજે! તેઓએ સામે મુનિજીને ઉભેલા જોતાં. બૂમ પાડી: 'અલ્યા આ રહ્યો દીપવિજય, મારો!'

મુ. દીપવિજયજી ને આપણા મુનિજી દેખાવમાં લગભગ ઘણા મળતા આવતા. આથી બારોટો તેમને દીપવિજયજી માની બેઠા.

'આ રહ્યો, બોલ, ચાલ્યો આવ! શો જવાબ જોઈએ છે?' મુનિજીની પ્રચંડ કચ્છી કાયા લાંબી સોટા જેવી ટટ્ટાર થઈ બે પગથિયાં ઉતરી વધુ નજીક આવી. બારોટો તો તૈયાર જ હતા. આગળના કદાવર બારોટે ધોકો ઉઠાવી મુનિજી ઉપર ઝીંક્યો. જરા પણ શરતચૂક થાય તો ખોપરી બરાબર બે ભાગમાં વહેંચાઈ જાય! હવે કટોકટીની પળ હતી. ઉપદેશ કે વાણીની કંઈ અસર નહોતી. મુનિજીએ શાસનદેવને સ્મરી સામે પોતાનો દાંડો ધરી દીધો. ધોકો ડાંડા સાથે અથડાતાં બારોટના હાથમાંથી છટકી નીચે પડ્યો. પણ હુમલો શરુ થયો જાણી બીજા બારોટો લાકડીઓ લઈ આગળ ધસી આવ્યા.

મુનિરાજ યુક્તિથી કામ ન લે તો સામે જીવસટોસટનો મામલો ઊભો હતો. અથવા પોતે ખસી જાય તો ઝનૂને ચઢેલાઓ આજે કંઈક અનિષ્ટ કરી મૂકે તેમ હતા. તે પ્રસંગે એક વીર-કેસરીની માફક અચલ ઊભા ઊભા તેઓ પોતાનું કામ કર્યે ગયા. જબર તોફાન જાગ્યું. પેઢીના સિપાઈઓએ પણ મુનિજીની રક્ષા માટે યથાશકિત યત્ન કરવા માંડ્યો.

તોફાન લાંબો સમય ન ટક્યું. થોડીવારમાં બારોટોને ખાત્રી થઈ ગઈ કે આ વીસવર્ષનો સાધુ એકલો નથી, એની સાથે કોઈ અદૃશ્ય દેવતા પણ લાગે છે. વીસ બારોટો જમીન પર પડ્યા હતા. તેમને ડોળીમાં નાખી પચાસ બારોટોનું ધાડું બૂમો મારતું પાછળ હઠ્યું ને કેટલાક ડોળીમાં તો કેટલાક ચાલતા, હાયપીટ કરતા રાજદરબારમાં જવા રવાના થઈ ગયા. જતાં જતાં

મુનિજીના ખભા ઉપરથી ખસી ગયેલી કામળી પણ પુરાવા તરીકે લેતા ગયા આ એક પરાજય ભલે મળ્યો, બીજે તો વિજય મળશે તેની બારોટોને તો ખાત્રી જ હતી આ પ્રસંગ તા ૧૩-૪-૧૯૦૫, સં ૧૯૬૧ ના ચૈત્રશુદિ ૮ ને ગુરુવારે બન્યો

એ વખતે થયેલો કેટલોક પત્રવ્યવહાર ઘટનાની વધુ વિગતો આપે છે

* * *

સં ૧૯૬૧ ચૈત્ર સુદ ૭ બુધવાર (તા ૧૨-૪-૧૯૦૫)

પાલીતાણાથી શેઠ આણંદજી કલ્યાણજીની અમદાવાદની પેઢી પર પત્ર લખે છે કે,

'બારોટ હીમીંગના દીકરા દીપાએ દાનવિજયજીના શિષ્ય ધર્મવિજયજીને મોઢે કાબળી ઢાકી ગળુ દબાવ્યુ (નળાકી જતા રસ્તામા)

* * *

તા ૧૨-૪-૧૯૦૫

શ્રી કૃષ્ણરામ ગોવિંદરામ શેઠ આ૦ ક૦ ની અમદાવાદની પેઢીને જણાવે છે કે,

તા ૧૨-૪-૧૯૦૫ ના રોજ બપોરે બાર ઉપર એ ને પંદર મીનીટે મારામારી થઈ છે

* * *

તા ૧૩-૪-૧૯૦૫

શેઠ આ૦ ક૦ ની અમદાવાદની પેઢી પર મારામારી અંગેનો તાર

* * *

તા ૧૩-૪-૧૯૦૫

આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી પર મહુવાનગરા શ્રા૦ ક૦ ગાડાલાલ આણંદજી, લખમીચંદ, લાલચંદ રામજી, પૂરચંદ ઝવેરચંદ તથા પંડિત ત્રિભુવનદાસે પત્ર લખ્યો તેમા જણાવ્યુ કે,

આજે બારોટો બીડી પીતા પીતા પહાડ પર ચડ્યા તેમને સગાળ પોળના દરવાજાના સીપાઈઓએ અટકાવતા મારામારી કરી છે તેઓને ઇન્સ્પેક્ટરે રોક્યા છે ચારિત્રવિજયજી તથા મુનિ ધર્મવિજય યાત્રાર્થે

જતા હતા, તેની સાથે મારામારી કરી પૂરણ વગાડ્યું છે. અને ભાટો ફરિયાદ કરવા ગયા છે.

* * *

તા. ૧૩–૪–૧૯૦૫

શ્રી અંબાશંકર જે. શેઠ આ૦ ક૦ ની અમદાવાદની પેઢીને લખે છે કે,

ગઈ કાલે તકરાર થઈ હતી. આજે પણ તકરાર થઈ છે. જેમાં દીપવિજયના ચેલા ચારિત્રવિજયને (અહીં શરતચૂક થઈ છે. તેઓશ્રીના ગુરુનું નામ વિનયવિજયજી હતું.) એકાદ લાકડી મારી છે. જે તકરારમાં વચ્ચે પડ્યા છે. સગાળપોળના દરવાજા ઉપર. બારોટો દરબારમાં અરજી કરવા ગયા છે. ગઈ કાલે બારોટોએ દાનવિજયજીના શિષ્ય ધર્મવિજયજીને તળાટી જતાં ગળે (ફાંસો) બાંધ્યો હતો.

* * *

આ અનિચ્છનીય પ્રકરણને અહીં જ સમેટી લઈશું. ઝઘડો રાજદરબારમાં વધુ ન ચર્ચાય એ ખાતર વડીલોની સલાહ મુજબ મુનિજી ઘેટીની પાગેથી નીચે ઉતરી બીજે દિવસે બોટાદ પહોંચી ગયા. બારોટોએ આ ખટલો રાજદરબારે ચઢાવ્યો, પણ પરિણામ જૈન સમાજના લાભમાં જ આવ્યુ. કાંબળી કયા સાધુની છે એ બારોટો પૂરવાર ન કરી શક્યા. કેસ આગળ વધ્યો ને બારોટોને નમતું આપવું પડ્યું. શેઠ આ૦ ક૦ ની પેઢીના પણ કેટલાક હક્કોની સ્પષ્ટ સમજુતી થઈ ગઈ.

છતા કાળ ગયો અને કહેણી રહી ગઈ.

## ૧૩

# તીર્થરક્ષાની તમન્નાએ

એક વખત બજી ઉઠેલી સારંગીનો તાર પૂરો સૂર બહાર કાઢી ન રહે ત્યા સુધી રણઝણ્યા જ કરે છે એ રણઝણાટમા જ—એ કમ્પનમા જ એને મજા આવે છે, ચેન પડે છે મુનિજીને અનેક પ્રતિસ્પર્ધીઓ સામે એકલે હાથે થઈ શરીર પર ઘા ખાવામા જેટલુ દુખ નહોતુ થયું, તેટલુ દુખ તીર્થની અસાતના માટે થઈ રહ્યુ હતું શરીર પરના ફટકાનુ દર્દ તો, જાણે હૃદયના દર્દ ઉપર શેક કરી કઈક કર્યાનુ આશ્વાસન આપી રહ્યુ હતું !

ભોળા, ભવભીરુ, એકનિષ્ઠ મુનિજીના જુવાન દિલમા એક નવો જ વિચાર જાગી ઉઠયો આપણા શાસનદેવોની શક્તિ અપાર છે શા માટે એમની મદદની યાચના કરી આ અસાતના બધ ન કરવી ? અને એમ કરતા પોતાની બિન લાયકાતના પરિણામે કઈ સહેવુ પડે તો તેનાથી આ શરીરનો વિશેષ ઉપયોગ શો ? એમણે મત્ર ખોળી કાઢયો નક્કી કર્યું કે, કોઈ ઉત્તરસાધક શોધી ઉપાસના કરવી જેણે આ વિચાર સાભળ્યો એણે મુનિજીને રોકયા પણ એમનુ તો એક જ ધ્યેય હતું 'મારુ ગમે તે થાઓ' પુણ્ય હો કે પાપ ! આ અસાતના મારાથી નથી જોઇ શકાતી'

ઉત્તરસાધકની શોધ હતી. તેઓ પુનઃ પાલીતાણા આવ્યા. વિ.સં. ૧૯૬૧નું ચાતુર્માસ ત્યાં જ કર્યું. આ વખતે પ્રાતઃસ્મરણીય શ્રી વિજયધર્મસૂરીશ્વરજીના શિષ્ય શ્રી રત્નવિજયજી તેમને આવી મળ્યા. બન્નેની તમન્નાઓ મેળ ખાધો. પરિણામે શત્રુંજયની તળાટી પાસેની કોટડીમાં ઉવસગ્ગહરં સ્તોત્રનો જાપ શરૂ કર્યો. મંત્રોની દુનિયા હજી અણઉકેલી ઊભી છે. એની ભેદભરમની દિવાલો આજે પણ કોઈ ભેદી શક્યું નથી. આપણે તેમના નિકટ સુપરિચિત વ્યક્તિના શબ્દોમાં જ તે ઘટનાને અહીં વાંચી લઈએ.

"ત્રણ દિવસનો અઠ્ઠમ કરી બન્ને જણા દરેક રીતે શુદ્ધ થઈ જાપ જપવા બેઠા. આપણા ચરિત્રનાયક સાધક બન્યા અને રત્નવિજયજી ઉત્તરસાધક બન્યા. બે દિવસો બરાબર શાન્તિપૂર્વક અને નિર્વિઘ્નતાથી સંપૂર્ણ થયા. ત્રીજા દિવસનો ત્રીજો પ્રહર પણ સુખરૂપ પસાર થઈ ગયો.

"કહેવાય છે કે મંત્રસાધનાની છેલ્લી પળે એક નાગ ભયંકર રૂપ ધારણ કરી સામે આવે છે. દરેક રીતે ડરાવવા પ્રયત્ન કરે છે. પણ સાધક જેમ જેમ સફળ થતો જાય તેમ તેમ તે તેના શરીર પર ચડતો જાય છે. આખરે એના મસ્તક પર આવી જીભોના ભયંકર લપકારા કરે છે. સાધક જરાપણ અચકાયા વગર જીતે જીભ મેળવી લે તો કાર્ય સિદ્ધ થઈ જાય છે.

"રાત્રીનો છેલ્લો પ્રહર થવા આવ્યો હતો. આઠેક મણકા બાકી હતા. ત્યાં ઉત્તરસાધકની ક્ષમિત આંખો મીંચાઈ ગઈ. એટલામાં ભયંકર ફૂંફાડો સંભળાયો અને ઉપરની છતમાંથી વિષધર જમીન પર ઊતરી આવ્યો. વિચિત્ર અવાજથી કોટડી ગાજી ઊઠી. ડાકલી અને વિષના વર્ષાદ જેવું વાતાવરણ થઈ ગયું. વિષધર ફૂંફાડા મારતો આગળ ધસ્યો! સાધક બનેલા મુનિજીનો ઉપયોગ તે તરફ જતાં હાથમાંથી માળા સરી ગઈ. આ સાથે એક ગંભીર અવાજ થયો ને સાધક અને ઉત્તરસાધક બન્ને એકદમ કોટડી બહાર નીકળી ગયા. બહાર લીંમડા નીચે સીપાઈઓ સૂતા હતા, તેમની પાસે આવી શાન્તિ લીધી"

## તીર્થરક્ષાની તમન્નાએ

મંત્ર-તંત્રની કોઇ દુનિયામાં પ્રવેશી કરી ગયા હોઈએ, એવી આ વાત આજના જમાનામાં ન મનાય, છતાં આજે કેટલીય ચમત્કારની દુનિયા એવી ભેદભરી રીતે ઉભી છે કે તેને ન્યાય આપવા એક મહાન અભ્યાસી આત્માની જરુર રહેશે

લીંમડા નીચે આવીને બંને મુનિઓ પોતાનું કાર્ય નિષ્ફળ ગયેલું જોઇ અતિ ખિન્ન થયા, ને ભાવીભાવને વિચારી બાકીનો વખત ગાળવા સંથારો કરી ત્યાં જ સૂઇ રહ્યા

આ વખતે એક સ્વપ્ન આવ્યું ને મુનિરાજને લાગ્યું કે, કોઈ કહે છે કે તમે તમારા કાર્યમાં સંપૂર્ણ પાર પહોંચ્યા નથી પણ ધૈર્ય ધરજો! ટૂંક વખતમાં જ તીર્થની અશાતના દૂર થઈ જશે અને તમારું ધારેલું કાર્ય પાર પડશે

ચરિત્રનાયકે સવારમાં શહેરમાં જઇ દાદાગુરુ સમક્ષ બધી હકીકત કહી સંભળાવી આ પ્રસંગ બન્યા પછી આપણે જાણીએ છીએ તેમ પરમ પૂનીત તીર્થાધિરાજની અસાતના બંધ થઈ છે તેમ જ સીધી કે આડકતરી રીતે જૈનસમાજના ઘણા હક્કોની સ્પષ્ટતા થઇ છે અને જૈનસમાજને લાભ મળ્યો છે

મહારાજા માસિંહજીનું મૃત્યુ તા ૨૮-૮-૧૯૦૫ ના દિવસે થયું



:૧૪:

# વિદ્યાધામ કાશીમાં

વાદમુક્ત, એકનિષ્ઠ અને સ્વાનુભવની શોધમાં નીકળેલા મુનિજીની સામે સદા જીવનનો આદર્શ ધરાયેલો રહેતો. આજની સાધુતાનું લક્ષ, ગઈકાલની સંપત્તિને તરછોડવાનું કારણ, આ કષ્ટ સહન કરવાની ફરજ; એ બધું તેમની સામે એટલી સ્પષ્ટતાથી ખડું થતું કે તેઓ જીવનના ધ્રુવતારકને કદી ન ભૂલી શકતા.

કેટલાક સાધુતાના સંસ્કાર સાથે સાધુ થવા નીકળે છે, પણ એ સંસ્કાર સાધુ થતા થતામાં પૂરા થઈ પછી નામમાત્રના સાધુ બની જવાય છે. કેટલાક સાધુ બની એશઆરામની સગવડમાં કે કીર્તિલોભમાં અડધે રસ્તે રહી જાય છે. પૂરેપૂરો માર્ગ પાર કરવાની તાકાત તે જ રાખે છે, જેની સામે જીવન-લક્ષનો તારક સદા ઝગમગતો રહે છે.

મુનિજી દરેક કાર્ય કરતા, પણ આગળ પાછળના પૂર્વગ્રહ કે કદાગ્રહ વગર. સેવા એમનું લક્ષ હતું. અને એને માટે જીવનને જેમ વધુ કસાય-જેમ વધુ સારી રીતે ઘડાય તેટલી જલદી ને સ્પષ્ટતાથી આગળ વધી શકાય, એવું તેમનું દૃઢ મન્તવ્ય હતું. આવા મુનિજીના મનમાં વિદ્યાપ્રાપ્તિના સુંદર વિચારો ઘોળાયા કરતા હતા. જેટલું જ્ઞાન તેઓ અત્યારે લઈ રહ્યા હતા, તેનાથી તેમને પૂર્ણ સંતોષ ન હતો. એમની આંખ સામે નાલંદા કે તક્ષશિલાનાં

## વિદ્યાધામ કાશીમાં

વિદ્યાપીઠોના સ્વપ્ના ખડા થતા જે ભૂમિનુ કણેકણ વિદ્યાન ગરીમાથી સીંચાયેલુ હોય એવી ભૂમિમા જઈ વિદ્યા પ્રાપ્ત કરવાની અભિલાષા વધતી જતી હતી

સાધુઓ બ્રાહ્મણપડિતો પાસે જૈનશાસ્ત્રો ભણે, અનેકાન્ત-શાસ્ત્રના અર્થો ઉકેલવા એમને એકાન્તવાદના પૂજારીઓ પાસે બેસવુ પડે, એવી દુ ખદ સ્થિતિ હતી જૈન ગૃહસ્થનુ સતાન તો સસ્કૃત-પ્રાકૃતના હાઉથી ધ્રુજી ઊઠતુ આવે વખતે પ્રાત સ્મરણીય શ્રી વિજયધર્મસૂરિજીએ પહેલ કરી અને વિદ્યાધામ કાશીમા જઈ, જૈનો તરફ સપૂર્ણ સૂગ ધરાવનારાઓ વચ્ચે, સ્વયભૂ પ્રેરણા ને શક્તિએ પગપેસારો કરી એક વિદ્યાલય ખોલ્યુ જૈન સાધુઓ અને જૈનમતાનોને વિદ્વત્તાના રગથી રગવાની તેમણે પહેલ કરી

મુનિજીનુ લક્ષ્ય એ વિદ્યાધામ કાશીમા જવાનુ હતું ને સુદર ચારિત્રધર્મને ઉજ્જવલ બનાવે તેવી વિદ્યા પ્રાપ્ત કરવાની અભિલાષા હતી, પણ પાલીતાણાથી કાશીનગરનો વિહાર એટલે સામાન્ય વાત નહોતી ભયકર માર્ગ ને અટવીઓ, માઈલો સુધી ગામ ન મળે, ગામ મળે તો કોઈ ઉન્હુ પાણી આપવા પણ તૈયાર ન હોય, રાતવાસાનુ સુરક્ષિત સ્થાન નહિ, માઈલોના માઈલો ભયકર જગલોવાળા બિહામણા રસ્તા, સિહ, વાઘ ને ચોરોનો ભેગ તો વાતવાતમા થાય જે માર્ગે જતા આજે પણ ઘણા મુનિરાજો વિચાર કરે છે, એ માર્ગમા એક જૈન સાધુના આચારને પાળતા જવાની કોણ હિંમત કરે ? પણ મુનિજી એવી ભયકરતાથી કયે દહાડે ધ્રૂજ્યા હતા ? મનની મુરાદોના પૂજારીઓએ કયી મુશ્કેલીઓ નથી વેઠી ?

વિચાર જાગે છે તો ઘણીવાર પણ જો એ સાચા હૃદયની ઉર્મિઓથી રગાયેલ હોય તો, વર્તન કરવાની સગવડ આપોઆપ મળી રહે છે શાન્તમૂર્તિ કપૂરવિજયજી મહારાજ વિહાર કરીને કાશી જવાના હતા મુનિજીને આ વાતની ખબર પડી તેઓએ પોતાના ગુરુશ્રીને વાત કરીને વિનય સાથે જવા માટે આજ્ઞા માગી પોતાનો શિષ્ય આવી તમન્ના રાખતો હોય તો એના સુદર ભાવીને

રોકવા કોણ ગુરુ કુગુરુ બને? છતાં વિહારની કઠિનતા અને ભયંકર અગવડો તેમને જરા વિચાર કરાવી રહી હતી, પણ સાથે મુનિજીના સાહસ અને સહિષ્ણુતાથી તેઓ પરિચિત હતા. મુનિરાજ ભક્તિવિજયજી( આજના વિજયભક્તિસૂરિજી )એ તેમાં પ્રોત્સાહન આપ્યું. ધોલવાળા શ્રીયુત માણેકચંદ મૂળચંદે કેટલીક સગવડો કરવા કહ્યું. આખરે તેમણે ખૂબ વહાલથી આશીર્વાદ સાથે મુનિજીને રજા આપી.

ઇચ્છિતની સિદ્ધિનો આનંદ મુનિજીને પવનવેગે પ્રવાસ કરાવતો હતો. માર્ગમાં અનેક મુશ્કેલીઓ આવશે એની પહેલેથી કલ્પના હતી, પણ મુનિજીને તેની પરવા નહોતી. તેઓ વિહાર કરતા બનારસ પહોંચ્યા. આ વખતે શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા, ઠઠેરી ગલી, અંગ્રેજી કોઠીમાં હતી. પાઠશાળાના પ્રાણ પૂ૰પા૰શ્રી વિજયધર્મસૂરિજી કાશીમાં જ હતા. મુનિ ચારિત્ર-વિજયજી એમની ભક્તિમાં અને સાથે વિદ્યાસાધનામાં તલ્લીન બની ગયા. એ કાળે ગુરુકુળવાસની પ્રાચીન દૃઢ માન્યતાએ વિદ્યાના દરેક અર્થી ઉપર એવી છાપ જારી રાખી હતી કે, ગુરુસેવા વગર સાચી વિદ્યા પ્રાપ્ત થતી નથી.

મુનિજીએ જોતજોતામાં સૂરિજીનો પ્રેમ સંપાદન કરી લીધો. તેમનો અભ્યાસ પણ બહુ જ સુંદર રીતે ચાલતો હતો. અંગ્રેજી કોઠીના ત્રીજા માળની કોટડીમાં બેસી એકચિત્તે જેણે તેમને અભ્યાસ કરતા જોયા હશે, એ એમની તમન્નાની સાચી સાક્ષી પૂરી શકે. સં. ૧૯૬૨નું ચતુર્માસ તેમણે અહીં જ કર્યું. મુનિ ચારિત્રવિજયજીની ખ્યાતિ અહીં બે રીતે પ્રસરી: એક વિદ્યાભ્યાસની તમન્નાવાળા વિદ્યાર્થી તરીકે અને બીજી બીમાર સાધુ વગેરેની સુંદર સેવા કરનાર તરીકે.

શ્રી વિજયધર્મસૂરિજી વિ. સં. ૧૯૬૨ના ચતુર્માસ પછી સમ્મેતશિખરની યાત્રાએ ગયા. અહીંથી કલકત્તા પધાર્યા. આ વખતે સૂરિજી અને પાઠશાળા વચ્ચે જાગેલા પ્રકરણમાં આપણા મુનિજીએ સૂરિજીના એક પરમ વિશ્વાસુ તરીકેનું કામ કરી બતાવ્યું ત્યારથી તેઓ સૂરિજીના જમણા અંગરૂપ ગણાયા. ત્યારપછી,

મુનિજી પણ કલકત્તા પહોચ્યા આ વિ સ ૧૯૬૩નું ચતુર્માસ સૂરિજી સાથે કલકત્તામા જ કર્યું આ વખતે પણ મુનિજીનો વિદ્યાભ્યાસ તો બરાબર ચાલુ જ હતો કલકત્તામા પ્રસિદ્ધ વક્તા મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી તથા ન્યાયતીર્થ ન્યાય-વિશારદ ન્યાયવિજયજી આદિ છ જણાની દીક્ષા થઈ તેમા પણ મુનિજીએ ઘણો જ સારો ભાગ લીધો

ચતુર્માસ પછી કલકત્તાથી અજીમગજ આદિ સ્થાનોએ થઇ કાશી જતા ભાગલપુરમા તેઓને સખત બિમારી થઈ, છતા સમભાવપૂર્વક સહેતા, ધીમેધીમે પાવાપુરી આદિ તીર્થધામોની યાત્રા કરતા અને દુ ખમા પણ અપૂર્વ આહ્લાદ મેળવતા તેઓ બિહારશરીફ પહોચ્યા અહી એક દેશીવૈદની દવાથી તેમને પૂર્ણ આરામ થયો પછી ટૂક મુદ્દતમા જ કાશી પહોચી જઇ અભ્યાસ આગળ વધારવા માડયો કાશીમા ખુબ શાન્તિ-એકાગ્રતાથી વિદ્યાધ્યયન ચાલતુ રહ્યુ વિ સ ૧૯૬૪નુ ચતુર્માસ કાશીમા જ કર્યું

ત્રણ વર્ષ આ પ્રદેશમા ગાળી, પરમ પૂનીત તીર્થધામોની યાત્રા કરીને અને સારો અભ્યાસ કરીને તેમણે ગુજરાત તરફ વિહાર કર્યો કાશીપુરીથી અયોધ્યા, રત્નપુરી આદિની યાત્રા કરી લખનૌ થઈ કાનપુર ઝાસીથી શિવપુરી થઇ, મક્ષીજી તીર્થની યાત્રા કરી ઉજ્જૈન, ખાચરોદ થઈ તેઓ રતલામ પધાર્યા અહી દાદા ગુરુ શ્રી બાલબ્રહ્મચારી પન્યાસજી કમલવિજયજી મહારાજ (વિજયકમલસૂરિજી)ના દર્શન કર્યા અહીથી ગોધરા થઇ પાલીતાણા ગયા અને શ્રી સિદ્ધગિરિજીના પુન દર્શન કર્યા અત્રે ગુરુવર્ય શ્રી વિનયવિજયજી મહારાજશ્રીને ભેટી, ગુરુજી સાથે ત્યાથી વિહાર કરી, અમદાવાદ, કપડવજ થઈ ગોધરા જઈ સ ૧૯૬૫નુ ચતુર્માસ ગોધરામા કર્યું ચતુર્માસમા ગુરુજી પાસે શાસ્ત્રાભ્યાસને વધુ વિશાલ ને ગભીર બનાવ્યો

ચતુર્માસ પછી વિહાર કરી તેઓ વડોદરા પધાર્યા અહી તપગચ્છાધિપતિ શ્રી મૂલચદજી મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા તથા

ઉપધાનની માળાનો મહોત્સવ હતો. આ વખતે મૂલચંદજી મહારાજનો સમુદાય બહુ જ તેજસ્વી અને વિદ્વાન ગણાતો. પંન્યાસ શ્રી કમલવિજયજી મહારાજે વર્તમાન યુગની ભાવના પારખી મૂલચન્દ્રજી મહારાજના સમસ્ત સાધુઓનું એક મોટું સમ્મેલન એકઠું કર્યું. દ્રવ્ય, ક્ષેત્ર , કાલ, અને ભાવ જોઈ સાધુસંસ્થાની ઉન્નતિ થાય, વિદ્યાભ્યાસ, શાસ્ત્રજ્ઞાન વધે અને સાધ્વીસંસ્થાની પ્રગતિ થાય તે માટે સુંદર ઠરાવો કર્યા અને સારું બંધારણ ઘડ્યું. ચરિત્રનાયક આ વખતે અત્રે હાજર હતા.

ત્યાર પછી દાદાગુરુજી શ્રી કમલવિજયજી પંન્યાસ (શ્રી વિજયકમલસૂરિ) શ્રી વિનયવિજયજી મહારાજ, શ્રી લાભવિજયજી મહારાજ, શ્રી મોહનવિજયજી મહારાજ, શ્રી મોતિવિજયજી મહારાજ તથા મુનિજી વગેરે મુનિમંડલ ત્યાંથી વિહાર કરી સિદ્ધાચલજીની યાત્રા કરવા પાલીતાણા પધાર્યું. સં. ૧૯૬૬નું ચતુર્માસ પાલીતાણામાં શ્રી સિદ્ધગિરિની છાયામાં જ કર્યું.

ચતુર્માસ બાદ ત્યાંથી વિહાર કરી ગિરનારજીની યાત્રા કરવા પધાર્યા. સિદ્ધાચલજીથી પહાડી રસ્તે સીધા જ ગિરનારજી ગયા. બાદમાં કાઠિયાવાડમાં વિચરી પુનઃ સિદ્ધાચલજી પધાર્યા અને સં. ૧૯૬૭નું ચતુર્માસ પુનઃ પાલીતાણામાં કર્યું.



૧૫

# ગુરુકુલ સ્થાપના

કાશીના ઠેર ઠેર પથરાયેલા સદાવ્રતો, નાના નાના વિદ્યાસ્થળો, એક ધોતી અને એક અંગુછાભર ગંગાને તીરે બેસી અભ્યાસમાં તલ્લીન બનેલા વિદ્યાર્થીઓ! એક તરફ ગંગાનો વહેતો પ્રવાહ કલકલ નાદ કરે બીજી તરફ વિદ્યાર્થીઓના શબ્દોચ્ચાર મધુરું વાતાવરણ સરજે! કાશી એટલે મોટું યાત્રાધામ હજારો યાત્રિકો આવે ને જાય રોજ મોટો મેળો જામે એમની પાઈપૈસાની મદદે આ વિદ્યાલયો ચાલે! અને એમાથી જ દિગ્ગજ વિદ્વાનો બહાર આવે!

પાલીતાણા પણ એવું જ એક મહાતીર્થધામ દરરોજ હજારો યાત્રિકોની આવજાવ થાય ત્યાના મંદિરોમા મૂકાયેલી એક એક બદામ એકઠી કરીએ તો નાનો શો ડુંગર ઉભો થાય! રોજ ને રોજ નવકારશીઓ થાય, અઠ્ઠાઈ મહોત્સવ ને ઉજમણા તો ચાલૂ જ હોય અનેક ધુરિણ સાધુઓનો સમાગમ થાય સામે જ પવિત્ર શત્રુંજયના મંદિરના ઘંટારવ સંભળાય આવા પવિત્ર સ્થળે શા માટે એક વિદ્યાલય ન ખોલવું? હિન્દુઓનું વિદ્યાપુરી કાશી તો જૈનોનું પાલીતાણા કાં નહિ!

શત્રુંજયની યાત્રા કરતા કરતા મુનિજીના મનમા આ જ વિચારો ઘોળાયા કરતા હતા કાશીથી વિહાર કરીને ગૂજરાતમા આવતા રસ્તામા ઘોર જંગલો, વિકટ પહાડીઓ વટાવતા મુનિજી એક જ વસ્તુનો વિચાર કરતા હતા જૈન સમાજનો ઉદ્ધાર

કેમ થાય? કાશીમાં જોયેલાં છાત્રાલયો, તેમાં ભણતા અનાથ બ્રહ્મપુત્રો; તેમ જ સિલોન-લંકા અને કોલમ્બોમાં ચાલતાં બૌદ્ધ વિદ્યાપીઠોની સાંભળેલી પ્રશંસા; સાથે સાથે નાલંદા, તક્ષશિલા ને મિથિલાનાં વિદ્યાપીઠોનાં વાંચેલાં વર્ણનો. એક એક છાત્રાલયમાં ભણતા પંચસો પાંચસો વિદ્યાર્થીઓ એ બધું તેમને યાદ આવતું. સાથે નવીન સ્થપાયેલ આર્યસમાજ લાહોર, જાલંધર, કાંગડી આદિમાં ગુરુકુલો સ્થાપી સ્વધર્મના પ્રચાર માટે જે અથાગ પરિશ્રમ અને પ્રયત્ન કરતો એ બધું વિહાર દરમ્યાન સાંભળ્યું. તેઓશ્રીને ઘણીવાર એ વિચાર મુંઝવતો કે કોઈ બ્રાહ્મણપંડિત, કોઈ બૌદ્ધ વિદ્વાન કે આર્યસમાજી પંડિત ક્યાંક જઈ જાહેરમાં જૈનધર્મ વિષે શંકા કરે તો તે વખતે ત્યાં કોઈ જૈન વિદ્વાન ન હોય તો કોણ જવાબ આપી શકે તેમ હતું? કોણ શાસ્ત્રાર્થની રણભેરી બજાવી મેદાને જંગમાં ઉતરી શકે તેમ હતું? તો શામાટે ગૃહસ્થના પુત્રને એવા તૈયાર ન કરવા કે જેથી સમય આવે એમને મોં વિકાસી બેસી રહેવું ન પડે, અને શાસ્ત્રાર્થમાં, વાદમાં, ચર્ચામાં, જૈનધર્મના તત્ત્વ (ફીલોસોફી) નિરૂપણમાં સમર્થ શક્તિશાલી નિવડી, વિજયી ન બને!

આ બધાને માટે એક જ સરલ અને સુંદર માર્ગ છે. જૈનોના પવિત્ર તીર્થધામને બનારસ જેવું વિદ્યાપુરીનું ધામ-કેન્દ્ર બનાવવું. ત્યાં સુંદર સંસ્કૃત, પ્રાકૃત પાઠશાલાઓ સ્થાપવી. તેમાં ઊંચામાં ઊંચુ જૈન તત્ત્વજ્ઞાન, ધર્મજ્ઞાન અપાય. સંસ્કૃત અને પ્રાકૃતનું ઉચ્ચજ્ઞાન અપાય. સાથે ઈંગ્લીશ અને બીજી પણ જૈનધર્મના પ્રચારમાં સહાયભૂત ભાષાઓનું જ્ઞાન અપાય. જૈનાચાર્યકૃત મહાન્ ન્યાયશાસ્ત્રના ગહન ગ્રંથોનું અધ્યયન થાય. અને જૈનોના પુત્રો સર્વતંત્ર સ્વતંત્ર બને. દિગ્ગજપંડિતો બને. આવી સ્વયંભૂ પ્રેરણા નિરંતર તેમના હૃદયમાં જાગૃત રહેતી. રાખના ઢગલામાં છુપાયેલી અદૃશ્ય ચિણગારી પણ જેમ ઉષ્ણતા જ્વલંત રાખે છે તેમ આ સંસ્થા સ્થાપવાની ભાવના નિરંતર તેમના હૃદયમાં વિદ્યાધામ સરજવાની તમન્નાને જાગૃત રાખતી

શ્રી સિદ્ધાચલજી તીર્થના વાતાવરણે ઉપર્યુક્ત ભાવનાને વધુ પ્રેરણા આપી, એમા નવીન પ્રાણસચાર કર્યો જૈનોના મહાન્ તીર્થધામ–તીર્થપુરીને વિદ્યાપુરી બનાવવાની ભાવના વધુ મજબુત બની એટલે પોતાના આ દૃઢ વિચારો ત્યા બિરાજમાન પૂ પા શ્રી સિદ્ધિવિજયજી મહારાજ (મુનશી) અને શ્રી મોહનવિજયજી મહારાજને (અત્યારે આચાર્ય શ્રી વિજય મોહનસૂરિ) જણાવ્યા મુનિશ્રીના આ વિચારો સાભળી ઉપર્યુક્ત બન્ને મુનિરાજો ઘણા જ પ્રસન્ન થયા અને સમાજ-શાસન ઉન્નતિના આવા વિચારો માટે મુનિશ્રીને ખૂબ ધન્યવાદ આપ્યો તેમજ તે વિચારોને સપૂર્ણ મહાનુભૂતિ આપી અને પોતાનાથી બનશે એટલી એ કાર્યમા સહાયતા આપવાનુ પણ જણાવ્યુ અહી પોતાના વિચારોને સહાનુભૂતિ મળી એટલે મુનિશ્રીએ પોતાના દાદાગુરુ પૂ પા પન્યાસ શ્રી કમલવિજયજી (શ્રી વિજયકમલસૂરિજી)ને ઉઝા તથા પૂ પા આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરિજીને બનારસ પત્ર લખી પોતાના દૃઢ વિચારો જણાવ્યા બન્ને સ્થાનેથી મુનિજીને ઉત્સાહવર્ધક વિચારો મળ્યા અને એ શુભકાર્યમા સહુએ પોતાની સહાનુભૂતિ અને પુરેપુરી સમ્મતિ દર્શાવી સહાયતાના વચનો પણ આપ્યા

બીજી તરફ કેટલાકોએ વિરોધ પણ જાહેર કર્યો શ્રાવકો અને સાધુઓની મુલાકાતે મુનિશ્રી જવા લાગ્યા કેટલાક આ વાતોને હવાઈ તરગ, મધુર કલ્પનાઓ કહી હસી કાઢતા, ત્યારે કેટલાક કહેતા 'ચારિત્રવિજય ! એ કાર્ય મહામુશ્કેલીનુ છે તું તારુ સભાળ ! તુ પડિત થા એટલે બસ ! જગતની ચિન્તા તારે શા માટે ! ' કેટલાકો એમ પણ કહેતા કે 'વાણિયાના છોકરા પડિત થયા હોય એમ કદી કોઈએ જાણ્યુ છે ખરુ ? વાણિયાના છોકરા તો વ્યાપાર કરી જાણે એમને તે વળી સસ્કૃત પ્રાકૃત ભાષા આવડે ખરી ? એ તો બ્રાહ્મણો જ વિદ્યા ભણે અને કાતો આપણા સાધુઓ જ ભણે માટે ચારિત્રવિજયજી આ વિચારો જ છોડી દો'

કાર્ય વિધાયકના ભાગ્યમાં ઉત્સાહ અને નિરુત્સાહ, કટાક્ષ અને આક્ષેપ, માન અને અપમાન હંમેશાં લખાયેલાં જ હોય છે. ખરો કાર્યકર્તા વિરોધ જોઇ સારું કામ કરતાં કદી પાછો ન પડે. એને જગતની પરવા રાખ્યે ન ચાલે. મુનિજીએ પોતાનો વિચાર વધુ દૃઢ કર્યો.

અન્તે મુનિજીએ દૃઢ આત્મવિશ્વાસ અને સ્વયંભુ પ્રેરણાથી પ્રેરાઈ વિ.સં. ૧૯૬૮ની જ્ઞાનદાત્રી જ્ઞાનપંચમીના પ્રાતઃકાલે મોતીશાહની મેડીના ત્રીજામાળે એક બિલકુલ નાના સ્વરૂપમાં 'શ્રી યશોવિજયજી જૈનસંસ્કૃત પ્રાકૃત પાઠશાળા' સ્થાપી. જેની સ્થાપના સમયનું મંગળ મુહૂર્તનું શ્રીફલ પણ વેપારીને ત્યાંથી (ઝોરા ખહેચરભાઈ ગાંડાભાઈના) ચોપડે ઉધાર લખી મંગાવવું પડેલું. તે વખતે થોડા શ્રાવકોના છોકરા, ત્યાં બિરાજતા થોડા મુનિરાજો અને એક પંડિતથી શરૂઆત કરી. ધીમે ધીમે ત્યાં બિરાજતા સાધુસાધ્વીઓ જૈન પાઠશાળામાં ભણવા આવવા માંડયાં. મહારાજશ્રીએ યાત્રાળુઓ પાસે જઈ ઉપદેશ આપી સંસ્થામાં મદદ અપાવવા માંડી; શ્રી આ. ક. ની પેઢીના મુનિમને સમજાવી સંસ્થામાં મદદ અપાવવાનું વચન મેળવ્યું અને શરૂઆતમાં જેને માટે લોકોને આશંકા, અવિશ્વાસ હતાં તેમની આ શંકા મટી. અવિશ્વાસ ઘટયો અને સંસ્થા ઉન્નત થવા લાગી.

મુનિશ્રીનો જીવન મંત્ર હતો कार्यं साधयामि वा देहं पातयामि ઉપાડેલું કાર્ય જીવના જોખમે પણ પાર ઉતારવું. દિવસને રાત એક જ વિચારણા કરતા. સંસ્થા કેમ ઉન્નત બને અને સમાજમાં જ્ઞાન પ્રચાર કેમ વધે.

મુનિજીની દૃષ્ટિ સમક્ષ એક વખતના જૈનોની ઉદારતાનો નમુનો તરવરતો હતો. પોતાના ગામમાં આવેલા નવા જૈનને સૌ એક એક મુદ્રા આપતા, ઘર આપતા ને ધંધો કરાવતા. એક પણ જૈન ભીખ માગે એ લાંછન મનાતું. આજ એ જ મહાવીર પિતાના પુત્રની આ દશા ! એ જૈન બચ્ચો તળાટીના લાડવા પર ગુજરાન ચલાવતો ને ભીખ માગી જે પાઈપૈસો મળે તેનાથી બચ્ચાંનું પોષણ કરતો. મુનિજી એ કચ્છીને મળ્યા. એની આંખોમાંથી દુઃખના દૈત્યે બધું જળ શોષી લીધું હતું. રહી'તી કેવલ રક્તની લાલાશ. આંખોમાં એ ઉભરાતી હતી. તેણે કહ્યું :

'મહારાજ ! દુકાળમાં ખાવા ધાન ન મળ્યું ત્યારે બધું વેચીને ખાધું. એ પણ ખૂટ્યું. ભૂખમરામાં પત્ની મરી ગઈ. ટળવળતાં બે બાળકોનો મારા સિવાય કોઈ આશરો ન રહ્યો. મહારાજ ! આ જીવન હવે તો કરડી ખાય છે. અયાચક હાથે યાચવું પડે છે. આપઘાતના તો ઘણા મનસુબા ઉપડે છે, પણ આ બાળકોની મમતા રોકી રાખે છે.'

ક્યાં જૈનોની ગગનચુમ્બી મહેલાતો ને ક્યાં ઝુંપડીઓના પણ સાંસા ! સ્વધર્મી વાત્સલ્યની ભાવના ક્યાં ગઈ ? આર્યસમાજ અને ક્રિશ્ચિયનોને ત્યાં પરધર્મીને પણ પ્રેમથી આશ્રય મળે; જ્યારે જૈનોને ત્યાં સ્વધર્મીને પણ સ્થાન નહિ ? મુનિજીના પ્રેમાળ હૃદયમાં વધુ ને વધુ ચીરા પડ્યા. તેઓ બન્ને બાળકોને લઈ સ્થાનિક આશ્રમમાં મૂકવા ગયા. ત્યાંથી હિમ જેવો ઠંડો જવાબ મળ્યો. મુનિજીની મુંઝવણ ઓર વધી.

પણ એ મુંઝવણમાંથી જ માર્ગ નીકળ્યો. મુનિજીને થયો કે પાઠશાળા સાથે છાત્રાલય શા માટે ન સ્થાપવું ? વયોવૃદ્ધ શ્રી સિદ્ધિવિજયજી પાસે ગયા. પોતાની બધી સંભળાવી. તેઓએ મદદ અપાવવાનું વચન આપ્યું. ત્રીજ ( અખાત્રીજ ) ના દિવસે નગરશેઠ પ્રેમાભાઈ ડામાં પાઠશાળા સાથે બોર્ડિંગ પણ સ્થાપન

કરવામા આવી પેલા બે બાળકો તથા બીજા પણ બાળકો એમા દાખલ થયા

હવે કામ કપરુ હતું દ્રવ્યનો મવાલ તરત જ સામે આવીને ખડો થયો. જે કાર્ય ૪૦ થી ૬૦ના ખર્ચામા ચાલતું તે વિશાળ થયું હતું મુનિજીને માથે ઉપદેશ દેવાની ફરજ આવી પડી એ કાળે કેટલાક સાધુઓની એવી માન્યતા હતી, અથવા આજે પણ કેટલાક સાધુઓની માન્યતા છે કે, અઠ્ઠાઈ મહોત્સવ, વરઘોડા, સ્વધર્મીવાત્સલ્ય અને પાંજરાપોળ માટે ઉપદેશ આપી, શ્રાવકોના નાણા ખરચાવી શકાય, પણ પાઠશાળાને નામે સાધુ કંઈ કહી ન શકે, ઉપદેશ કે પ્રેરણા ન જ આપી શકે!

આ વિટબનાઓએ મુનિજીની ચોતરફ ઘેરો ઘાલ્યો. કટાક્ષો અને આક્ષેપોની વર્ષા થવા લાગી પણ ભલા કર્મયોગી કયે દહાડે કટાક્ષોથી ડર્યા છે? એ બધી આપત્તિઓ વચ્ચે તેમણે કામ જારી રાખ્યું કેટલીક વાર તો કરેલુ કાર્ય જડમૂળથી ઉખડી જવાની દશા આવી પહોચી પણ મુનિજી વારે ઘડીએ પોતાના હાર્દિક વિશ્વાસથી પોતાના સાથીદારોને કહેતા

'સત્કર્મ કર્યા જાવ, પરિણામ સારુ છે, વાચકવર્ય શ્રી યશોવિજયજી મહારાજ પર વિશ્વાસ રાખો'

અને બન્યું પણ એવુ વિપત્તિની વર્ષા અનેક ઝડીઓ વરસાવી ગઈ માણસ નિષ્કર્મણ્ય બની બધુ મૂકી દે તેવી પળો પણ આવી છતા મુનિજીની દૃઢતાએ વિપત્તિઓમા જ પોતાના કાર્યને મજબૂત બનાવ્યુ કાર્ય આગળ વધતું ગયુ વિદ્યાર્થીઓ વધવા લાગ્યા હવે તો મકાન નાનુ પડવા માડ્યુ શેઠ મોતીશાના મકાનની મેડી ઉપરથી પાઠશાળા તથા બોર્ડીંગ દયાળજી સુખડીયાના મકાનમા લાવ્યા અહીં બીજની કલાની જેમ સસ્થાનો વિકાસ વધતો ચાલ્યો. આખરે માસિક ૧૫૦) રૂા ના ભાડાથી ઓસમાન શેઠના ત્રણ મજલાવાળા મકાનમા સસ્થાને લાવવી પડી મુનિજીની તમના જાણે હતી કમળ પાણીમા હતુ પણ પાણીનો સ્પર્શ એને થઈ

મુનિજીની દૃષ્ટિ સમક્ષ એક વખતના જૈનોની ઉદારતાનો નમુનો તરવરતો હતો. પોતાના ગામમાં આવેલા નવા જૈનને સૌ એક એક મુદ્રા આપતા, ઘર આપતા ને ધંધો કરાવતા. એક પણ જૈન ભીખ માગે એ લાંછન મનાતું. આજ એ જ મહાવીર પિતાના પુત્રની આ દશા! એ જૈન બચ્ચો તળાટીના લાડવા પર ગૂજરાન ચલાવતો ને ભીખ માગી જે પાઈપૈસો મળે તેનાથી બચ્ચાંનું પોષણ કરતો. મુનિજી એ કચ્છીને મળ્યા. એની આંખોમાંથી દુઃખના દૈત્યે બધું જળ શોષી લીધું હતું. રહી'તી કેવલ રક્તની લાલાશ. આંખોમાં એ ઉભરાતી હતી. તેણે કહ્યું:

'મહારાજ! દુકાળમાં ખાવા ધાન ન મળ્યું ત્યારે બધું વેચીને ખાધું. એ પણ ખૂટયું. ભૂખમરામાં પત્ની મરી ગઈ. ટળવળતાં બે બાળકોનો મારા સિવાય કોઈ આશરો ન રહ્યો. મહારાજ! આ જીવન હવે તો કરડી ખાય છે. અયાચક હાથે યાચવું પડે છે. આપઘાતના તો ઘણા મનસુબા ઉપડે છે, પણ આ બાળકોની મમતા રોકી રાખે છે.'

ક્યાં જૈનોની ગગનચુમ્બી મહેલાતો ને ક્યાં ઝુંપડીઓના પણ સાંસા! સ્વધર્મી વાત્સલ્યની ભાવના ક્યાં ગઈ? આર્યસમાજ અને ક્રિશ્ચિયનોને ત્યાં પરધર્મીને પણ પ્રેમથી આશ્રય મળે; જ્યારે જૈનોને ત્યાં સ્વધર્મીને પણ સ્થાન નહિ? મુનિજીના પ્રેમાળ હૃદયમાં વધુ ને વધુ ચીરા પડયા. તેઓ બન્ને બાળકોને લઈ સ્થાનિક આશ્રમમાં મૂકવા ગયા. ત્યાંથી હિમ જેવો ઠંડો જવાબ મળ્યો. મુનિજીની મુંઝવણ ઓર વધી.

પણ એ મુંઝવણમાંથી જ માર્ગ નીકળ્યો. મુનિજીને વિચાર થયો કે પાઠશાળા સાથે છાત્રાલય શા માટે ન સ્થાપવું? તેઓ વયોવૃદ્ધ શ્રી સિદ્ધિવિજયજી પાસે ગયા. પોતાની બધી વાત કહી સંભળાવી. તેઓએ મદદ અપાવવાનું વચન આપ્યું. વૈશાખ સુદ ત્રીજ (અખાત્રીજ) ના દિવસે નગરશેઠ પ્રેમાભાઈ હેમાભાઈના વંડામાં પાઠશાળા સાથે બોર્ડિંગ પણ સ્થાપન

કરવામા આવી પેલા બે બાળકો તથા બીજા પણ બાળકો એમા દાખલ થયા

હવે કામ કપરુ હતું દ્રવ્યનો સવાલ તરત જ સામે આવીને ખડો થયો જે કાર્ય ૪૦ થી ૬૦ના ખર્ચામા ચાલતું તે વિશાળ થયું હતું મુનિજીને માથે ઉપદેશ દેવાની ફરજ આવી પડી એ કાળે કેટલાક સાધુઓની એવી માન્યતા હતી, અથવા આજે પણ કેટલાક સાધુઓની માન્યતા છે કે, અઠ્ઠાઈ મહોત્સવ, વરઘોડા, સ્વધર્મીવાત્સલ્ય અને પાજરાપોળ માટે ઉપદેશ આપી, શ્રાવકોના નાણા ખરચાવી શકાય, પણ પાઠશાળાને નામે સાધુ કઈ કહી ન શકે, ઉપદેશ કે પ્રેરણા ન જ આપી શકે !

આ વિટબનાઓએ મુનિજીની ચોતરફ ઘેરો ઘાલ્યો. કટાક્ષો અને આક્ષેપોની વર્ષા થવા લાગી પણ ભલા કર્મયોગી કયે દહાડે કટાક્ષોથી ડર્યા છે? એ બધી આપત્તિઓ વચ્ચે તેમણે કામ જારી રાખ્યુ કેટલીક વાર તો કરેલુ કાર્ય જડમૂળથી ઉખડી જવાની દશા આવી પહોચી પણ મુનિજી વારે ઘડીએ પોતાના હાર્દિક વિશ્વાસથી પોતાના સાથીદારોને કહેતા

'સત્કર્મ કર્યા જાવ, પરિણામ સારુ છે, વાચકવર્ય શ્રી યશોવિજયજી મહારાજ પર વિશ્વાસ રાખો '

અને બન્યું પણ એવુ વિપત્તિની વર્ષા અનેક ઝડીઓ વરસાવી ગઈ માણસ નિષ્કર્મણ્ય બની બધુ મૂકી દે તેવી પળો પણ આવી છતા મુનિજીની દઢતાએ વિપત્તિઓમા જ પોતાના કાર્યને મજબૂત બનાવ્યુ કાર્ય આગળ વધતું ગયુ વિદ્યાર્થીઓ વધવા લાગ્યા હવે તો મકાન નાનુ પડવા માડ્યુ શેઠ મોતીશાના મકાનની મેડી ઉપરથી પાઠશાળા તથા બોર્ડીગ દયાળજી સુખડીયાના મકાનમા લાવ્યા અહીં બીજની કલાની જેમ સસ્થાનો વિકાસ વધતો ચાલ્યો આખરે માસિક ૧૫૦) રૂ ના ભાડાથી ઓસમાન શેઠના ત્રણ મજલાવાળા મકાનમા સસ્થાને લાવવી પડી મુનિજીની તમન્ના સારે હતી કમળ પાણીમા હતુ પણ પાણીનો સ્પર્શ એને થઈ

શકે તેમ નહોતો. પ્રત્યેક ધર્મશાળાએ સંસ્થાની મદદ માટે ઉપદેશ આપતા મુનિજીના દિલમાં કેવલ જૈનોનાં સંતાનોનો ઉદ્ધાર ને શાસનસેવા રમી રહ્યાં હતાં. તેમણે સંસ્થા સાથે સરસ્વતી મંદિર પણ સ્થાપ્યું. અનેક વિદ્વાનો સંસ્થાની મુલાકાત લેવા લાગ્યા. અનેક વિદ્વાન શાસનપ્રેમી મુનિરાજો તથા શ્રી વિજયધર્મસૂરિજી પણ આ કાર્યની પ્રશંસા કરતા તેમજ મદદ મોકલાવ્યા કરતા. આ વખતે આગ્રાના દાનવીર શેઠ લક્ષ્મીચંદજીએ તથા શેઠ તેજકરણજી ચાંદમલજીએ સંસ્થાને સૂરિજીના ઉપદેશથી સારી મદદ આપી.

જે નાનકડા રોપ પર ઇર્ષ્યાનાં અનેક હિમકણ, વિરોધના ભયંકર ઝંઝાવાત ને આક્ષેપોની ઝડીઓ વરસતી હતી, તે રોપ એ બધા વચ્ચે ફાલ્યો, ફૂલ્યો ને વિદ્યાધામનો ઘટાદાર ઘેઘૂર વડલો બની રહ્યો.

સેવાભાવથી સીંચાયેલી સદ્ભાવનાની પ્રવૃત્તિ કયે દહાડે અફળ બની છે?



૧૭

# જલપ્રલય

આષાઢ તો આથો હતો અને ઘોમધખતુ જેઠનુ આકાશ વાદળાનો ઘટાટોપ જમાવીને બેઠુ હતું સૂરજનારાયણ વાદળાઓના થર નીચે છુપાઈ રહ્યા હતા પાલીતાણા શહેરને માથે ધોળે દિવસે મેઘલી રાત જામતી દેખાતી હતી

અજવાળી આઠમ હતી ગરમીનો આતશ ભયકર હતો આકાશ કાળુ શ્યાહી બની ગયુ હતુ મેઘગર્જનાઓ કાનના પડદાને ચમકાવી નાખતી હતી રાત્રિનો પ્રારભ થયો અને વરસાદ મૂશળધારે તૂટી પડયો

મેઘની હેલીમા કોઈથી બહાર નીકળાય તેમ નહોતુ અષ્ટમીનો ચદ્ર તો ક્યાય લુપ્ત હતો રાત વધતી ગઈ નગરજનો નિદ્રાધીન થયા પણ વરસાદ તો ચાલૂ જ રહ્યો મધરાત થતા તો એણે તોફાની રૂપ પકડયુ તેમા પણ ડુગર પર તો હેલી જમાવી એ બધુ પાણી નીચે વહી આવી લીંડિયા ( નાની નદી ) મા ભરાયું સ્ટેશન તરફના કાઠેથી વહી આવેલી લાટીના પાટીયા ને બીમ ઓવન પૂલમા ભરાયા પાણી ત્યાથી શહેર તરફ પાછુ ફર્યું પાલીતાણાની શેરીઓ જોતજોતામા જળબાકાર બની ગઈ

ઘનઘોર રાત, ધોધમાર વરસાદ, હવાના સુસવાટા ને વીજળીના કડાકા ઉપરથી પાણીના પૂરનો ભયકર નાદ નગર-

દશ

આપ્યાં. સવારમાં રસોઈ શરૂ થઇ ને યોગ્ય સાદાં અનુપાનો યોજાયાં. સૌને હૂંફ વળે તેવી જગામાં સ્થાન આપ્યું. જગતના સેવા અને સ્વાર્પણના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાય એવી આ જીવદયા બેનમૂન હતી. દયાની વાતો કરનારા ને ભાષણ ઝાડનારા ઘણા મળી આવે છે. દયાધર્મની તાત્વિક આલોચના કરનારા મહાપંડિતો પણ ઓછા નથી. છતાં એવી વાતો કરનારા પ્રસંગ પડચે સરકી જાય છે. એક યા બીજા બહાનાં કાઢી છટકબારીઓ શોધે છે. તાત્વિક આલોચનાવાળી પ્રખર મેધા ત્યાં મુંઝાઈ જાય છે. પણ વખત આવે બધું વિસારી, પ્રાણુનીય તમા અળગી મૂકી ભૂતદયા કરનારા જગતમાં વીરલા મળે છે.

રાત્રિના મહાવિધ્વંસ ઉપર જ્યારે પ્રભાતનો સૂર્ય ઉગ્યો ત્યારે એ રાત્રિએ મહાઆત્મભોગ આપનાર એ નરવીરની કથાથી સૌ અજાણ હતાં. બચાવેલાં મનુષ્યો પાઠશાળાની બિલ્ડીંગમાં પોત પોતાની સારસંભાળમાં હતાં. કોઈ પુત્ર શોધતું તો કોઈ પત્ની. કોઈ દોલત તો કોઇ ઘર! મુનિજીનું સ્વાર્પણ અમોલ હતું. છતાં હજારો નળિયાથી છવાયેલા ઘરમાં ચાંદરણું પ્રવેશ કરી ભૂમિને ભાળી જાય છે, એમ આ જીવદયાના જીવન્ત ઉદાહરણને આંખે આંખ જોનાર એક વ્યક્તિ મૌજુદ હતી.

સરકારી દવાખાનાના સરજન ડોકટર શ્રી હોરમસજી એ વખતે જાગી ગયેલા. અને પોતાના ઝરૂખામાં ઉભા ઉભા એ ડોકટર સાહેબ સમસ્ત જગતના રોગને મટાડનાર એ મહાન ભાવ દાક્તર મુનિજીના કૃત્યને નિહાળી રહ્યા હતા. જગતમાં બહુ ઓછી દેખા દેતી આવી મર્દાનગી જોઈ એમનું હૈયું વેંત વેંત ફૂલી રહ્યું હતું. સવાર થતાં જ પાલીતાણાના એડમીનીસ્ટ્રેટર મેજર સ્ટ્રોંગને પોતે જોયેલો સંપૂર્ણ વીગતવાર રીપોર્ટ લખી મોકલ્યો અને છેલ્લે લખી જણાવ્યું કે,

'જોન હેલીવુડની માફક આજ રાતે એક મહાત્માએ ભયંકર પ્રલયમાં અસંખ્ય માણસોને બચાવ્યા છે. અખંડ ત્રણ

જળપ્રલય વખતની મુનિરાજશ્રીની માનવસેવાએ આ યુરોપીયન સજ્જન પર જાદુ કર્યું એક જૈન સાધુ આ કાર્ય કરનાર છે એ વાતે એના ભક્તહૃદયને ઘેલું કર્યું અને આજીવન-સ્નેહ સંબંધ બંધાયો એ પછી તો એમણે અનેક કાર્યો કર્યાં મુનિરાજશ્રીની ઇચ્છાઓ એમણે આજ્ઞા માની સ્વીકારી છે. જૈન ગુરુકુળની જમીન અપાવનાર, ગુરુકુળનો પાયો નાખનાર તેમજ મુનિરાજ શ્રી દ્વારા અનેકવિધ સમાજ સેવાઓ કરનાર એ યુરોપીયન સજ્જન પાલીતાણાના ઇતિહાસમાં એક ઉજળું પૃષ્ઠ રોકે છે





પાલીતાણા સ્ટેટના ભૂતપૂર્વ
એડમીનીસ્ટ્રેટર
મેજર એચ એસ સ્ટ્રોંગ
તેમજ
તેમના ખાનગી મંત્રી,
શ્રી હરજીવનદાસભાઈ

વાસીઓનો મોટો ભાગ નિરાંતે નિદ્રા લેતો હતો. જાગતાં હતાં તેમને બહાર નીકળી તપાસ કરવાનીય હિંમત નહોતી. પણ એટલામાં પાણીના લોઢ ઘરમાં પેઠા ને ખાટલા–પલંગ સાથે માનવીઓને અને ખીલા સાથે જનાવરોને ખેંચ્યા. મૂળ સાથે ઝાડને જમીનદોસ્ત કરી વહાવ્યાં. પાલીતાણાની શેરીઓ બબ્બે ગળાબૂડ પાણીમાં ગર્ક થઈ ગઈ. શહેર અદૃશ્ય થયું ને મહાસાગર હિલોળા દેવા લાગ્યો. રાત્રિની ભયંકરતા વિષમ હતી. તણાતાં ડૂબતાં ઢોર અને માનવીઓના ચિત્કાર સિવાય કંઈ દેખાતું કે સંભળાતું નહોતું.

આ વેળા ઓસમાન બિલ્ડીંગમાં શ્રી યશોવિજયજી જૈનપાઠશાળાના વિદ્યાર્થીઓ શાન્ત નિદ્રા લઈ રહ્યા હતા. મુનિરાજ પણ પોતાના સ્થાને નિદ્રા લઈ રહ્યા હતા. આવતા ભયની કોઈને જરાય આગાહી નહોતી! એટલામાં મકાનની દિવાલો સાથે અફળાતા પાણીના લોઢનો અવાજ વધુ ઉગ્ર બન્યો ને તણાતા માણસોની અને જનાવરોની ભયંકર ચીસો કાને અથડાઈ.

મુનિજી સફાળા જાગી ઉઠ્યા. મકાનના રવેશ આગળ આવી પહોંચ્યા. ક્ષણવારમાં નજર સામેની ભયંકર પરિસ્થિતિ પરખી લીધી. મહારૂદ્ર જલદેવતાનું સ્વરૂપ ધારણ કરીને સંહાર કરવા નીકળ્યા હોય તેમ પાણીના મોટા લોઢ વચ્ચે માનવીઓ ગડથોલા ખાઈ રહ્યાં હતાં. મૃત્યુની કરાલ દાઢમાં ફસાયેલાં એ પ્રાણીઓની બૂમો ગમે તેવા પાષાણ હૃદયને પીગળાવી દે તેવી હતી. મુનિજીના દયાપૂર્ણ હૃદયમાં અજબ મનોમંથન ખડું થઈ ગયું. ક્ષણવારમાં અંતઃકરણમાંથી તેમને સદ્‌વૃત્તિના કર્તવ્યની હાકલ સંભળાઈ.

કટોકટીની પળ હતી. વિદ્યાર્થીઓ, શિક્ષકો ને નોકરચાકરો પણ જાગ્રત થઈ ગયા હતા. સહુ આ ભયંકર આપત્તિને સામે ઉભેલી જોઈ કિંકર્તવ્યમૂઢ બની ગયા હતા. મુનિજીએ ક્ષણવારમા સૌને સાવધ કર્યા ને તેમની ફરજનું ભાન કરાવ્યું. હવે એક ક્ષણનો પણ વિલંબ ખપતો નથી એ વાત બરાબર સમજાવી.

એ જ દિવસે સવારમાં બનારસથી શ્રી યશોવિજય જૈન ગ્રંથમાલાનાં પુસ્તકોની મોટી પેટીઓ આવેલી. એના ઉપર

દોરડાના જાડા બધ હતા એ છોડી લેવરાવી થોડીવારમા મોટુ દોરડુ બનાવી એક છેડો ઓસમાન બિલ્ડીગના થાભલા સાથે અને બીજો સામે સરકારી દવાખાનાના થાભલા સાથે બાધ્યો આ દોરડાના સહારે સ્થિર રહી તણાતા જીવોને બચાવવાનુ ભગીરથ કાર્ય શરૂ કર્યું થોડે થોડે છેટે સૌ ગોઠવાઈ ગયા પ્રવાહમા તણાતા પ્રાણીઓને પ્રથમ દોરડાના આધારે અટકાવી લેવાય ને પછી ધીરે ધીરે મકાન ઉપર લઈ જવાય

ઉપરથી વરસાદ ઝીંકાયે જાય, નીચેથી પાણીના પૂર ગર્જારવ કરે, ઉપર અધારી રાતનુ આકાશ કાજળ વેરે કેવળ એક જ દોરડાનો આધાર જરા ચૂકાય કે નીચે જળરાક્ષસ પોતાના પેટાળમા સમાવી દેવા તૈયાર જ હોય છતા સૌના એકધારા ઉત્સાહથી કામ નિર્વિઘ્ને ચાલૂ જ રહ્યુ આ ભગીરથ કામ ત્રણ કલાક પહોચ્યુ પછીથી તો પાણીનુ પૂર ઓસર્યું

આ વખત દરમ્યાન નગ્ન અને અર્ધનગ્ન દશાવાળા ૩૫૦ થી ૪૦૦ માણસોને અને ઘણા પશુઓને પૂરમાથી ઉગારી લેવામા આવ્યા હતા દયામૂર્તિ મુનિરાજ કેટલીકવાર આ પ્રસગની વાત નીકળતી, ત્યારે ખૂબ જ સ્નેહાર્દ્ર શબ્દોમા કહેતા કે, 'એ બધુ તો ખરુ પણ એક બિચારૂ કુમળુ બાળ ખૂબ મહેનત કર્યા છતા નહોતુ બચાવી શકાયુ અને જોત જોતામા તો એ બિચારુ પાણીના પેટાળમા ગર્ક થઇ ગયુ હતુ' આટલા શબ્દો કહેતા એમના નેત્રોના ખુણા ભીના બનતા ખરેખર ભવભૂતિએ ઠીક જ કહ્યુ છે કે, કર્તવ્યમા વજ્રથીય કઠોર હૃદયવાળા મહાપુરુષોના હૃદય પુષ્પથી પણ કોમળ હોય છે

આટલા પ્રાણી સમુદાયને કેવળ બચાવવા માત્રથી મુનિજીનુ કામ નહોતુ સર્યું રાતનો પવન ઠડોગાર બન્યો હતો ગરમી લાવવાના ઉપચારો કરવાના હતા ઘાયલ થએલાઓની કે બેભાન થએલાઓની માવજત કરવાની હતી

તે પણ શરૂ થઈ વિદ્યાર્થીઓ અને શિક્ષકો એકી પગે ખડા હતા પાઠશાળાનો વસ્ત્રભડાર ખાલી કર્યો ને બધાને વસ્ત્ર

આપ્યાં. સવારમાં રસોઈ શરૂ થઇ ને યોગ્ય સાદાં અનુપાનો યોજાયાં. સૌને હૂંફ વળે તેવી જગામાં સ્થાન આપ્યું. જગતના સેવા અને સ્વાર્પણના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાય એવી આ જીવદયા બેનમૂન હતી. દયાની વાતો કરનારા ને ભાષણ ઝાડનારા ઘણા મળી આવે છે. દયાધર્મની તાત્વિક આલોચના કરનારા મહાપંડિતો પણ ઓછા નથી. છતાં એવી વાતો કરનારા પ્રસંગ પડયે સરકી જાય છે. એક યા બીજા બહાનાં કાઢી છટકબારીઓ શોધે છે. તાત્વિક આલોચનાવાળી પ્રખર મેધા ત્યાં મુંઝાઈ જાય છે. પણ વખત આવે બધું વિસારી, પ્રાણનીય તમા અળગી મૂકી ભૂતદયા કરનારા જગતમાં વીરલા મળે છે.

રાત્રિના મહાવિધ્વંસ ઉપર જ્યારે પ્રભાતનો સૂર્ય ઉગ્યો ત્યારે એ રાત્રિએ મહાઆત્મભોગ આપનાર એ નરવીરની કથાથી સૌ અજાણ હતાં. બચાવેલાં મનુષ્યો પાઠશાળાની બિલ્ડીંગમાં પોત પોતાની સારસંભાળમાં હતાં. કોઈ પુત્ર શોધતું તો કોઈ પત્ની. કોઈ દોલત તો કોઇ ઘર! મુનિજીનું સ્વાર્પણ અબોલ હતું. છતાં હજારો નળિયાથી છવાયેલા ઘરમાં ચાંદરણું પ્રવેશ કરી ભૂમિને ભાળી જાય છે, એમ આ જીવદયાના જીવન્ત ઉદાહરણને આંખે આંખ જોનાર એક વ્યક્તિ મૌજુદ હતી.

સરકારી દવાખાનાના સરજન ડોકટર શ્રી હોરમસજી એ વખતે જાગી ગયેલા. અને પોતાના ઝરૂખામાં ઉભા ઉભા એ ડોકટર સાહેબ સમસ્ત જગતના રોગને મટાડનાર એ મહાન ભાવ દાક્તર મુનિજીના કૃત્યને નિહાળી રહ્યા હતા. જગતમાં બહુ ઓછી દેખા દેતી આવી મર્દાનગી જોઈ એમનું હૈયું વેંત વેંત ફૂલી રહ્યું હતું. સવાર થતાં જ પાલીતાણાના એડમીનીસ્ટ્રેટર મેજર સ્ટ્રોંગને પોતે જોયેલો સંપૂર્ણ વીગતવાર રીપોર્ટ લખી મોકલ્યો અને છેલ્લે લખી જણાવ્યું કે,

'જોન ફેલીવુડની માફક આજ રાતે એક મહાત્માએ ભયંકર પ્રલયમાં અસંખ્ય માણસોને બચાવ્યા છે. અખંડ ત્રણ

જળપ્રલય વખતની મુનિરાજશ્રીની માનવસેવાએ આ યુરોપીયન સજ્જન પર જાદુ કર્યું એક જૈન સાધુ આ કાર્ય કરનાર છે એ વાતે એના ભકતહૃદયને ઘેલુ કર્યું અને આજીવન-સ્નેહ સંબંધ બંધાયો એ પછી તો એમણે અનેક કાર્યો કર્યાં મુનિરાજશ્રીની ઇચ્છાઓ એમણે આજ્ઞા માની સ્વીકારી ય. જૈન ગુરુકુળની જમીન અપાવનાર, ગુરુકુળનો પાયો નાખનાર તેમજ મુનિરાજ શ્રી દ્વારા અનેકવિધ સમાજ સેવાઓ કરનાર એ યુરોપીયન સજ્જન પાલીતાણાના ઇતિહાસમા એક ઉજળુ પૃષ્ટ રોકે છે





પાલીતાણા સ્ટેટના ભૂતપૂર્વ
એડમીનીસ્ટ્રેટર
મેજર એચ એસ સ્ટ્રોંગ
તેમજ
તેમના ખાનગી મંત્રી,
શ્રી હરજીવનદાસભાઈ

કલાક સુધી મહાન જોખમ વચ્ચે રહી, આટલા માનવોની જીવરક્ષા કરનાર એ સાધુના હિંમત, સાહસ ને બળ જોઈ હું દિંગમૂઢ થયો છુ '

પાલીતાણાના રાજવી માનસિંહજી વિ સ ૧૯૬૦ના ચોમાસામા ગૂજરી ગયા હતા, અને આજના નામદાર મહારાજા એ વખતે નગીર વયના હોઈ વિદ્યાભ્યાસ કરવા માટે યુરોપમા રહેતા હતા આ સમય દરમ્યાન સરકાર તરફથી એડમીનીસ્ટ્રેટર નીમવામા આવ્યા હતા આ વેળા મેજર સ્ટ્રોગ નામના એક યુરોપીયન એ પદ પર હતા એમની પાસે આ વાત આવતા તેમને ખૂબ આશ્ચર્ય થયુ હિન્દને સાહસ અને શૌર્યથી વિરહિત માની બેઠલ એ ગોરા સાહેબને ખૂબ આનદ થયો અને એક હિન્દીમા યુરોપના કેટલાય વીરોને ઝાખા પાડે તેવા સેવા ને શૌર્ય જોઈ એ એકદમ ઘોડા ઉપર બેસી મુનિજીની મુલાકાતે આવ્યા

મુનિજી પોતાના કાર્યમા મસ્ત હતા મેજર સ્ટ્રોગે અભિવાદન કરતા કહ્યુ 'મુનિજી ! આજે આપે એક સાચા સાધુ તરીકે એવી મહાન અને ઉત્તમ સેવા કરી છે, કે જે માટે પાલીતાણા સ્ટેટ આપનો ઉપકાર કદી પણ ભૂલી શકે તેમ નથી આપની સપૂર્ણ સેવા-પ્રવૃત્તિની નોધ મને ડૉ હોરમસજીએ જણાવી છે એ વાચી હું ઘણો જ પ્રસન્ન થયો છુ સ્ટેટને યોગ્ય સેવા ફરમાવજો "

મુનિજીએ આ વાતનો ઉત્તર બહુ જ ટૂકા શબ્દોમા વાળ્યો 'મે મારી સાધુ તરીકેની ફરજ બજાવવા ઉપરાત કાંઈ કર્યું નથી અમે એકેન્દ્રિય જીવને બચાવવા આ રજોહરણ સાથે રાખીએ છીએ, પછી આ તો પચેન્દ્રિયની રક્ષા !'

મેજર સ્ટ્રોગ મુનિજીની આ નિરભિમાનતાથી ખૂબ ખુશ થયા હિંદી વર્તમાનપત્રોએ તો થોડા થોડા ઉતારા કર્યા પણ એમણે તો મુનિજીનો વિદ્યાર્થી સાથેનો ફોટો લઈ વિલાયતના પત્રોમા મોકલ્યો એની સાથે એક હિંદી સાધુ કેટલુ સાહસ અને શૌર્ય દાખવે છે તેની ચર્ચા કરતો એક લેખ પણ મોકલ્યો

આ કાળ જાહેરાતનો નહોતો. એક અઠ્ઠાઈ ઉજમણામાં કૉલમનાં કૉલમ છાપાઓમાં ભરાવનાર કીર્તિલોભી યુગ નહોતો. આ વાત પર હિંદનું ઓછું લક્ષ ખેંચાયું. કેવલ ટાઈમ્સ ઑફ ઈન્ડિયા અને મુંબઈ સમાચારે ટૂંક નોંધ લેતાં લખ્યું કેઃ—

"એક મહાન જૈન સાધુએ પાલીતાણાના જલપ્રકોપ સમયે અનન્ય આત્મભોગ આપી જલમાં તણાતાં સેંકડો માણસોના જાન બચાવ્યા હતા, અને હિન્દના ફ્લેીવુડ તરીકેની નામના મેળવી છે. એ અનાથ, નિરાધાર અને ગરીબ માણસોના અને નિરાધાર પશુઓના બચાવો-બચાવોના પોકાર કરતા અને બરાડા પાડતા સેંકડો પ્રાણીઓના જાન બચાવનાર એ સાધુ પુરુષે પાલીતાણા સ્ટેટ પર ઉપકાર કરી માનવજાત ઉપર એક અનન્ય દાખલો બેસાડયો છે. તેઓ પોતાના ફોટા કે જીવન-ચરિત્ર બહાર નહીં આપતા ફક્ત પોતે પોતાની ફરજ બજાવી છે તેમ કહે છે.'

આ પછી મુનિજીની સેવાભાવનાની અને સાહસની બધે ખૂબ ખ્યાતિ પ્રસરવા લાગી. પણ આ પ્રસંગે મુનિજીના સ્વાસ્થ્ય પર ઘા કર્યો. એક વાર શત્રુંજયની છ ગાઉની પ્રદક્ષિણામાં ચંદનતલાવડી પાસે છાતીભેર પડી ગયેલા. એ વખતથી છાતીનો દુઃખાવો રહ્યા કરતો. એમાં ત્રણ ચાર કલાક શરદીમાં રહેવાથી છાતીનું દર્દ ઓર વધી ગયું.

બીજી તરફ એમની ખૂબ ખ્યાતિ અને પાઠશાળાની દિન પ્રતિદિન તરક્કી જોઈ કેટલાય દ્વેષીઓને જરાય ચેન નહોતું પડતું. તેઓ સંસ્થાને વિકટ પરિસ્થિતિમાં મૂકવા તનતોડ પ્રયત્ન આદરી બેઠા હતા. આ દ્વેષનું કારણ કોઇ પૂછે તો શું બતાવી શકાય ? વર્ષા આવે ત્યારે સૌ વનવૃક્ષ ખીલે ને જવાસો સુકાય એનું કારણ બતાવશો ?

વિક્રમ સંવત્ ૧૯૬૯ નું આ ચતુર્માસ તેઓશ્રીએ પાલીતાણામાં કર્યું. ચતુર્માસ ઉતરતાં પાલીતાણામાં પ્લેગ આવ્યો. પાઠશાળા અને મુનિજી તળાજા ગયા. છતાં ધીરે ધીરે બધાના વિરોધ વચ્ચેથી પાઠશાળા મક્કમ થતી જતી હતી.

૧૮

# સંસ્થા સ્થાયી રૂપ લે છે.

તાલધ્વજ ગિરિની છાયામા પાઠશાળા ઘણા દહાડા રહી આ વખતે ભાવનગર સ્ટેટના મહારાજા ભાવસિંહજીના મામા કનુભાઈ તથા તળાજાના વહીવટદાર બાપુભાઈ મહારાજશ્રીના પરિચયમા આવ્યા

તેમને જૈન સાધુનો આ પ્રથમ પરિચય હતો તેઓ મુનિજી સાથેના ટૂકા પરિચયમા પણ તેમના ત્યાગ, તપ ને નિરભિમાનતા જોઈ આકર્ષાયા આ પરિચય વધતો ચાલ્યો મુનિરાજે તેમને જૈનધર્મનુ ઉદાર સ્વરૂપ સમજાવ્યું જૈન સાધુના આચારોનુ બયાન કર્યું સુંદર ઉપદેશશૈલી અને સચોટ દલીલોથી તેમને જૈનધર્મના પૂજારી બનાવ્યા મુનિરાજશ્રીના થોડા પરિચયમા તેઓને ખાતરી થઈ કે આ કોઈ સસાર થી હારીને–થાકીને–ડરીને સાધુતા સ્વીકાર કરનાર વ્યક્તિ નથી, પણ સાચા ધર્મને અનુસરનાર, પરાર્થે પ્રવૃત્તિમય સન્યાસનો પરમ આદર્શ રજૂ કરનાર એક મહાન સાધુ છે

પરમ ભક્તિથી રગાયેલ પરિચય આગળ વધ્યો મુનિરાજશ્રીની સસ્થા માટેની અપૂર્વ જહેમતે તેમને વધુ ભક્તિવાન બનાવ્યા તેમને લાગ્યુ કે આવા કર્મવીર સાધુ ભાવનગર રાજ્યને પોતાનુ ક્ષેત્ર બનાવે, આવી સસ્થાઓને સ્થાપન કરે અને વિકસાવે તો કેવુ સુદર! તેઓશ્રીએ નમ્રભાવે વિનતી કરી

'સાહેબ! આપ આ સસ્થાને ભાવનગર રાજ્યમા લાવો તો જોઈએ એટલી જમીન મફત અપાવુ બીજી બધી પણ ફીકર આપને ઓછી થઈ જશે'

મહારાજશ્રીનાં સ્વપ્નાં જૂદાં હતાં. એમણે બન્નેને જૈનધર્મ પર આસ્થા રાખવા અને અહિંસાધર્મનું પાલન કરવા સિવાય કંઈ ન કહ્યું, કંઈ ન માગ્યું. આ નિઃસ્વાર્થતાએ તેઓ ઉપર ઊંડી અસર કરી અને તેમને આજીવન ભક્ત બનાવ્યા.

હવે પાલીતાણામાં પ્લેગ શમી ગયો હતો. મેજરસ્ટ્રોંગ થોડા દિવસ પહેલાં જ મહારાજશ્રીનાં દર્શન કરી ગયા હતા. પાઠશાળાને પાલીતાણા લઈ જવાનો વિચાર નક્કી થયો. પણ મુનિજીને લાગ્યું કે, સંસ્થા ત્યાં જાય તે પહેલાં સંસ્થાના મકાન માટે જમીનની વ્યવસ્થા થઈ જાય તો વધુ સારું.

નિશ્ચય કરવાની જરુર હતી, તે થઈ ગયો. બીજે દિવસે મુનિજીએ કમર કસી. મેજર સ્ટ્રોંગ ગોપનાથ ગયા હતા. મુનિજી ગોપનાથ જઈ પહોંચ્યા. મુનિજીને અચાનક આવેલા જોઈ મેજર સ્ટ્રોંગે નમ્રભાવે કહ્યું: 'મહારાજશ્રી! પહેલાં સૂચના તો કરવી હતી! કંઈ વાહન મોકલત!'

'જૈન સાધુને પોતાના બે પગ સિવાય બીજું કોઈ વાહન કામ ન આવે!' મુનિજીએ જૈન સાધુઓનો ધર્મ સમજાવ્યો. તેમના નિયમોનું સ્વરૂપ સમજાવ્યું. મેજર સ્ટ્રોંગ આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો. એને તો આ બધું તદ્દન અવનવું જ લાગ્યું. સંસાર સાથે કશોય સ્વાર્થ નહિ, શરીરધર્મનું પણ આટલું કઠોર નિયમન, છતાંય આ સાધુ આટલી સેવા અને શ્રમ કરે! એ વાતે મેજર સ્ટ્રોંગની ભક્તિમાં વધારો કર્યો. એણે કંઈ પણ આજ્ઞા હોય તો ફરમાવવા કહ્યું. મુનિજીએ સંસ્થા માટે જમીનની માગણી રજૂ કરી.

વારુ! સંસ્થાને જોઈશે તેટલી જમીન અપાવવાની વ્યવસ્થા કરી આપીશ.' મેજરે હસતાં જવાબ વાળ્યો. મુનિજી આશીર્વાદ આપી પાછા ફર્યા.

સંસ્થા પાલીતાણે આવી. આ વેળા ઓસમાન બિલ્ડીંગમાં વિદ્યાર્થીઓ રહેતા હતા. એટલામાં મકાન માલેક અને રાજ્ય વચ્ચે મકાનની માલિકી અંગે ઝગડો પેદા થયો. આ ઝઘડો થોડો

## સંસ્થા સ્થાયી રૂપ લે છે

સમય ચાલ્યો અને મકાનની માલિકી સ્ટેટની નિશ્ચિત થતા બિલ્ડીંગ ખાલી કરવા સરકારી હુકમ છૂટયો સંસ્થાને માથે એક નવી મુઝવણ આવી પડી ૬૦ થી ૭૦ વિદ્યાર્થીઓ રહી શકે તેવુ મકાન જલદી મળવાની કોઈ સંભાવના નહોતી !

મુઝવણમાથી માર્ગ કાઢવાને ટેવાયેલા મુનિજી ફરીથી મેજર સ્ટ્રોગની મુલાકાતે ઉપડયા મેજર સ્ટ્રોગ પાલીતાણાસ્ટેટના હવામહેલમા હતા મુનિજીને જોતા જ તેમણે પ્રશ્ન કર્યો

'આપનુ કેમ પધારવુ થયું ?'

'બોર્ડિંગના બધા વિદ્યાર્થીઓને આપના બંગલે મુકવાના છે' મુનિજીએ જવાબ વાળ્યો

'એમ કેમ ?' મેજરને મુનિજીના જવાબમા કંઈ ઊંડો અર્થ લાગ્યો

'ઓસમાન બિલ્ડીંગ ખાલી કરવાનો સંસ્થાને હુકમ મળ્યો છે હવે સંસ્થાના ૬૦-૭૦ વિદ્યાર્થીઓને મારે કયા રાખવા ? તમારા સિવાય મારા કાંઈ ભક્ત પામે એટલી સગવડ નથી એટલે આ હવામહેલ માટે વિચાર કર્યો છે'

મેજર સ્ટ્રોગને બધી પરિસ્થિતિ સમજતા વાર ન લાગી એણે નમ્રતા સાથે કહ્યુ 'હવામહેલ સેવામા તૈયાર છે બાકી સંસ્થા માટે પસંદ થાય તે જમીન અપાવવા હું તૈયાર છુ અને તેટલા સમય સુધી ઓસમાન બિલ્ડીંગ આપની સેવામા જ રહેશે' નિસ્વાર્થમૂર્તિ મુનિજી જે જોઈતું હતું તે મેળવી પાછા ફર્યા નિસ્વાર્થતાને કંઈ સિદ્ધિ અપ્રાપ્ય છે !

સંસ્થાના પ્રમુખ શ્રી લક્ષ્મીચંદજી વેદ અને સંસ્થાના ગુપ્રી૦ શ્રી હર્ષચંદ ભૂરાભાઈ (આજના ઇતિહાસપ્રેમી શાન્તમૂર્તિ મુનિરાજ શ્રી જયન્તવિજયજી) પાઠશાળા માટે કયા જમીન લેવી તે વિચારવા લાગ્યા આખરે સ્ટેશનની સામે જ, છુટી કુદરતમા શહેરની ધમાલથી નિવૃત્ત સ્થળ પસંદ કરવામા આવ્યું જમીનના ભાવ—અને તેમા પણ જૈનો માટે તો ખાસકરીને વધુ ભારે હતા

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અને રાજ્યનો સંબંધ સરલ નહોતો. જૈનોને સાધારણ જમીન પણ મોંઘાભાવે ખરીદવી પડતી.

પણ મુનિજી માટે આ કોઈ જંજાળ નહોતી. પાઠશાળા માટે જે લગભગ પાંચ વીઘા જમીન પસંદ કરવામાં આવી, તે મેજર સ્ટ્રોંગે ૯૯ વર્ષના પટ્ટે લખી આપી. આ ઉપરાંત મકાનનો પાયો નાખવાનું પણ પોતે કબૂલ કર્યું. રાજ્યની મદદથી મોટો સામીયાનો ઉભો કરવામાં આવ્યો અને બધા અધિકારીઓ, યાત્રાળુઓ અને પાલીતાણાની પ્રજાની મોટી હાજરી વચ્ચે વિ. સં. ૧૯૭૦, વૈશાખ સુદ ૩ના શુભ મુહૂર્તે મેજર સ્ટ્રોંગને (H. S. Strong, Major) હાથે પાયો નંખાયો. એણે સંસ્થાની આબાદી ઇચ્છવા સાથે મુનિશ્રી પ્રત્યેની પોતાનાં ભક્તિ અને ભાવ રજૂ કર્યાં. પાલીતાણા સ્ટેટના ઇતિહાસમાં આ પ્રસંગ પહેલો જ નોંધાતો હતો કે જ્યારે રાજ્ય જૈનોની સંસ્થાના કાર્યમાં આટલો ભાગ લે— આટલો સહકાર આપે!

ટૂંક સમયમાં મકાન અને બગીચો સુંદર રીતે તૈયાર કરવામાં આવ્યાં. વિ. સં. ૧૯૭૧ ના માગસર સુદી ૧૩ના રોજ વિદ્યાર્થીઓએ ધામધૂમથી મકાનમાં પ્રવેશ કર્યો. પાલીતાણાના પાદરથી થોડે દૂર, વિદ્યાર્થીઓના શાસ્ત્રાભ્યાસના કલકલ નાદે જંગલમાં પણ મંગલ બની ગયું. આ દરમ્યાન સંસ્થાએ અસાધારણ ઉન્નતિ કરી. વિદ્યાર્થીઓ ખૂબ જ ઉત્સાહથી અને ચિવટથી અધ્યયન કરતા હતા. મુનિજીની સતત પ્રેરણા અને દેખરેખથી ટૂંક સમયમાં જ બાવીશ વિદ્યાર્થીઓએ કલકત્તા સંસ્કૃત એસોસિયેશનની વ્યાકરણ મધ્યમાની પરીક્ષાનો સંપૂર્ણ પાઠ્યક્રમ તૈયાર કરી લીધો. પરન્તુ પ્રથમ વર્ષે ચાર જ વિદ્યાર્થીઓને કલકત્તા પરીક્ષા આપવા માટે મોકલ્યા. પરીક્ષા માટે વિદાય થતી વેળા આશીર્વાદ લેવા આવેલા વિદ્યાર્થીઓને 'શાસનસેવક' થવાના મુનિજીએ આશીર્વાદ આપી વિદાય કર્યા. મુનિજીને પોતાનો રોપ પ્રફુલ્લતો જણાયો. હવે કમીટીને પાઠશાળા ભળાવી વિહાર કરવાનો વિચાર કર્યો.

મંસ્થા સ્થાચી ૩૫ લે છે

શ્રી વિજયધર્મસૂરિજી આ વખતે ઉદેપુરમા હતા તેઓઃ મુનિજીને મળવા માટે તેમ જ યાત્રા કરવા કેશરિયાજી આવવા લખી જણાવ્યું તેઓએ પણ કેસરિયાજીના દર્શન થશે, સૂરિજીની સાથે કઈક વિચાર-વિનિમય થશે અને પાઠશાળાને પણ મદદ કરાવી શકાશે, એવા વિચારથી વિ સ ૧૯૭૧ ના માગશર વદી આઠમના દિવસે વિહાર કર્યો આ વખતે પાલીતાણાના જૈનોનો, પાઠશાળાના વિદ્યાર્થી અને કર્મચારીવર્ગનો મુનિજી પ્રત્યે કેવો પ્રેમ હતો તે સ્પષ્ટ જણાઈ આવ્યુ મઢડા સુધી સૌ સાથે સાથે ગયા જૂદા પડતી વખતે સૌની આખોમાથી આસુ સરતા હતા

મઢડાથી વિહાર કરી તેઓ પોષ વદી ૮ મે ભોયણી આવ્યા અહીં સ્વ યોગનિષ્ઠ આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિજી મળ્યા અહી એક ગૃહસ્થની ભાવના વતા પાલીતાણાથી વિદ્યાર્થીઓને યાત્રા કરવા બોલાવ્યા ઉછરગે યાત્રા સમાપ્ત કરી મુનિજી આગળ વધ્યા વડાલી થઈ ઈડરગઢની યાત્રાએ ગયા અત્રે સ્વ યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીના શિષ્ય પ શ્રી અજિત-સાગરજીનો મેળાપ થયો બન્નેએ સાથે જ આગળ વિહાર કર્યો ફાગણ સુદ એકમે કેશરિયાજી આવ્યા કેશરિયાજી તીર્થનો મહિમા આજે પણ જગજાહેર છે મુનિજીના ભોળા ને ધર્મ-પ્રેમી દિલને એ મહિમાનો ટૂક સમયમા જ પ્રત્યક્ષ પરિચય થયો કેટલાક દિવસ અહીં રોકાઈ મુનિજી સૂરિજીને મળવા ઉદેપુર ગયા

એ બાબત પહેલા પણ કહેવાઈ ગઈ છે કે સૂરિજી અને મુનિજી વચ્ચે સદ્ભાવ લાબા વખતથી હતો, તેમ જ સૂરિજીના દિલમા તેમની કાર્યશક્તિ માટે, લીધેલુ કામ પાર પાડવાની તમન્ના અને ધર્મશૂરવીરતા માટે ઘણું માન હતું તેઓ ઘણી વાર રમૂજમા તેમને 'પ્રસિદ્ધ વીર ખુદીરામ બોઝ'ના ઉપનામથી સબોધતા મુનિજી ઉપર તેમનો અપૂર્વ પ્રેમ હતો મુનિજીના દેહને સહેજ સુકાયેલો જોતાની સાથે જ તેમણે કહ્યુ,

'ચારિત્રવિજય ! શરીર સાચવીને કામ કરો ! શરીર સારુ હશે તો ઘણીય સેવાઓ થશે'

: ૧૯ :

# મતભેદ

મતભેદ એ તો જગત જેટલી જ અનાદિ વસ્તુ છે. કોઈ બુદ્ધિ ધરાવતો જીવ એનાથી પર રહી શકતો નથી. એવા જ કોઈ મતભેદે સૂરિજીના અને મુનિ ચારિત્રવિજયજીના દિલને અલગ કર્યું છે, એ ઉદેપુરની ટૂંકી મુલાકાત દરમ્યાન તરત જ જણાઈ આવ્યું. સ્નેહની અપૂર્વ ભાવના પાછળ કોઈ વિસંવાદી તત્ત્વો એમાં વિષ ભેળવી રહ્યાં છે, એ વાત બરાબર સ્પષ્ટ થઇ. આ મતભેદનાં નિમિત્તો નજીવાં હતાં. પણ પડખિયાઓનાં, હિતશત્રુઓના પ્રયત્ને એને વિષદ રૂપ અપાયું હતું અને એ રૂપ એટલે સુધી લઈ જવામાં આવ્યું હતું કે જ્યાં સમજુતી જ ગેરસમજુતીની જનેતા થાય. છતાંય કેટલીય વાટાઘાટો ચાલી, પણ મત-ઐક્યતા ન થઈ શકી. જૈનસમાજના કમનસીબે સમાજપટ પર વહેતો સંયુક્ત જલધોધ બે ભાગમાં વિભક્ત થયો.

કેટલાક માનસશાસ્ત્રથી અનભિજ્ઞો આ બાબતને બહુ મહત્ત્વની નજરે નિહાળી એકબીજાની મહત્તાને ઓછી કરવા છીછરો પ્રયત્ન કરે છે. પણ તેઓ અહીં જગતના નિયમને ભૂલે છે. મહારાષ્ટ્રના જાહેર જીવનના એક વખતના અગ્રણીઓ લોકમાન્ય ટિળક અને ભેખધારી આગરકર એક વખત 'એક' હતા, કાળે મતભેદથી જૂદા પડયા. પળવાર વાતાવરણ વિચિત્ર બન્યું ને

આજીવન માટે બન્ને જૂદા પડયા પણ બન્ને સેવક હતા કોણે કહે છે કે, જુદી જુદી પણ તેમની સેવાથી મહારાષ્ટ્ર આજે તેમનુ ઋણી નથી બન્યુ ? દરેક મહારાષ્ટ્રી બન્નેને આજે પૂજાના પુષ્પ ધરે છે

સૂરિજી અને તેઓ જૂદા પડયા, જબરી મતભિન્નતા રાખીને પણ બન્ને સેવાના રસિયા હતા બન્નેની સમાજસેવા ચાલુ રહી આ વેળા પાલીતાણામાની મુનિજીની ગેરહાજરીમા કેટલાક બનાવો બન્યા પાઠશાળામા રહેલ ય૦ વિ૦ જૈન ગ્રથમાલા પાલીતાણાથી તાકીદે ભાવનગર લઈ જવામા આવી સૂરિજી દ્વારા મળતી થોડી ઘણી મદદ પણ બધ કરાવવામા આવી પણ એ તો બધુ મતભેદવાળી દુનિયામા સ્વાભાવિક જ હતું

મુનિજી ત્યાથી મેવાડની પચતીર્થીની યાત્રા કરી દેવસૂરિની નાળ ઉતરી મારવાડની મોટી પચતીર્થીની યાત્રાએ પધાર્યા અહીં તેઓ પાઠશાળા માટે સારો પ્રયત્ન કરવા લાગ્યા, અને ઉપદેશ આપી પાઠશાળાને સારી મદદ મોકલાવી પચતીર્થીની યાત્રા કરી તેઓ શિવગજ, સિરોહી થઈ દેલવાડા (આબુ) આવ્યા

આબુના અનુપમ મદિરોના દર્શન કરી તેઓ ખરેડી પહોચ્યા અહીં કલકત્તા ખાતેથી પરીક્ષા આપી પાછા વળતા ચાર વિદ્યાર્થીઓ દર્શનાર્થે આવ્યા મેસાણા, વીરમગામ ને રાણપુર થઈ પુન સ ૧૯૭૧ના ચૈત્ર વદી ૧૩ ના રોજ મુનિજી પાલીતાણા આવ્યા

આ ચતુર્માસ અહીં જ થયું આ વેળા પાલીતાણામા પુન પ્લેગે દર્શન દીધા પાઠશાળા ટાણા લઈ જવી પડી સ્ટેટનું ફરમાન બહાર પડયુ હતું કે, બહારના કોઈને પણ અહીં આવવા દેવા નહિ પણ કાર્તિક પૂર્ણિમા પાસે આવી રહી હતી બગાળ, પજાબ, મારવાડ અને દક્ષિણ જેવા દૂર દેશથી રાજ્યના ફરમાનથી અજાણ્યા યાત્રાળુઓ અત્રે આવી રહ્યા હતા સ્ટેશન ઉપરથી જ તેમને ગાડીમાથી પાછા વાળવામા આવતા સિહોરની ધર્મશાળાઓ અને સ્ટેશન યાત્રાળુઓથી ઉભરાઈ રહ્યા હતા

દૂર દૂરથી દર્શન માટે આવેલા યાત્રાળુઓ ત્યાં અડ્ડા જમાવી બેઠા હતા. હાડમારીઓનો પાર નહોતો. આ દરમ્યાન પાલીતાણાની શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના મુનિમે યાત્રાળુઓને યાત્રા કરાવવા માટે વ્યવસ્થિત પ્રયત્ન કર્યો પરંતુ એમાં એને સફળતા ન મળી.

ટાણા ગયેલા મુનિજીને આ વાતની ખબર પડી. એક તરફ જનસુખાકારીનો સવાલ હતો ને બીજી તરફ ધર્મપ્રેમી જૈનો દુઃખી થતા હતા. બહુ જ સાવધાનીથી માર્ગ કાઢવાનો હતો. તેઓ તરત જ મેજર સ્ટ્રોંગ પાસે ઉપડ્યા ને આ વિષયમાં ચર્ચા ચલાવી. આ રસ્તે કે બીજે રસ્તે પણ લોકોને યાત્રાની છૂટી આપો, એવો મુનિજીનો આગ્રહ હતો. મેજર સ્ટ્રોંગે એ આગ્રહ પાસે મસ્તક નમાવ્યું ને ગુરુકુલમાં જ તેમને ઉતારવા એ શર્તે અને સાથે જનસુખાકારીને વાંધો ન આવે તેવા માર્ગથી યાત્રાળુઓને જવાની છૂટ આપી. આટલી હેરાનગતિ પછી આદીશ્વર દાદાના દર્શનનો આનંદ સૌને કેવો હશે? લોકોએ મુનિજીનાં ખૂબ વખાણ કર્યાં.

સંસ્થાનો કોઠાર અને સ્ટોર ખુલ્લો મુકાવી યાત્રીઓને બધી સગવડ ગુરુકુલે જ પૂરી પાડી.

*
* *

૨૦

# માનપત્ર

અનેક ઝઝાવાતો વચ્ચે દૃઢતાથી આગળ વધતુ નાવ હવે કિનારો દેખી રહ્યું હતુ છતા હજી દિશાઓ જોઈએ તેટલી શાન્ત નહોતી બની પચાસથી સાઠ વિદ્યાર્થીઓ, અનેક સાધુ સાધ્વીઓ ને ત્રણ પડિતો સાથે સસ્થા આગળ પ્રગતિ કરી રહી હતી ત્યા એક નવુ જ તોફાન ઘેરાઈ આવ્યુ

શ્રી વિજયધર્મસૂરિજી દ્વારા આવતી મારવાડની મદદ બધ થઈ હતી જૂની કમિટી પડુ પડુ થઈ રહી હતી ત્યા સસ્થાના મેનેજર શ્રી હર્ષચદ ભૂરાભાઈએ દીક્ષા લીધી કમિટી નામશેષ બની રહી હતી બીજી તરફ સસ્થાના વિરોધીઓએ જબરો ઉહાપોહ જગાવ્યો કિનારો દેખતું સસ્થાનું નાવ ફરી એક વાર અજબ ઝઝાવાતમા ઘેરાઈ ગયું પણ જેનુ સપૂર્ણ જીવન જ એવા ઝઝાવાતો સામે ઝૂઝવામા ગયું હોય એ કેમ હારે? મુનિજી ખૂબ ઉત્સાહથી પ્રયત્ન કરવા માડ્યા નવી કમિટી માટે મારા માણસોની શોધ કરવી શરુ કરી અને વર્તમાનપત્રોમા વાસ્તવિક સત્યને પ્રકાશમા આણુતા લેખો લખવા માડ્યા તોફાની જલતરગ પર તેલ રેડાય ને નાવ પાછી શાન્તિથી મજલ કાપવા લાગે એમ બધો ઉકળાટ શાન્ત થઈ ગયો મુનિજીએ આ વર્ષે અત્રે જ ચતુર્માસ કર્યું બધી પુનર્ઘટના કરી નવી કમિટી સ્થાપી

કેટલાક ફેરફારો કર્યા. કાર્યકર વર્ગ મજબૂત બનાવ્યો. અભ્યાસ પણ બરાબર ચાલ્યો. ૨૨ વિદ્યાર્થીઓ કલકત્તા સંસ્કૃત એસોસિયેશનની વ્યાકરણ મધ્યમા અને ચાર વિદ્યાર્થીઓ 'તીર્થ' પરીક્ષા માટે તૈયારી કરવા લાગ્યા.

બધું થાળે પડી ગયું. પુનઃ મુનિજીની ભાવના વિહાર કરવાની થઈ. આ વખતે કચ્છમાંથી ભક્તો ખૂબ વિનંતી કરતા હતા. કચ્છ તજ્યા બાર બાર વર્ષનાં વહાણાં વાઈ ગયાં હતાં. એક વખત કચ્છ પધારવા અને ત્યાંની ભક્ત જનતાને પાવન કરવા ખૂબ આગ્રહ હતો. મુનિજીએ કચ્છમાં વિહાર કરવાનો નિશ્ચય કર્યો.

આ વાત પાલીતાણામાં વાયુવેગે ફેલાઈ ગઈ. જલપ્રલય વખતની, પાઠશાળા અંગેની અને બીજી અનેક સેવાઓ આજપૂર્વે એમની ખ્યાતિ પ્રસરાવી ચૂકી હતી. શું જૈન કે શું જૈનેતર; દરેકના હૃદયમાં મુનિજીએ પૂજ્યતાનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. સહુએ નિશ્ચય કર્યો કે તેમની આટઆટલી સેવાઓ અંગેનો આપણો આનંદ અને આભાર મુનિજીને જણાવવો જોઈએ. પરિણામે એક જાહેર મેળાવડો યોજી માનપત્ર આપવાનો નિર્ણય કર્યો. મુનિજી આ વાતથી તદ્દન વિરુદ્ધ હતા, પણ સહુના સ્નેહ પાસે તેઓ નિરુપાય હતા.

આ વખતે પાલીતાણા સ્ટેટના દિવાનપદ પર શ્રીયુત ન્યાયરત્ન નારણદાસ કાલીદાસ ગાંધી હતા. તેમના પ્રમુખપદ નીચે માનપત્રનો મોટો મેળાવડો યોજવામાં આવ્યો. ગામના મહાજનો, રાજ્યના અધિકારીઓ, આ ઉપરાંત પત્રોના અધિપતિઓની બહુસંખ્યક હાજરી વચ્ચે અનેક વક્તાઓએ મુનિજીની સેવાઓની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી. નિઃસ્વાર્થી, સેવાભાવી તરીકે, વર્તમાન સંસ્થાના જન્મદાતા કે પ્રાણ તરીકે, રાજ્યના ઉપકારી તરીકે તેમને સૌએ વર્ણવ્યા.

પ્રમુખશ્રીએ પોતાના થોડા શબ્દોમાં મુનિજીના કાર્યનો તાદૃશ ચિતાર રજૂ કર્યો. તેઓએ જણાવ્યું કે, 'મહારાજશ્રીના ગાઢ પરિચય પછી મારે કહેવું જોઈએ કે, તેમના ઉજ્જવલ

ચારિત્ર અને ઉત્તમ ત્યાગે મને આશ્ચર્યમગ્ન બનાવ્યો છે અને આથી જ રાજ્યના અધિકારી વર્ગમા આજે તેઓ બહુમાન પામી રહ્યા છે તેઓશ્રીનો સસ્થા માટે અપૂર્વ આત્મભોગ અને સેવા મે નજરે નિહાળ્યા છે ગમે તેવા ક્ષુબ્ધ વાતાવરણમા અડગતાથી ઊભા રહી એમણે સસ્થાને ઉછેરી છે જલપ્રલયની સેવા તો ફરી વિસરાય તેમ નથી આ કાર્ય અમેરિકા કે ઇગ્લેન્ડમા થયુ હોત તો લોકો ન જાણે શુય કરત! આ માનપત્ર તો આપણા હૃદયની યત્કિંચિત્ અજલિ છે તેનો બદલો કોઈ રીતે વાળી શકાય તેમ નથી તેઓ વિહારમા જાય છે સાધુઓ હમેશા વિચર્યા જ કરે છે, પણ આપણે આશા રાખીએ કે તેઓ કદી આ સ્થાને નહિ ભૂલે! પુન જલદી દર્શન દેશે'

આ લાગણીઓનો જવાબ વાળતા મુનિજીએ જણાવ્યું કે, 'મને જે માન આપ્યુ છે તે સર્વેની શુભ લાગણીનુ પરિણામ છે મા ા કાર્યો અને ગુણોની પ્રશસા માટે સર્વેનો આભારી છુ બાકી મે જે કાર્યો કર્યા છે, તે મારી ફરજ બજાવવાથી કઈ વિશેષ કર્યું નથી છતા આપ મને સ્થાપક અને નિયામકનુ માન આપો છો, તે માટે આપનો આભાર માનુ છુ આમા મારુ કાઈ નથી સમગ્ર જૈન કોમે આ કરેલુ છે અને તેની જ આ સસ્થા છે તેઓ તન્દ્રથી જ એને પોષણ મળે છે અમે તો સાધુ હોઈ માત્ર ધર્મવૃદ્ધિને લક્ષમા રાખી પ્રયત્ન કરીએ છીએ અને આપના વિચાર પ્રમાણે એ લક્ષની સિદ્ધિ થતી હોય તો મને પરમ સતોષ છે

'ગૃહસ્થો! મારી પ્રવૃત્તિની દિશા થોડા સમયથી બદલવાનો મારો વિચાર હતો, પણ પાઠશાળાનું કાર્ય સ્વતત્રપણે અને શુભ બુદ્ધિથી જે રીતે મે ચલાવ્યુ, તેવી રીતના કોઈ પુરુષની મને રાહ હતી હાલ મુબઈના કચ્છી જૈનોની કમિટી હસ્તક ભાઈ કુવરજીભાઈને બધો સસ્થાનો કાર્યભાર સોપી જાઉ છું હુ ધારુ છુ કે તેઓ કાર્ય વ્યવસ્થિત રીતે ચલાવશે વળી તેમને સહાય કરવા ગામના ગૃહસ્થોની જે કમિટી છે તે પણ

તેમને સહાય કરશે. જે વૃક્ષ રોપાયું છે, તે આપ સર્વેની શક્તિથી ફળો અને એનાં ફળો જૈન કોમને જલદી પ્રાપ્ત થાઓ.'

આ તકનો લાભ લેતાં તેમણે વિદ્યાર્થીઓને પણ હિતના શબ્દો કહેવા માંડ્યા :

'વિદ્યાર્થીઓ! તમોને પણ હું આ વખતે અભ્યાસપ્રિય અને પવિત્ર ચારિત્રવાળા થવાની સૂચના કરું છું. વડીલોની આમન્યા રાખજો ને ધ્યેય ન ચૂકશો. તમે ગમે ત્યાં હો, ગમે ત્યાં જાઓ કે ગમે ત્યાં રહો, પરંતુ આ જીવનમાં જૈન શાસનની સેવા એ મુખ્ય લક્ષ્ય રાખશો. તમારું જીવન જૈન શાસનની સેવામાં અર્પશો. જ્યારે જ્યારે જૈનસમાજ તમારી પાસે સેવા માગે ત્યારે ખડે પગે હાજર રહેશો. જનધર્મની, જૈનશાસનની સેવા એ જીવનમંત્ર સદાયે રટતા રહેશો.

'રાજ્યને અંગે પણ બે શબ્દો કહી લઉં! એ કહેવાની જરુર નથી કે, આ સ્થાનમાં જૈનકોમને માટે આ પાઠશાળા હસ્તીમાં આવી, તે આ રાજ્યની સહાનુભૂતિનું પરિણામ છે. નામદાર એડમીનીસ્ટ્રેટર સાહેબે જમીન આપી અને પાઠશાળાનું મકાન થઈ શક્યું. આ સિવાય દરેક બાબતમાં રાજ્યની તથા અધિકારીવર્ગની સંસ્થા પર પૂર્ણ સહાનુભૂતિ છે. તેઓ હંમેશાં એ સહાનુભૂતિ આ પ્રમાણે કાયમ રાખે!'

આ પહેલાં મુનિજીના ગુરુજી શ્રીવિનયવિજયજી મહારાજ રંગપરબેલાવાળા શેઠ જુઠાભાઈ પ્રેમચંદના સંઘ સાથે પાલીતાણા પધાર્યા. મુનિજી ગુરુજીની સામે ગયા અને વિનય-ભક્તિ કરી.

આ માનપત્ર પછી મહારાજશ્રીએ ફાગણ સુદી ત્રીજના રોજ કચ્છ તરફ વિહાર કર્યો. વિદાયવેળાનું દશ્ય હૃદયભેદક હતું.

## ૨૧

# કચ્છમાં

વહાલો વતન કચ્છમા બાર બાર વર્ષ પછી મુનિરાજ આજે પધારતા હતા કચ્છવાસીઓનો આનદ ને ઉત્સાહ અપૂર્વ હતો પોતાની જ ભૂમિનો એક બાળક સ્વયભૂ પ્રેરણાથી આટલો વિદ્વાન, આટલો સેવાભાવી અને પૂજ્યપદ પામીને આવે ત્યારે કોને આનદ ન થાય? મુનિજીને પણ પોતાના બાલ્યકાળના સ્મરણો તાજા થતા હતા

કચ્છમા પ્રવેશ કરી પ્રથમ કટારિયા તીર્થની યાત્રા કરી સામખયાળી પધાર્યા, અને ફાગણ વદિ ૧૩ ને શુક્રવારે એમણે બે ભવ્યોને, દડવાના રહીશ શા મગનલાલ પાનાચદ તથા ગઢુલાના રહીશ ગુલાબચદભાઈ જીવણદાસ શાહને સાથે દીક્ષા આપી એ બે દીક્ષિત તે આજના સુપ્રસિદ્ધ વિદ્વાન મુનિ દર્શન-વિજયજી અને મુનિ જ્ઞાનવિજયજી! આજે તેઓ પોતાના વિદ્યા અને વૈરાગ્યથી જૈનસમાજમા સુપરિચિત છે પોતાના શિષ્યરત્નની પસદગી કેટલી સફળ નીવડી એ કહેવાની આજે જરુર ન હોય!

મુનિજી અહીથી ભચ્ચાઉ, આબરડી વગેરે ગામોમા વિહાર કરતા કચ્છમા આગળ વધતા જતા હતા તેઓએ પ્રારભથી જૈનોની સુધારણાનું કાર્ય હાથ ધર્યું હતું જ્યા જતા, ત્યા તડ, ઝઘડા કે કુસપ હોય તે દૂર કરાવતા, સમ્યક્ત્વની સાચી દૃષ્ટિ આપતા અને જૈનોની શી ફરજ હોય તેનું ભાન કરાવતા

કેટલેક સ્થળે જૈનમંદિરોમાં અસાતનાઓ ચાલી રહેલી. મુનિજીએ તે સર્વેને દૂર કરાવી. કેટલાક ગામોમાં સાધારણ દ્રવ્ય તથા દેવદ્રવ્યની એક જ કોથળી હતી તેનો વિવેક કરાવ્યો. આમ ધર્મપ્રભાવના કરતાં તેમનો વિચાર અંજાર રસ્તે પુરાણ-પ્રસિદ્ધ તીર્થ ભદ્રેશ્વરની યાત્રા કરવાનો હતો. પણ કચ્છના પાટનગર ભૂજના શ્રાવકોને ખબર પડી કે, શ્રીચારિત્રવિજયજી અત્રે પધાર્યા છે, એટલે તેઓએ નિશ્ચય કર્યો કે, મહારાજશ્રીને અત્રે લાવવા જ.

મહારાજશ્રી આવતી કાલે તો આગળ વધવાના હતા, ત્યાં રાતોરાત રેંકડા જોડાવી ભૂજના શ્રાવકોનો મોટો સમુદાય આવી પહોંચ્યો તેઓ એક જ નિશ્ચય કરીને આવ્યા હતા. મુનિજી પાસે ભૂજ પધારવાની રઢ લઈ બેઠા. શ્રાવકોના અત્યાગ્રહે અંતે તેમને ભૂજ તરફ વિહાર કરાવ્યો. આ વખતે ભૂજના જૈનોનો ઉત્સાહ અપૂર્વ હતો. તેઓએ સુંદર સામૈયું કરી તેમનું સ્વાગત કર્યું. મુનિજીએ પણ વ્યાખ્યાન-ધારા વહાવી લાંબા વખતનાં અતૃપ્ત હૃદયોને તૃપ્ત કર્યાં. વિદ્વાન સાધુ અને પાછા પોતાની વતનભોમના ! આ વાતે કચ્છી ભાઈઓનું દિલ ખૂબ આકર્ષ્યું. તેઓએ ચતુર્માસ માટે વિનતિ કરી. મુનિજીએ કંઈ પણ નિશ્ચય તરત ન જણાવ્યો. તેઓ કોઈ એવું ક્ષેત્ર જોતા હતા, જ્યાં પોતાની સૌથી વિશેષ જરુર હોય. સીંચેલામાં સીંચવા કરતાં મરુભૂમિને સીંચવામાં એમનો આનંદ વિશેષ હતો.

માનકુવા, મંજલ આદિ સ્થળોએ વિહાર કરતા તેઓ અંગીઆ પધાર્યા. અત્રે માંડવી, ભૂજ, મુંદ્રા અને અંજાર વગેરે સ્થળોથી ચતુર્માસની વિનતિઓ આવવા લાગી. પણ અંગિયાના શ્રાવકોની વિનતિ હતી કે, 'અમારી જિંદગીમાં કોઈ સાધુનું ચોમાસું અત્રે થયુ હોય એમ અમને ખ્યાલ નથી. આ વર્ષે તો અમને ખાસ લાભ મળવો જ જોઈએ. અમે આપને અહીંથી કોઈ રીતે જવા દઈશું નહિ.' અંતે મહારાજશ્રીનું સં. ૧૯૭૩નું ચતુર્માસ અંગિયામાં નક્કી થયું.

અંગિયા માગપટ પ્રદેશનું મુખ્ય નગર ગણાય છે. મુનિજીના ચતુર્માસના સમાચાર બધે પ્રસરતા લોકો રેંકડા (ગાડા) જોડાવી વ્યાખ્યાન-વાણી સાંભળવા આવવા લાગ્યા મુનિજી તેઓના ભોળા ને અજ્ઞાન હૃદયોમા જૈનધર્મનું અમૃત સીંચવા લાગ્યા, સાથે સામાજિક સુધારણા તરફ કચ્છીપ્રજાનું લક્ષ દોર્યું તેઓ માનતા હતા કે, 'ન ધર્મો ધાર્મિકૈર્વિના' જે સમાજના સભ્યો બલવાન તે સમાજ બલવાન, અને આ માટે તેમણે માગપટ કૉન્ફરન્સ પણ એકઠી કરાવી તેટલા પ્રદેશના મુખીઓ, પંચપટેલો ને અગ્રણીઓને નોતરી વિચાર વિનિમય કરતા શીખવ્યું તેમજ સંગઠન કરાવ્યું

લગ્ન ખર્ચ, દહાડા તથા બીજા વ્યર્થ ખર્ચાઓ બંધ કરાવ્યા અને ભૂતકાળની ભાવના તાદ્દશ ખડી કરી એક વખતની ચેતનવંતી પ્રજામા સમાજ સુધારણા અને ધર્મશ્રદ્ધાનું અવનવું મોજું પ્રસરાવી દીધું બાળકોમા જ્ઞાનના પ્રચાર માટે પાઠશાળા ઉઘડાવી અનેક ધર્મભાવનાના કાર્યો કરી તેઓએ ચતુર્માસ પૂર્ણ થતા આગળ વિહાર કર્યો અંગિયાના વીરબાવાજી (ત્યાના ઠાકોર-રાજા) તથા અધિકારી વર્ગ ઉપદેશ સાંભળવા આવતો અને અવારનવાર શાસ્ત્રચર્ચાઓ પણ થતી તેઓશ્રીએ બેત્રણ જાહેર વ્યાખ્યાનો પણ આપ્યા હિંદુ, મુસલમાન સૌ તેમા આવતા

અંગિયા જેવું જ માગપટનું બીજું શહેર મંજલ છે. અહી મૂર્તિપૂજકોના માત્ર પાંચ ઘર હતા તેમા પણ શાહ શામજી નથુ તથા શાહ દેવા નથુ નામના બે ભાઈઓના બે કુટુંબો અગ્રણી હતા, પૈસાપાત્ર અને વગ-વસીલાવાળા હતા પણ કોઈ કમનસીબ પળે બન્ને વચ્ચે કુસંપના બીજ એવા ઊંડા થયા હતા કે, એ બેના કુસંપના છાંટાથી આખું ગામ ત્રસ્ત હતું ચૌદ ચૌદ વર્ષ એ પર વીતી ગયેલા. કોર્ટમા પૈસા વેડફાતા હતા ને એકબીજા પરસ્પરને હલકો દેખાડવાને રચ્યા-પચ્યા

રહેતા. કોઈ સારું કામ એક સંપથી તો થઈ જ કેમ શકે? મુનિજી મંજલ આવ્યા અને આ વર્તમાન સાંભળી એમના હૃદયને બહુ દુઃખ થયું. એમણે આ કલેશ મીટાવવાનો નિર્ધાર કર્યો.

એક પણ હરફ ભલોબૂરો કહ્યા વગર તેઓએ કોઈ તટસ્થ સ્થળે વ્યાખ્યાન આપવું શરુ કર્યું. ત્રણ દિવસ કેવળ ક્ષમાપના, મનની ઉદારતા અને આત્માના નિર્મળ પરિણામ ઉપર જ એક ધારો ઉપદેશ આપ્યો. ચંડકૌશિકની ક્રોધપ્રચૂરતા ને પ્રભુની ક્ષમાપરતા, ગોવાળોના ઉપસર્ગો અને પ્રભુની શાન્તિ વગેરે દ્દષ્ટાન્તો એટલી સચોટતાથી રજૂ કર્યાં કે વર્ષોનાં કલેશકીચ નરમ પડયા. ચોથે દિવસે બન્ને ભાઈ મુનિજીને ચરણે પડયા, ને તેઓ કહે તેમ કરવા કબૂલ કર્યું.

મુનિજીએ એક તટસ્થ પંચ પાસેથી તેઓને ફેંસલો અપાવ્યો, અને પંદર વર્ષની કલેશ હોળીને સ્થળે સંગઠનની દીવાળી પ્રગટાવી. જે ગામમા કેટલાય વખતથી અઠ્ઠાઈમહોત્સવ, સ્વધર્મીવાત્સલ્ય નહોતાં થયાં, ત્યાં બધું શરુ થયું. થોડા વધુ દહાડા રહી અનેક ધર્મકાર્યો કરી મુનિજી આગળ વધ્યા.

પણ આ વખતે પાલીતાણાથી પુનઃ દુઃખદાયી સમાચાર સાંપડયા. નવી કમીટી તૂટી ગઈ હતી, જેનો વિશ્વાસ હતો તેઓએ જ સંસ્થાને નેસ્ત નાબૂદ કરવા કમર કસી હતી. જૂના વિદ્યાર્થીઓને રજા આપવામાં આવી હતી. સંસ્કૃતની તીર્થ અને મધ્યમાની પરીક્ષાની તૈયારીમાં મસ્ત વિદ્યાર્થીઓની પણ દયા રાખવામાં આવી નહોતી. જૂના નોકરોને પણ ગડગડીયાં અપાયાં હતાં. મદદ ઘણીખરી બંધ થઈ હતી. સંસ્થાના કેટલાક કર્મચારી વર્ગે મહારાજશ્રીને સમાચાર લખતાં જણાવી દીધું હતું કે, સંસ્થાનું તંત્ર કાવાદાવાથી ભરપૂર રાજતંત્ર જેવું બની ગયું છે. વિદ્યાર્થીઓની, અમારી અને સંસ્થાની સલામતી ઇચ્છતા હો તો કૃપયા જલદી પધારો.

આ સમાચારે સંસ્થાના જીવન માટે લોહીનું પાણી કરનાર મુનિજીને કેટલું દર્દ આપ્યું હશે તે કહેવું અશક્ય છે. પત્રથી બને તેટલું કરી, તરત જ પાછું ફરાય તેમ ન હોવાથી એમણે

પોતાની સત્યનિષ્ઠા પર આધાર રાખી આગળ વિહાર લબાવ્યો અનુક્રમે ગામોગામ વિચરતા તેઓ પત્રી ગામમા આવ્યા

માતા તો ત્યારે ગુજરી ગયા હતા, પણ પિતા ઘેલાશા હજી જીવતા હતા એમને પુત્રના આગમનના સમાચાર મળ્યા તેઓ એકદમ પુત્રના દર્શન કરવા આગળ દોડી આવ્યા, પણ પુત્રને જોતા જ તેઓ પ્રેમવશ બેભાન બની નીચે ઢળી પડયા સતાનની સ્નેહ-માયા અજબ હોય છે!

મુનિજીએ પિતાશ્રીને સાવધાન કર્યા અને ખૂબ આશ્વાસન આપી ધર્મપ્રેમમા સ્થિર કરવા માડયા પણ ઘેલશાની આખોમાથી અશ્રુ વહે જતા હતા વર્ષોથી સચિત કરેલો પુત્રપ્રેમ આજ આસુના રૂપમા સાક્ષાત્કાર પામતો હતો ધીરે ધીરે તેઓ શાન્ત થયા ને જૈનધર્મમા દઢ બન્યા

અહી એક બીજી મુલાકાત થઈ પોતાના સ્થાનકવાસીપણાના ગુરુ કાનજીસ્વામી તથા પૂજ્ય શ્રી વ્રજલાલજી સ્વામી પણ અત્રે હતા મુનિજી તેઓશ્રીને મળ્યા ને કુશળતાના પ્રશ્નોત્તર થયા

'ચારિત્રવિજય! તુ સાચો શૂરવીર નીકળ્યો જરા પણ ડર વગર, કલ્પિત આબરૂ અને પ્રતિષ્ઠાને અળગી કરી તે સત્યધર્મ સ્વીકાર્યો ' વ્રજલાલજીએ પ્રશસા કરતા કહ્યુ

'જી, આપ પણ એ સત્ય સ્વીકારી શકો છો ' મુનિજીએ જવાબ આપ્યો

'હવે તો અવસ્થા થઈ નવા આચારને ક્રિયા બરાબર ન પળાય, ચારિત્રવિજય! હવે આ દેહે તો અનુમોદના જ કરવી રહી ' વ્રજલાલજીના શબ્દોમા પોતાની અસમર્થતાનો ધ્વનિ હતો અસમતિનો નહિ.

'પણ જિનમૂર્તિના દર્શન પણ ન કરી શકો?'

"હુ દર્શન કરુ છુ અને મને વદના કરવા આવનારને પ્રથમ જીનદર્શન કરી પછી જ ગુરુવદન કરો એમ સૂચવુ છુ જો, આ કપાટમા ભગવાન પાર્શ્વનાથનુ સુંદર ત્રિરગી ચિત્ર છે" વ્રજપાળજીએ સામો જવાબ આપ્યો

"આ સાંભળી હું બહુ આનંદિત થયો છું. હવે આપનો શિષ્યવર્ગ પણ આ માર્ગને અનુસરે એવો પ્રબંધ થવો જોઈએ."

'પ્રભુચિત્ર થોડાં મોકલાવી આપ. બનશે તેટલો પ્રચાર કરીશ.'

મુનિજીએ પાલીતાણાથી જિનેશ્વરનાં બે ડઝન ચિત્રો મંગાવી આપ્યાં. તેમાં સુંદર ત્રિરંગી પાર્શ્વનાથ પ્રભુનું પણ ચિત્ર હતું. વ્રજપાળજી પોતે એ ફોટાનાં દર્શન કરતા, બીજાઓને ઉપદેશ આપી દર્શન કરાવતા ને કેટલાકને પ્રભુચિત્ર પણ આપતા.

પિતાને અને ભૂતપૂર્વ દાદાગુરુને સાચા ધર્મમાં સ્થિર કરી મુનિજી ભદ્રેશ્વર તીર્થની યાત્રાએ પધાર્યા. અહીંથી તેઓ અંજાર ગયા. અહીં એક પાઠશાળા તૂટુ તૂટુ થઈ રહી હતી. ઉપદેશ આપી તેને સ્થિર કરી. એક તરફ આ બધો પરિશ્રમ ચાલતો હતો ને બીજી તરફ તેઓશ્રીને સંસ્થાની હિતચિન્તા વ્યગ્ર બનાવી રહી હતી. પાલીતાણાની સંસ્થા માટે અત્રે તેમણે પ્રયત્ન કરી સારી મદદ મોકલાવી.

અહીંથી તેઓ ભચ્ચાઉ આવ્યા. પણ શરીરે કામ ન કર્યું. સંગ્રહણીના રોગે દર્શન દીધાં ને મુનિજીને એક મહિનો સંથારાવશ રહેવું પડ્યું. સ્વાસ્થ્ય સુધરતાં સામખીયાળી આવ્યા. કચ્છમાં વિચરતા દરેક સાધુઓને આ ગામ વિહારનું મધ્યસ્થળ છે. પણ સંવેગી સાધુઓ માટે આહારપાણીની ખૂબ અગવડ પડતી. આ સ્થાને શાન્તમૂર્તિ શ્રી હંસવિજયજી મહારાજના ઉપદેશથી થોડાક મૂર્તિપૂજક જૈનો થયા હતા, પણ તેઓ ખેતીનો ધંધો કરતા. ન કોઈ ઉપાશ્રયની વ્યવસ્થા કે ન કોઈ દેરાસરની ! મુનિજીએ આ ક્ષેત્રને કામ કરવા યોગ્ય ધાર્યું અને પોતાની ઉપદેશધારા વહાવવી શરુ કરી.

ત્રણ દિવસ તો કોઈએ ઉપદેશની પરવા ન કરી, પણ ચોથે દહાડે સૌને ખેંચાણ જાગ્યું. ધીરે ધીરે શ્રોતાસમૂહ ખૂબ વધ્યો. મુનિજીએ જિનેશ્વર, જિનમૂર્તિ, મંદિર, સાધુ, સંઘ, અહિંસા, અનેકાન્તવાદ વગેરે વિષયો પર, યુક્તિ અને દલીલોથી

ભરપૂર વ્યાખ્યાન આપવા માડયુ જોતજોતામા શ્રાવકોમા અપૂર્વ જાગૃતિ આવી એક પછી એક એમ સાઠ ઘર મૂર્તિપૂજક બન્યા એક મદિરનુ પણ નિર્માણ કર્યું પણ આ બધા પરિશ્રમથી તેમજ આહારપાણીની અનારોગ્યતાના કારણે સગ્રહણીના રોગે પુન દર્શન દીધા તેઓએ થોડો સમય અહીં સ્થિરતા કરી

પણ વિશ્રામનું વિધાન ન હોય, પછી વિશ્રામ કેમ લેવાય? પાલીતાણાની સસ્થા પણ કૃષ્ણપક્ષના ચદ્રની જેમ તેજહીન બનતી જતી હતી એક દહાડો પાલીતાણાથી ખાસ માણસ આવ્યુ મુનિજીને પધારવા ને સુકાન સભાળવા ખૂબ આગ્રહ કર્યો મુનિજી કમર કસી તૈયાર થયા અને તે દિશામા વિહાર કર્યો

સ્વાસ્થ્ય જોઈએ તેટલું સુંદર નહોતુ, પણ તેઓ રણ ઓળગી માળીયા આવ્યા માળીયા ઠાકોરે મહારાજશ્રીના વ્યાખ્યાનનો લાભ લીધો અને તેમનો ભક્તિભાવ ખૂબ વધી ગયો જૈનધર્મ અને જૈનસાધુ માટે તેમને ખૂબ માન થયું અને મુનિજીની આજ્ઞા મુજબ ઠાકોર સાહેબે કઈ ધર્મકાર્ય કરવાનો વિચાર જાહેર કર્યો

કચ્છનુ રણ ઓળગી આવતા મુસાફરોને પાણીની ભૂખ મુશ્કેલી નડતી ને ઝાઝવાના જળના મોહમા કેટલાયના મૃત્યુ થતા ગરમીના દિવસોમા દવ લાગ્યો હોય એમ લાગતું તેમણે માળીયા નરેશને આ સબધી ઉપદેશ આપી સુદર જળ મળે તેવી ને ભૂખ્યા પેટને ટાઢક વળે તેટલા ગોળ-દાળીઆ અપાવવાની વ્યવસ્થા કરાવી માળિયાનરેશ તો મુનિજીના ધર્મપ્રેમ અને વિદ્વત્તા પર મુગ્ધ હતા તેઓએ શિકાર અને દારુનો ત્યાગ કર્યો અને વિહાર કરતા મુનિજીના ચરણોમા આટલુ ધર્મભાતુ ધર્યું આ ઉપરાત પોતાની પૂજામા જિનવરની મૂર્તિ પધરાવી તથા જૈન નકશાઓ અને સાહિત્યનો સગ્રહ કર્યો મુનિજી અહીંથી આગળ વધતા અનુક્રમે મોરબી વટાવી ચૈત્ર સુદ ૧૧ ના રોજ પુન પાલીતાણામા પધાર્યા

જીવણચંદભાઈને તથા બીજા ગૃહસ્થોને મુનિજીના કાર્યમાં બરાબર સાથ આપવા પ્રેરણા આપી. સ્વાર્પણના રસિયાઓને સહાયકની ખોટ નથી પડતી!

સમાજના એક સુંદર કાર્યને ટકાવી રાખવા આમ મદદ મળી રહી! પરિણામ એ આવ્યું કે, નવી કમીટી સ્થાપન થઈ. શેઠ જીવણચંદ ધરમચંદ તથા શેઠ લલ્લુભાઈ કરમચંદ જેવા સેવાપ્રેમીઓએ તેનું સુકાન સંભાળ્યું. મહારાજશ્રીની ઇચ્છા અને ભાવના મુજબ પાઠશાળાને નવા ધ્યેય, નવ તેજ ને નવદૃષ્ટિને અનુકૂળ નવું નામ આપ્યું, અને આજ સમાજના પટપર ફાલતુ, ફૂલતું, અને જ્ઞાનગંગાનો પ્રવાહ વહાવતું 'શ્રી યશોવિજય જૈન ગુરુકુળ' હસ્તીમાં આવ્યું. એ સંસ્થા અને તેની યશસ્વી કારકિર્દી આજે સમાજ સમક્ષ મૌજૂદ છે.

વિ. સં. ૧૯૭૩ નું ચતુર્માસ વડીલ ગુરુજી સાથે પાલીતાણામાં જ કર્યું. અત્રે નવદીક્ષિત મુનિરાજ શ્રી દર્શનવિજયજીને તથા મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજીને સૂરિજીના હાથે વડી દીક્ષા અપાવી. આ ચોમાસામાં ખૂબ જ્ઞાનધ્યાન ચાલતું હતું, તેવામાં પ્લેગે પાલીતાણામાં પુનઃ દર્શન દીધાં ને મુનિજી પણ તેમાં ઝડપાયા. ગાંઠોએ દેખાવ દીધો. બીજી બાજુ વાતરોગે હુમલો કર્યો, અને શરીર બિલકુલ પરવશ બની ગયું. તરત જ શ્રાવકો તેમને ડોળીમાં સુવાડી પચ્છેગામના સુપ્રસિદ્ધ રાજવૈદ નાગરદાસભાઈની સારવાર હેઠળ લઈ ગયા.

જૈનસમાજના નસીબ હજી જાગતાં હતાં. સુપ્રસિદ્ધ વૈદ્યરાજની દવાએ મુનિજીને આઠ દહાડામાં રોગમુક્ત કરી દીધા. વૈદ્યરાજે જે સેવાભાવથી સેવા કરી તે ચિરસ્મરણીય હતી. પુનઃ સ્વાસ્થ્ય લાભ થતાં તેઓ રાણપુર આવ્યા. અને ગુરુદેવનાં દર્શન કરી આગળ વધ્યા. તેમનો વિચાર કચ્છને પૂરેપૂરો ખેડવાનો હતો—એ ભૂમિમાં જૈનધર્મના અંકૂર પૂરેપૂરા વાવવા હતા.

મોરબી તથા માળીયા નરેશને મળી, તેમને ઉપદેશ—ધર્મ બોધ આપીને કચ્છનું રણ વટાવી તેઓ કચ્છવાગડમાં ઉતર્યા.

ગુરુ અને શિષ્ય





ઉપર

શાન્તમૂર્તિ મુનિરાજ

શ્રી વિનયવિજયજી મહારાજ

બાજુમાં

મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી

: ૨૨ :

# સંસ્થાનો પુનરુદ્ધાર

તેલ ખૂટવા આવ્યુ હતું અને પાલીતાણામાં સ્થાપેલી સંસ્થાનો દીપક બુઝાવાની અણી પર હતો. બીજેથી આવતી મદદ બંધ થઈ હતી. વિખવાદે બધે કલેશનાં વાદળ છાયાં હતાં. પહેલેથી છેલ્લે સુધી, વિદ્યાર્થીથી લઈને શિક્ષક સુધી અસંતોષ પથરાઈ ગયો હતો. ગુરુકુળ સંબંધમાં દિનદહાડે નવા નવા ગપગોળા સમાજ સમક્ષ મૂકવામાં આવતા હતા.

આવી સ્થિતિ વચ્ચે મુનિજીએ સંસ્થાના સુકાનને ધીરેથી હાથમાં લીધું. વિરોધી તત્ત્વોને એક પછી એક દૂર કરવા માંડયા. બીજી તરફ જીવનસિંચન શરુ કર્યું. જેઓ અનેક અફવાઓથી વહેમાઈ સંસ્થાને મદદ નહોતા આપતા તેમને સમજાવ્યા. સંસ્થાને ઉખડતી અટકાવવા એમણે દિનરાત ભૂલી ભગીરથ પરિશ્રમ આદર્યો.

આ વેળા આગ્રાના દાનવીર શેઠ તેજકરણ ચાંદમલજી તથા શેઠ શ્રી લક્ષ્મીચંદજી વેદ પાલીતાણા યાત્રાર્થે આવ્યા. બન્નેના કાને સમાચાર પહોંચેલા કે સંસ્થા ચાલતી નથી. મદદ કરવાની જરુર નથી. પણ ભાગ્યયોગે શેઠ તેજકરણજીએ સંસ્થાના મકાનમાં ઉતારો રાખ્યો. તેમણે વિદ્યાર્થીઓની દિનચર્યા, અભ્યાસ, પઠનપાઠન બધું વ્યવસ્થિત ચાલતું જોયું. સંસ્થાના હિસાબી ચોપડા પણ નીહાળ્યા. મુનિજીએ તેમને સચોટ ઉપદેશ આપ્યો અને આ જ્ઞાનગંગાને હરીભરી રાખવા સૂચના કરી. શેઠ તેજકરણજીના હૃદય પર ઊંડી અસર થઈ અને તેઓએ તાત્કાલિક મોટી રકમની મદદ કરી તથા ભવિષ્યમાં પણ નિયમિત મદદ આપવાનું કબૂલ કર્યું.

ઓટમાથી ભરતી ચાલૂ થઈ એટલે પાણી પાછા વળતા શો વિલંબ? મદદ બંધ કરનારાઓએ પોતાની મદદ ચાલૂ કરી તેમજ ચૈત્રી પુનમના મેળા ઉપર યાત્રીસમૂહ પાસેથી પણ સંસ્થાને સારો લાભ કરાવી સંસ્થાની નૌકાને તરતી કરી દીધી

અનાયક કે બહુનાયક જેવી બનેલી સંસ્થાની કાર્યકર્તા મંડળીને સાચો નાયક મળતા બધુ થાળે પડી ગયુ દ્રવ્યચિંતા ખાસ રહી નહોતી વિરોધીઓનો ડર નિર્મૂળ થયો હતો ચિંતા કેવળ સુંદર ને કાર્યતત્પર કમીટી તથા કાર્યવાહકોની હતી

આ વખતે વડીલ ગુરુવર્ય, બાલબ્રહ્મચારી, તપોનિષ્ઠ, શાન્તમૂર્તિ શ્રી વિજયકમલસૂરીશ્વરજી ચૈત્રી પુનમ પર સંઘ સાથે યાત્રા કરવા પધારેલા મુનિજી ગુરુવર્યની સામે ગયા અને ખૂબ વિનયવંદન કર્યું જૈનસમાજના પ્રસિદ્ધ ધર્મપ્રેમી જીવણચંદ ધરમચંદ ઝવેરી યાત્રાર્થે આવેલા મુનિજી સાથે તેમનો સમાગમ થયો શ્રી જીવણચંદભાઈએ પળમા પરખી લીધુ કે, આ સાધુ સેવાત્મિક ને શાસનોન્નતિની તમન્ના રાખનાર છે તેઓએ પરસ્પર ખૂબ વિચારવિનિમય કર્યો સંસ્થા સંબંધી પણ વિસ્તારથી ચર્ચા થઈ મુનિજી સાચા જ્ઞાનરસિક અને ગુરુકુળ બનાવવાની ભાવના રાખનાર કોઇ પણ સદ્‌ગૃહસ્થને સંસ્થાનુ સુકાન સોપવા તત્પર હતા

જીવણચંદભાઇની ઇચ્છાને એક બીજી પ્રેરણા મળી યોગનિષ્ઠ સ્વ શ્રી બુદ્ધિસાગરસૂરિજીની નજર આ કાર્યો તરફ ઘણા વખતથી હતી તેઓનો મુનિજી સાથેનો ધર્મસ્નેહ પણ બહુ ગાઢો હતો તેમની શક્તિ, સેવા અને સમર્પણની ભાવના જોઈ તેઓશ્રી બહુ પ્રસન્ન રહેતા જેમ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી તેમને એક સાચા શાસનસુભટ તરીકે ઓળખી, સાહસવીર સમજી રમુજમા 'ખુદીરામ બોસ'નુ ઉપનામ આપતા, તેમ આ યોગનિષ્ઠ મહાત્મા પણ એમની કાર્યતત્પરતા, ચાતુર્ય, અને સંકટમાથી પણ સહીસલામતી શોધી લેવાની તાકાત જોઇ 'નાના ફડનવીસ'નુ ઉપનામ આપી ખૂબ મદદ કરતા આ મહાત્માએ જ શ્રી



૨૩ :

# મુનિશ્રીનું મનોરાજ્ય

કચ્છ વાગડમાના લાકડિયા ગામના નરેશને કાને, એક અજબ જૈનસાધુના આવ્યાની કીર્તિ પહોચી ચૂકી હતી તેઓ એક દિવસ મુનિજીના ઉપદેશમા આવીને બેઠા પણ એ ઉપદેશે તો એમના પર જાદૂ કર્યું. તેઓ પ્રતિદિન રાજમંડળ અને પુરોહિત સાથે આવવા લાગ્યા. મુનિજીનો ઉપદેશ તો શરદ ઋતુની સરિતાના પ્રવાહની જેમ શાન્ત ગતિથી આગળ વહે જતો હતો લાકડિયાના રાજાજીનુ આકર્ષણ પણ તેટલુ જ વધતું જતુ હતુ

એક વખત આખા અંતઃપુર સાથે રાજાજી વ્યાખ્યાન સાભળવા આવ્યા મુનિજી અહિંસાધર્મ, માનવભવની દુર્લભતા અને રાજાપ્રજાના પ્રેમનુ વિવેચન કરી રહ્યા હતા આખી સભા સ્તબ્ધ બની સાભળી રહી હતી આખરે વ્યાખ્યાન સમાપ્ત થતા રાજાજી અને બીજા મંડળે પાસે આવીને વિનતિ કરી

'મહારાજશ્રી! આપની બધી વાતો અમને રુચે છે, પણ અમોએ જૈનો માટે સાભળ્યું છે કે, તેઓ ઈશ્વરને નથી માનતા, આ વાત અમને બહુ સાલ્યા કરે છે કૃપા કરીને એનો ખુલાસો કરો તો ઠીક થાય '

'રાજાજી ! તમારી ભ્રમણા છે જૈનો જેવા શુદ્ધ, સુંદર ઈશ્વરનો સ્વીકાર બીજો કોઈ ધર્મ કરતું જ નથી '

'મહારાજ ! એ કેમ હોઈ શકે ? જૈનો તો જગતકર્તા ઈશ્વરને જ માનતા નથી '

'હા, હા, એ વાત સાચી,' મુનિજીએ સ્મિત કરતા કહ્યું 'જૈનો ઈશ્વરને સ્વીકારે છે, પણ જગતકર્તા તરીકે નહિ એનો

ઈશ્વર તો પરમ કલ્યાણમય છે. એ આ સૃષ્ટિને રચવાના અને સંહાર કરવાના પચડામાં કદી પડતો નથી.'

રાજાજી અને રાજમંડલ માટે આ વાત તદ્દન અપૂર્વ હતી. મુનિજીએ ધીરે ધીરે જૈનમાન્ય ઈશ્વરના સ્વરૂપને વર્ણવી બતાવ્યું. સહુ મંત્રમુગ્ધ જેવાં બની ગયા હતા. આ પછી તેઓએ અહિંસા, સત્ય વગેરે સિદ્ધાન્તો દર્શાવતા જૈનોના સિદ્ધાન્ત કેટલા સુંદર છે તે કહી બતાવ્યું. આ બધી વાતોએ સૌ પર મોહિની છાંટી. કેટલાય દિવસ સુધી સ્થિરતા કરવી સૌએ ખૂબ ધર્મશ્રવણ કર્યું. અનેક આશંકાઓ ટળી. આવા ત્યાગી, વિદ્વાન ને નિસ્પૃહી સાધુના વિહાર વખતે રાજાજીથી લઈ આખું ગામ વિયોગનું દર્દ અનુભવવા માંડ્યું. નિસ્વાર્થીને સ્નેહસીમાડા રોકી શકતા નથી! વાગડમાં એક વિદ્યાલય-સ્થાપવાની યોજના વિચારી ઉપદેશ આપવો શરુ કર્યો. આ અજ્ઞાન પ્રદેશમાં જ્ઞાનની અનિવાર્ય આવશ્યક્તા સમજાવી.

લાકડિયાથી વિહાર કરી તેઓ અંજાર આવ્યા. અને અહીંથી ભદ્રેશ્વર તીર્થની યાત્રા માટે ગયા. અહીં વૈશાખ વદ બીજના રોજ ખેડાનિવાસી શા ડાહ્યાલાલ હીરાલાલને દીક્ષા આપી. તે જ આજના ન્યાય-વ્યાકરણના જ્ઞાતા શ્રીમાન ન્યાયવિજયજી!

કચ્છનો વિહાર ચાલૂ હતો. પણ સમાજસેવાના વિચાર તો નિરંતર વહ્યા કરતા હતા. એક સંસ્થાને તેઓએ સમૃદ્ધ બનાવી સમાજને સોંપી હતી, પણ હજી તેમની દૃષ્ટિમાં તો અનેક સંસ્થાઓ સરજી શાસનસેવા કરવાની અખંડ તમન્ના જાગતી હતી. જૈનોના અને જૈનેતરોના દીનહીન બાળકો-અનાથ અપંગ બાળકો માટે તેઓ અનાથાશ્રમની યોજના વિચારી રહ્યા હતા, ને રૂપરેખા પણ તૈયાર કરી ચૂકયા હતા. મહાત્મા ઈસાનું ધામ જેમ કોઈ પણ વર્ણ કે જ્ઞાતિ વગર ગમે તે અપંગ અને અનાથનું રક્ષણ કરે છે ને પોતાના ધર્મનો પ્રચાર કરે છે, એવી જ આ યોજના હતી.

## મુનિશ્રીનુ મનોરાજ્ય

પાલીતાણામા શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ ચાલ્યા કરતુ હતુ એક વેળા પ્રમુખ અને સેક્રેટરીઓ મહારાજશ્રીને વિહારમા મળી સલાહ સૂચના પણ લઈ ગયા તેઓએ એક જ વાત કરી 'જે ભલા ઉદ્દેશ માટે સસ્થા સરજી છે એ ઉદ્દેશ પૂરો કરજો ! બાર બાર વર્ષની કુમળી વયે નોકરી શોધતા કે ખેતીમા લાગી જતા જૈન બાળકોને કેળવજો, સાચા હીરા બનાવજો, શાસનસ્થભ બનાવજો !' આટલા શબ્દો પાછળ પણ એમનુ હૈયું ગળગળુ બની ગયુ હતુ લક્ષની તમન્ના શુ નથી કરાવતી ?

જૈન સાહિત્યના ઉદ્ધારની અનેક યોજનાઓ તેમના મનમા ઘૂમી રહી હતી શ્રીયુત ગોવર્ધનરામના સરસ્વતીચદ્રના મનોરાજ્યની જેમ, પ્રસિદ્ધ વૈજ્ઞાનિક શ્રી ગજ્જરની મનોરગ્રામની યોજના જેવી એ પણ યોજના હતી જૈન વિદ્વાનોને આશ્રય આપવો, તેમની પાસે તુલનાત્મક રીતે દરેક સાહિત્ય તૈયાર કરાવવું, તેમને યુરોપ મોકલવા અને સાહિત્યની સારી કૃતિ સરજનારને 'નોબેલ પ્રાઈઝ'ની જેમ ઓછામા ઓછા પાચ હજાર રૂપિયા ઈનામ આપી શકાય એક સાહિત્યાશ્રમ દ્વારા જૈનોના ધર્મગ્રથો સારી રીતે તૈયાર કરાવી સમાજ સામે ધરવા જૈન સાધુઓને પણ અભ્યાસ કરવાની અને સાહિત્યનિર્માણ કરવાની સગવડ કરી આપવી તેમ જ તીર્થરક્ષક મડળ પણ યોજવું

આ બધા વિચારો યશોવિજયજી જૈન ગુરુકુળને સ્થિર કરી તેનાથી નિવૃત્તિ મળતા એક પછી એક અમલમા મૂકવાના હતા પણ મનોરગ્રામની યોજના જેમ અસફલ રહેવા નિર્માયી હતી તેમ આનુ પણ બન્યુ

મનની વાત મનમા જ રહી કલ્પનાઓની ઈમારતો કલ્પનમા જ જીવતી રહી તેઓ કચ્છમા વિહાર કરતા આને માટે પ્રયત્ન કરતા રહ્યા કચ્છમા ઘૂમી તેઓ આગીયા આવ્યા અને વિ સ ૧૯૭૪નુ ચતુર્માસ અહીં જ કર્યું



: ૨૪ :

# કાળધર્મ

ઘણીવાર મૃત્યુ માનવીને મારે છે, પણ કેટલીકવાર મૃત્યુ ખુદ સંજીવની બની માનવીને અમર બનાવી જાય છે—એને મારીને પણ સદાને માટે જીવાડી જાય છે.

વિક્રમની ૧૯૭૪ની સાલમાં ઇન્ફ્લ્યુએન્ઝા મોતનો દૂત બની હિંદમાં આવ્યો. જોતજોતામાં એણે કેટલાંય ભર્યાં શહેરોને ઉજ્જડ કરી મૂક્યાં. કલરવ કરતાં કુટુમ્બોનાં કુટુમ્બોને નામશેષ કરી મૂક્યાં. મૃત્યુનો આંકડો હજારે—લાખે પહોંચી ગયો !

અંગીયામાં ચતુર્માસ રહેલ સાધુઓ પર પણ એણે પોતાનો પંજો ઉગામ્યો. પર્યુષણ તાજાં જ વીત્યાં હતાં. મુનિ દર્શનવિજયજી અને મુનિ જ્ઞાનવિજયજી તાવમાં પટકાયા. ઇન્ફ્લ્યુ-એન્ઝાની કાળડાકલી વાગવા લાગી. મુનિજીએ પોતાના શિષ્યોની આ દશા જોઈ અખંડ ઉજાગરા વેઠી દિનરાત તેમની સેવા કરવા માંડી. ન ખાવાનું ભાન, ન પીવાનું. થોડા દિવસમાં શિષ્યોને વળતાં પાણી દેખાયાં !

આ વખતે મહારાજશ્રીના નાના ભાઇ શ્રીયુત મોણશીભાઇ મળવા આવ્યા. તેઓએ તેમને ખૂબ ધર્મધ્યાન કરવા ઉપદેશ આપ્યો. કોણ જાણતું હતું કે, આ છેલ્લું મિલન હતું !

ચતુર્માસને એકાદ માસ જ બાકી હતો. તેટલામાં આસો શુદ ૧૦ના રોજ આચાર્ય શ્રી વિજયકમલસૂરીશ્વરજીના સ્વર્ગ



વાસનો તાર આવ્યો આ સમાચારે મુનિજીના હૃદય પર ઊંડી અસર કરી તેઓએ ખબર સાભળી ઊંડા નિસાસ નાખ્યો. 'અરેરે! ચારિત્રનો ભંડાર અને સમાજની એક તેજોમૂર્તિ ચાલી ગઈ!' રીવાજ મુજબ સહુએ દેવવંદન કર્યું. ગામમા પાખી પળાવી ખૂબ ધર્મક્રિયા થઈ

થોડા દિવસો વીત્યા, ત્યા એક દિવસ મુનિજીને સાધારણ તાવ ચઢી આવ્યો ત્રણ દિવસ સુધી તાવ ઉતર્યો જ નહિ તેઓ કાળના પગલા પરખી ગયા તેમણે શાન્તસ્વરે સુચના આપી

'હવે વખત પૂરો થયો છે હું આમાથી ઊભો નહિ થાઉં!'

શ્રી ન્યાયવિજયજી સેવામા ઊભા હતા તેમણે કહ્યુ 'આપશ્રીને કઈ પણ નહિ થાય!'

પણ મુનિજી કઇ આશ્વાસન નહોતા માગતા જીવનકાર્ય સમેટવાની ચિંતામા હતા તેમણે પોતાના આ બાળમુનિ સામે જોઈ હસીને કહ્યુ

'ભાઈ! એમ તુ ન સમજે!'



આ પછી તેમણે શ્રી મોનજી હેમચંદ નામના આગેવાન શ્રાવકને બોલાવી કહ્યુ 'જો! આ મારા ત્રણ બાળશિષ્યોને મારા ગુરુ પાસે પહોચાડી દેજે! ઉંમર નાની છે માટે ખાસ ફીકર રાખજે!'

શ્રાવકને મહારાજજીની આ વાર્તા ન સમજાણી પણ એને સમજતા બહુ વિલંબ ન લાગ્યો માદગી એકદમ વધી ગઈ બને શિષ્યો હજી માદા જ હતા કચ્છ-ભૂજથી સીવીલ-સર્જનને તેડુ મોકલ્યુ સીવીલ સર્જન ડૉ હુલ્લેરાય એકદમ આવ્યા, પણ મુનિજીએ પ્રથમ શિષ્યોના ઉપચાર માટે કહ્યુ દાક્તરે 'પહેલા આપને તપાસ કરવાની જરુર છે,' એમ આગ્રહ કર્યો છતા એમણે કહ્યુ 'મને દવાની જરુર નથી તમે એ બાળકોની ચિંતા કરો!'

દાક્તરે બન્ને શિષ્યોને તપાસ્યા અને ચિંતા જેવું નથી તેમ કહી દવા આપી પણ તેણે મુનિજી માટે ખાસ ભાર મૂકી દવાના



ઉપચાર માટે કહ્યું. દવા લાવવામાં આવી. પણ મહારાજશ્રીએ સ્પષ્ટ કહ્યું : 'ભાઈ! આજે દવા નહિ લઉં !'

શ્રાવકોના ખૂબ ખૂબ આગ્રહ છતાં દવા ન જ લીધી !

આશ્વિન વદિ નવમીની સાંજ ગોરજમાં ભળતી હતી. મુનિજી નાડ પારખી ગયા હતા. તેમણે શ્રાવક અને શિષ્યો સાથે પ્રતિક્રમણ કર્યું. સંથારા પોરસી ભણાવી. બે ચાર શ્રાવકો પાસે બેઠા હતા.

બરાબર બાર વાગે મુનિ દર્શનવિજયજી તેમની પાસે ગયા. તેમણે સૌને બહાર નીકળી જવા સૂચના કરી અને સૌને ક્ષમાપના કરી આસન લગાવ્યું. વીર, વીર, વીરનો જાપ શરુ કર્યો.

બરાબર બાર ને ૪૫ મીનીટે એમનું પ્રાણ પંખેરુ સ્વર્ગધામ સીધાવી ગયું. જીવનભર જે કાયાને સાધન બનાવી શાસનસેવાનો જંગ ખેડયો હતો, એ કાયા નિશ્ચેતન બની ગઈ!

તે જ રાત્રિએ, તે જ વખતે નિદ્રામુક્ત બની ઘર બહાર આવેલ શેઠ હેમચંદભાઈની બેન કંકુબાઈએ આકાશમાં ચાલ્યા જતા એક દીવાને જોયો. તેમણે સવારે ઉપાશ્રયમાં ત્રણે મુનિઓને વાત જણાવી. ગુરુમહારાજના સ્વર્ગગમનનો આ જ સમય હતો.

મુનિ શ્રી ચારિત્રવિજયજી ગયા, સદાને માટે ગયા ! પણ તેમનું યશસ્વી નામ સદાને માટે સ્થાયી થયું. જીવતાં પણ એ જીત્યા ને મરીને પણ એ જીત્યા. જયનું જીવન ગાળી એ ચાલ્યા ગયા. જેમ બાગ બગીચાને નવપ્રફુલ્લ કરી વસંત ચાલી જાય તેમ !

અંગિયાની એક સુંદર જગાએ એમના દિવ્યદેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો. ને કેટલેક દિવસે એના પર સ્તૂપ ઉભો કરવામાં આવ્યો. કાળની ઘરેડ એ અવસાન પર થઈને કેટલીય વાર વહી ગઈ, પણ એ નિર્ભીક, નિઃસ્વાર્થી વીર સંસારમાં સદા અમર છે.

ત્યાગ, ગુણ ને શીલના પૂજારીઓ એને સદા અર્ઘ્ય અર્પે છે !

# અક્ષરતાના બોલ

સિદ્ધને શસ્ત્ર શા, વીરને મૃત્યુ શા, મૃત્યુના અમૃતને આજમો છે?
—મહાકવિ નાનાલાલ

૩૪ વર્ષની ભર યુવાનવયે મુનિજી આ સંસાર તજી ગયા શાસનના સાચા સુભટ મુનિજી એટલી ટૂંકી વયમા પણ અમરતાનુ –શહિદીનુ જીવન માણી ગયા જીવનભર એમણે જંગ ખેડયો જ્યા અન્યાય જોયો ત્યા સામે થયા જ્યા શાસનહેલણા જોઈ ત્યા તન–મન બધુ વિસારે મૂકયુ એમની ઊંચી ગૌર કચ્છી કાયા શાસનસેવાની પાછળ જ ગાળી નાખી દેહ પર દમકતા તારુણ્યનુ તેજ એ સેવા પાછળ જ ખર્ચ્યું

એમનો છેલ્લી ઘડી સુધીનો જાપ હતો કે, જૈનબચ્ચો અનાથ ન હોય જૈનસંતાન અજ્ઞાન ન હોય, જૈનધર્મનો પાળનાર રોટી માટે તલસતો ન હોય અને આ માટે તેઓ બધુ કરી છુટયા અનેક અપવાદો પણ વેઠયા, અનેક સાથીઓ પણ ખોયા, સુખના આસનો અને શોભાની પદવીઓ પણ ન લીધી શરીરના દુઃખને આલોક જીતવાનુ સાધન માન્યુ

તેઓ સૈનિકની સહનશીલતા ને સૈનિકના શૌર્યે ઝઝુમ્યા ! શાસનસેવાના જંગમા એ બહાદુર યોદ્ધાનુ નામ સદા અમર છે ચંદ્ર ચળકે અને દિનકર તપે ત્યા સુધી માનવતાના જગમાન્ય ઇતિહાસમા તેઓ ચિરંજીવ છે

સૈકાઓ વીતી જશે એ સ્વર્ગદિન પર, જગતમા કેટલાય પલટા આવી જશે, પણ અમરતા પર કોઈ કાળ, કોઈ દિશા કે કોઈ મતમતાંતર આવરણ નહિ નાખી શકે કોઈ નિયમ ઉપનિયમની જાળ એમને ઝાંખા નહિ પાડી શકે !

મુનિ ચારિત્રવિજયજી સદા અમર છે
એમની અમરતા સદાય વંદનીય રહેશે !
અને જૈનસમાજ એવા અમર આત્માઓ માટે સદા પ્રાર્થતો રહેશે !

# કેટલીક ઘટનાઓનો વર્ષવાર ઉલ્લેખ

| સંવત | ઘટના |
|---|---|
| વિ. સં. ૧૯૪૦ આસો વદ ૧૪ | જન્મ, પત્રીગામમાં |
| " " ૧૯૪૭ | ધારશી નિશાળે ભણવા ગયો |
| " " ૧૯૫૪ | મુંબઇમાં |
| " " ૧૯૫૬ | પ્લેગના સપાટામાં |
| " " ૧૯૫૭ | સ્થાનકમાર્ગી દીક્ષા |
| " " ૧૯૫૮ | બીજું ચોમાસું, ભૂજ |
| " " ૧૯૫૯ | ત્રીજું " અંજાર |
| " " ૧૯૬૦ માગશર સુદ ૧૦ | સંવેગી દીક્ષા |
| " " ૧૯૬૦ વૈશાખ સુદ ૧૦ | વડી દીક્ષા |
| " " ૧૯૬૦ | ચતુર્માસ, ધ્રોળમાં |
| " " ૧૯૬૧ ચૈત્ર સુદ ૮ | બારોટો સાથે ઝઘડો |
| " " ૧૯૬૧ | પાલીતાણામાં ચતુર્માસ |
| " " ૧૯૬૨ પ્રારંભમાં | બનારસ તરફ વિહાર |
| " " ૧૯૬૨ | કાશીમાં ચતુર્માસ |
| " " ૧૯૬૩ પ્રારંભમાં | સમેતશિખરની યાત્રાએ |
| " " ૧૯૬૩ | કલકત્તામાં ચતુર્માસ |
| " " ૧૯૬૪ | કાશીમાં " |
| " " ૧૯૬૫ | ગોધરામાં " |
| " " ૧૯૬૬ | પાલીતાણામાં " |
| " " ૧૯૬૭ | " " |
| " " ૧૯૬૮ જ્ઞાનપંચમી | યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળાનું ઉદ્દઘાટન |
| " " ૧૯૬૮ અખાત્રીજ | પાઠશાળા સાથે બોર્ડિંગ ખોલી |
| " " ૧૯૬૮ | પાલીતાણામાં ચતુર્માસ |
| " " ૧૯૬૮ જેઠ વદ ૮ | જલપ્રલયની સેવા |
| " " ૧૯૬૯ | પાલીતાણામાં ચતુર્માસ |
| " " ૧૯૭૦ | " " |
| " " ૧૯૭૦ વૈશાખ સુદ ૩ | ય. જૈ. ગુરુકુળના સ્ટેશન સામેના મકાનનો પાયો |
| વિ. સં. ૧૯૭૧ માગશર સુદ ૧૩ | વિદ્યાર્થીઓનો મકાનપ્રવેશ |
| " " ૧૯૭૧ પોષ વદ ૮ | સ્વ. બુદ્ધિસાગરસૂરિજી સાથે ભોયણીમાં મેળાપ |
| " " ૧૯૭૧ | કેશરિયાજીની યાત્રાએ |
| " " ૧૯૭૧ | વિજયધર્મસૂરિજી સાથે મતભેદ |
| " " ૧૯૭૧ | ચતુર્માસ, પાલીતાણા |
| " " ૧૮૭૨ કાર્તિકપૂર્ણિમા | યાત્રાછૂટ અપાવી |
| " " ૧૯૭૨ માહ વદ ૧૨ | માનપત્ર |
| " " ૧૯૭૨ ફાગણ સુદ ૩ | કચ્છ તરફ વિહાર |
| " " ૧૯૭૨ ફાગણ વદ ૧૩ | બે ભવ્યોને (મુ. દર્શનવિજયજી, જ્ઞાનવિજયજીને) દીક્ષા |
| " " ૧૯૭૨ | માંગપટ કોન્ફરન્સ ભરી |
| " " ૧૯૭૨ | મંજલમાં કુસંપ દૂર કર્યો |
| " " ૧૯૭૨ | ભચ્ચાઉમાં સંગ્રહણીનો વ્યાધિ |
| " " ૧૯૭૨ | માળિયાનરેશને પ્રતિબોધ |
| " " ૧૯૭૨ | અંજારમાં ચોમાસુ |
| " " ૧૯૭૩ પોષ સુદ ૬ | પંદર વર્ષે વતનમાં–પત્રીમાં |
| " " ૧૯૭૩ ફાગણ વદ ૫ | પાલીતાણામાં આવી સંસ્થાને સ્થિર કરી |
| " " ૧૯૭૩ ચૈત્રી પૂનમ | વિજયકમલસૂરિજી સાથે મેળાપ. કમિટી હસ્તક પાઠશાળા સોંપી તેનું નામ ગુરુકુળ રાખ્યું. |
| " " ૧૯૭૩ | પાલીતાણામાં ચતુર્માસ |
| " " ૧૯૭૩ ચતુર્માસમાં | પુનઃ પ્લેગમાં ઝપડાયા. |
| " " ૧૯૭૪ | પુનઃ કચ્છપ્રવેશ |
| " " ૧૯૭૪ | લાકડિયા નરેશ પ્રતિબોધ |
| " " ૧૯૭૪ વૈશાખ વદ ૨ | મુ. ન્યાયવિજયજીને દીક્ષા |
| " " ૧૯૭૪ આસો વદ ૧૦ | સ્વર્ગવાસ |

**વંદન હો એ પુણ્યપુરુષને, એની ઓગણીસમી સ્વર્ગારોહણ તિથિએ !**




મુનિરાજ શ્રી ચારિત્રવિજયજીએ સ્પર્શેલા વિશિષ્ઠ ક્ષેત્રો

# निवापाञ्जलिः ।

अद्य जैनाः भूरिदैन्या निरालंबं गुरूकुलं
सज्जनाः दुःखिता स्वर्गे चारित्रविजये गते ॥ १ ॥

अद्य लोकः पूर्णशोकः निराधारा धियां वराः
साक्षराश्च हतोत्साहाः चारित्रे दिवमीयुषि ॥ २ ॥

अद्य धारा दीनास्यांनां पतति नयनाश्रूणां
को निवारयति नृणां चारित्रविजये गते ॥ २ ॥

अद्य संघो गतस्तंभो फलाः शून्यफला अतः
अद्य बाला गलद्बाष्पाः श्री चारित्रे दिवं गते ॥ ४ ॥

अद्य विज्ञाः निरानंदा व्युच्छिन्नाः शिष्यवृत्तयः
छात्रा हतसहायाः द्यां गते चारित्रसद्गुरौ ॥ ५ ॥

ता. ११-११-१८ पंडित त्रिभूवनदासः ।

# સ્મરણયાત્રા



... ખીલે અહીં સ્મરણનાં ફૂલડાં સદાયે

**આ** સ્મરણયાત્રાના બધા પ્રવાસીઓ ન સાહિત્યકારો કે ન લેખકો છે. દિલની ઉર્મિએ જન્મેલાં અને સાદી કલમથી આલેખેલાં આ સ્મરણો કોઇ પણ જાતની આલંકારિક મિશ્રણતા વગરનાં જીવનધર્મને રજુ કરનારાં છે. સ્વર્ગસ્થ મુનિરાજના અનેક સહવાસી, પરિચિત તથા ભક્તો તરફથી આવા ઘણાં સંસ્મરણો મળ્યાં છે, પણ ગ્રંથમાં અત્રે તેમાંથી જૂજ રજૂ કરવામાં આવ્યાં છે. જીવનચરિત્રમાં અધુરી લાગતી કેટ-લી વિગતોની પૂર્તિ આ વિભાગ સાધે છે. જીવનચરિત્ર પછી આ સંસ્મરણાંની યાત્રા એ મહદ્ મૂર્તિનાં વિશેષ પ્રકાશમય દર્શન કરાવશે એ નિર્વિવાદ છે

## લેખસૂચિ



# એ સંતની વિચારણા

લેખક—સ. કે. વી. બાલાણી.
મુંબઇ.

❦ ❦ ❦

હું ઇસ્વીસન ૧૯૧૭ના ઓકટોબર માસમા પાલીતાણા ગયેલો ત્યારે એક પ્રકારનો કંટાળો હતો કોઇ શાન્તિદાતાની મને જરુર હતી એકદા પાટણવાળી ધર્મશાળામા ગયો પૂજ્ય શ્રી હંસરાજજીભાઇ ત્યા હતા તેમણે મારી આવશ્યકતા પરખી મને ઉપરના ભાગમા એક સેવાની ધગશવાળા સાધુ પાસે જવા સૂચના કરી હુ સીધે સીધો ઉપર ચાલ્યો ગયો જેની વિચારણા અત્રે રજૂ થાય છે, એ તેજસ્વી મૂર્તિના પ્રથમ દર્શન મને ત્યા થયા

❦ ❦ ❦

સાધુ સન્માન વિધિથી હુ તદ્દન અનભિજ્ઞ હતો પણ તેમણે જે સહાનુભૂતિથી મારી સાથે વાત કરી, જે શાન્તિ અને હમદર્દીનો પરિચય આપ્યો, એથી મને ઘણો હર્ષ થયો થોડીજવારમા મારા હૃદયમા તેમના માટે ઊંડી છાપ પડી. મે પ્રથમ જ જાણ્યું કે, તેઓશ્રી 'શ્રી ચારિત્રવિજયજી' છે, જેઓની ખ્યાતિ મુંબઇમા આજ પૂર્વે ઘણીવાર સાંભળી હતી મને જે શાન્તિ જોઇતી હતી તે તેમના તરફથી મળી તેઓશ્રી પાસે કલાકો સુધી બેસી મે કેટલીય બાબતોની વિચારણા કરી કેટલાય મુંઝવતા પ્રશ્નોના તેમની પાસેથી ખુલાસા મેળવ્યા તેમા સાત ક્ષેત્રની વિચારણા સબંધી એક દિવસ ચર્ચા ચાલેલી એ અતીવ ઉપયોગી ને તેઓશ્રીના ઉદાર સ્વભાવની દ્યોતક હોવાથી તેનો સારાંશ અત્રે રજૂ કરુ છુ. યદ્યપિ ભાષા લેખકની છે છતા ભાવ તો તેઓશ્રીના જ છે



## સાત ક્ષેત્રો

**પ્રશ્નઃ**–સાહેબ ! આપે પરમ દિવસે સાતક્ષેત્રો માટે ઉલ્લેખ કર્યો હતો, તો તેનું શું ?

**ઉત્તરઃ**–સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જ્ઞાન, જિનપ્રતિમા અને જિર્ણોદ્ધાર, સમાજના ઉદ્ધારની વિચારણા પ્રસંગે આ સાતે ક્ષેત્રો પર દૃષ્ટિપાત કરવો જોઇએ.

## શ્રાવક

**પ્રશ્નઃ**–આ વિચારણામાં શ્રાવકનું સ્થાન શું છે ?

**ઉત્તરઃ**–શ્રાવક એ સાતે ક્ષેત્રનો પાયો છે. તે ક્ષેત્ર જેટલુ મજબૂત તેટલાં સાતે વધારે સ્થિર. તીર્થંકરને જ પૂર્ણ પુરુષ માનનાર ગૃહસ્થનું પણ સંઘમાં અચળ અને અણમૂલું સ્થાન છે. શ્રાવકની વૃદ્ધિ એટલે જ જૈનધર્મનાં પ્રચાર અને પ્રભાવના.

**પ્રશ્નઃ**–આજનો જૈન તો 'કાયર' લેખાય છે. એની વૃદ્ધિથી શો લાભ ?

**ઉત્તરઃ**–જૈનધર્મ મુખ્યત્વે ક્ષત્રિયધર્મ છે. કેવળ વ્યાપારી ભાવનાવાળી પ્રજાના હાથમા આવવાથી ઉક્ત પરિણામ અનુભવાય છે. વાસ્તવિક રીતે તો ધર્મને નીચું જોવરાવે એવો માંયકાંગલો જૈનશ્રાવક ન હોઇ શકે ! જે દેવ–ગુરુ–સંઘ અને મંદિરની રક્ષા કરી શકે, સંતોષી, સ્વાશ્રયી અને દાની હોય એ જ શ્રાવક કહેવાય. તેમ જ વ્યાપારમાં શ્રાવકો અગ્રપદે હોવાનું કહેવા માત્ર છે. આંતર જીવન ઉકેલીએ તો જબરો ઘસારો અનુભવાય છે. તે દરદની દવા તો કરવી જ જોઇએ. વ્યવહાર ચલાવવામાં પણ અસમર્થ ગૃહસ્થ, ધર્મ જાણવાની પણ નિવૃત્તિ કયાંથી મેળવી શકે ! આટલી નિવૃત્તિ મેળવી શકે તેટલો તે સાધન સંપન્ન હોવો જોઇએ. શીદાતા જૈન કુટુમ્બોને ભ્રાતૃભાવે પોષે, જૈનેતરોને દાનાદિ ગુણથી આકર્ષે, જૈનધર્મપ્રેમી બનાવે તેવો સમૃદ્ધ જોઇએ. જૈન દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ને ભાવના પરિણામનો દર્શી, અર્હંત પ્રવચનનો જ્ઞાતા હોવો જોઇએ.

**પ્રશ્નઃ**–એ કેમ બની શકે ?

**ઉત્તરઃ**–જૈનધર્મ વિશ્વધર્મ હતો ત્યારે શરૂમાં શાળા, દવાખાનાં અને પાંજરાપોળોથી લોકપ્રિય બન્યો. જેણે પ્રજાને જૈનત્વના ઉદાર રંગે રંગી નાખી.



તદ્દેશીય ભાષાને પણ જૈન સસ્કારથી ઓતપ્રેત કરી દરેક રીતે ક્રાન્તિ કરી આ વિશાળ ભાવના હવે ફરીવાર ખીલવવાની જરૂર છે વીરધર્મ જગદ્‌-વ્યાપી બનાવવા જૈનોએ પોતાનુ ઘડતર એ પુરાણી એરણ પર જ ઘડવાનુ છે

પ્રશ્ન –અત્યારે તો અમો દસાવીશામાથી ઊંચા આવવાના નથી પછી આ તમારો કર્મયોગ જૈનોને કેમ પચશે ?

ઉત્તર –એ બધુંય બ્રાહ્મણી સત્તાનુ ફળ છે ઓસવાળ, શ્રીમાળ, દશા, વીશા આ બધા રગડા ઝગડા ઊઠાવી ફેંકી દેવા પડશે, એ સિવાય રસ્તો જ નથી જાતિનુ અભિમાન વધી ગયુ છે ધર્મની દૃષ્ટિએ જાતિની કિમત ફૂટી બદામની નથી સ્હાય તે હો, જૈન હોય એટલે તેમા રોટી–બેટીની આપલે કરવી એ ધર્મ છે બ્રાહ્મણની કન્યા આવે–જૈની બને તો એમાય કાંઈ અનુ-ચિત નથી બ્રાહ્મણી કન્યા લાવનારને જૈનને ગુન્હેગાર માનવો એ જાતિ-ઝેરનો નશો છે સાધર્મિક સબધની મહત્તા ખ્યાલમા આવે તો આ ક્ષુદ્ર વમળો આપો આપ વીઆઈ જાય જૈનમાત્રમા જાતિનુ ઐકય સાધવું એ પણ સાધર્મિક વાત્સલ્ય જ છે

પ્રશ્ન –અમે તો એક 'નવકારશી'મા જ બધુ માનીએ છીએ

ઉત્તર –મહાનુભાવ ! એ નવકારશી–સાધર્મિક વાત્સલ્ય એ અદ્વિતીય ભક્તિ છે 'બાર ભૈયા અને તેર ચૉકા'ની વિષમ ભાવનાથી વ્યાપ્ત જગતમા ઊભેલો જૈનસમાજ આ સાત્વિક સગઠન દ્વારા પોતાના ગૌરવને સાચવી રહ્યો છે શ્રીમાળી, પોરવાડ, ઓસવાળ, હુબડ, લાડવા, ભાવસાર, દશા, વીશા વિગેરે ટૂકડામા વહેચાયેલ તથા કન્યા વ્યવહારમા છિન્નભિન્ન થઇ ગયેલ જૈનસઘ 'સાધર્મિક વાત્સલ્ય'મા એક પગતમા આવી જમે છે પૂર્વાચા-ર્યોએ આ યોજના દ્વારા જૈનોને બધુત્વની એક માળામા પરોવી રાખ્યા છે રખેને કોઇ પોતાને જુદા ન માને ! આ ભાવના ભૂસાય નહી એ સર્વથા ઇચ્છ-નીય છે આજ રીતે જૈનો સ્વરુચિ અનુસાર જૈન કુટુબોને પાળે, તપસ્વી અને વ્રતીની ભક્તિ કરે, બોર્ડિંગ ચલાવે, જૈનોને સહાય કરે, છાત્ર વૃત્તિઓ આપે, આ બધુ પણ સાધર્મીવાત્સલ્ય જ છે આ માર્ગ દરેક રીતે આદર-ણીય છે, ભક્તિનુ અમોઘ અગ છે આ ભક્તિના દૃષ્ટાતો ભરતરાજા, દડ



વીર્ય, પુણીયોશ્રાવક, કુમારપાલ રાજા, ચંદ્રાવતીના જૈનો વગેરે અનેક છે. મારા બંગાળના વિહાર દરમ્યાન હું જોઈ શક્યો છું કે, અન્ય સમાજો કેટલી પ્રગતિ સાધે છે. કાશી બનારસમાં વિદ્યાર્થીઓ માટે ૩૬૦ અન્નક્ષેત્રો છે. આર્યસમાજીઓ અનેક ગુરુકુલો ચલાવે છે. જ્યારે દાનવીર જૈનો કંઇ ન કરે ? લગ્ન, મોજમજા, કૉર્ટ, મહેફિલ, દહાડા–દફતીમાં હજારો ઉડાવાય છે. ખર્ચનો હિસાબ રહેતો નથી. જ્યારે સાધર્મિક સેવા કે જ્ઞાનવૃદ્ધિના કામોમાં મૂઠી બીડવામાં આવે છે. આ અધઃપાતની નિશાની નહિ તો બીજું શું ? અત્યારે તો જૈનોની એ જ ફરજ છે કે ગામોગામ ગુરુકુળો, બોર્ડિંગો, જ્ઞાનાલયો ખોલી દેવાં જોઈએ. જ્યાં ભાવી જૈન સંતાનોને વ્યવહારિક, ધાર્મિક જ્ઞાન પૂરતી રીતે મળે ! આજ પરમ સાધર્મિક ભકિત છે. જૈન નોકર રહે તો જૈનમાં રહે. અને નોકર રાખે તો જૈનને પ્રથમ પસંદ કરે. ગરીબ જૈનોને પ્રથમ પસંદ કરે. ગરીબ જૈનને સહાય આપી પગભર બનાવી જૈન વિદ્યાર્થીઓને મદદ કરે. વિદ્યાલયોને સંગીન કરે. આ દરેક સાધર્મિક પૂજાનાં જ અંગો છે.

**પ્રશ્ન**–મીલ માલિકો માટે સાધર્મિક વાત્સલ્યની આ ઉમદા તક ન ગણાય ?

**ઉત્તર**—પંદર કર્માદાનનો પૈસો સારા ખાતામાં મુશ્કેલીથી જ વપરાય છે. એ તો ભાગ્યશાળીઓ જ કરી શકે. બાકી આ કાર્ય કંઇ અમુક માટે જ નથી. પ્રત્યેક જૈન કોઇ ને કોઈ રીતે સાધર્મિક ભક્તિ કરી શકે છે. એકંદરે 'સાધર્મિક એ જ મારો સાચો બંધુ છે. મારા ધનનો એ પરમાર્થથી ભાગીદાર છે.' આવી ઉદાત્ત ભાવના ઉઠવી જોઇએ. આ કોટીનો જૈન શ્રાવક એ ભાવ જૈન છે. તે ત્યાગી બને તો પણ શાસનની અધિકાધિક પ્રભાવના કરી શકે છે.

## શ્રાવિકા ક્ષેત્ર

**પ્રશ્ન**–સાત ક્ષેત્રોમાં સ્રી સમાજનું સ્થાન કયાં છે?

**ઉત્તર**–સાતે ક્ષેત્રોમાં સ્રી (શ્રાવિકા) સમાજનું સ્થાન બીજું છે. પણ માતા તરીકે તેનું મહત્વ વધુ છે. સજ્ઞાન ધર્મિણી માતાનું સંતાન ધર્મધોરી બની શકે. અજ્ઞાન સ્ત્રીનો પુત્ર અવિવેકી કે ધર્મરહિત બને એ સહજ છે. શ્રાવક એ પુરુષ પ્રધાન છે. જ્યારે શ્રાવિકા માટે વિશેષતા એ છે કે, શ્રાવકના બાલજીવનનું ઘડતર શ્રાવિકાને આધીન છે. મતલબ કે બાલકનો ઉછેર માતા અને ભગિની કરે છે.



સાધર્મિક વાત્સલ્યમા તો જેટલો શ્રાવકનો હક છે, તેટલો જ શ્રાવિકાનો છે સાત ક્ષેત્રોની રક્ષામા શ્રાવક શ્રાવિકા સમાન ભાગીદાર છે જૈન સ્રીને આદર્શ શ્રાવિકા બનાવવા માટે કન્યા પાઠશાળા, શ્રાવિકા-શ્રમ, વિધવાશ્રમોનો પ્રબધ કરવો જોઇએ તેઓને ઉન્માર્ગથી રોકી સયમ શીલની મક્કમતા તથા જીવન નિર્વાહ માટે નિર્દોષ ઉદ્યોગ વિભાગ પણ અનિવાર્ય છે સ્રી જાતિ પ્રમાદી ન બને, ધર્મ વિધિમા વિવેક પૂર્વક રસ લે તથા કૌટુમ્બિક સગઠનમા સૂત્રધાર બની રહે આવી કેળવણી બહુ ઉપયોગી છે આવી માતાઓ દ્વારા જૈન રત્નો પાકવા સુલભ છે

શ્રાવિકાને જ્ઞાન આપવુ, ધર્મના શુદ્ધ સાત્વિક અને દૃઢ સસ્કારો આપવા, સ્વાશ્રયી બનાવવી એ ઉદ્ધારવાદીઓની આવશ્યક ફરજ છે

## સાધુ ક્ષેત્ર

**પ્રશ્ન**–આ ઊદ્ધારના યત્નમા જૈન સાધુનુ શુ સ્થાન છે ?

**ઉત્તર**–જૈનશાસનની જડ સાધુ છે તેના પોષણમા સાતે અગોનુ પોષણ છે સાધુ સસ્થા જેટલી ઉન્નત એટલું સમાજ જીવન ઉન્નત જૈન મુનિ સિવા-યનો સાધુ પ્રાચીન આર્ય સસ્કૃતિને ભાગ્યે જ વફાદાર રહેલ છે જૈન સાધુ એટલે ત્યાગ છે, જ્ઞાન છે, ઐક્ય છે, વ્યવસ્થા છે જૈન સાધુ ન રહે તો ઉન્નત જૈનશાસન પણ ન રહે

દરેક દેશમાથી સાધુ વધારવા જોઇએ, જેથી પોતાના દેશના હવા પાણીમા નીરોગી રહી ત્યા જૈન ધર્મનો પ્રચાર કરી શકે આમ કરવા માટે એક વાર પ્રતિકુલ હવા–પાણીના દુખો સહીને પણ વિહારનુ ક્ષેત્ર વિશાળ કરવુ જોઇએ એટલે એવી રચનાત્મક પદ્ધતિ સ્વીકારવી જોઇએ કે પ્રત્યેક દેશમા સાધુ સ્થિતિ રહે

**પ્રશ્ન**–દીક્ષા માટે આપ શું ધારો છો ?

**ઉત્તર**–દીક્ષા માટે દરેક વય ઈષ્ટ છે ખાનદાની કુટુમ્બના યુવાન નબીરાઓ વૈભવોને તિલાજલી આપી સાધુમાર્ગ સ્વીકાર કરે તો તેઓ આત્મકલ્યાણ સાથે શાસનનો ઉદ્યોત કરી શકે છે પ્રભાવક બની શકે છે અવિકારી બાલજીવન, ચારિત્ર, અભ્યાસ, બુદ્ધિ વિકાસ, કુલીનતા આ બધા પ્રભાવક



દશાનાં લક્ષણો છે.પરંતુ ધર્મની નિંદા થાય, તેને નુકશાન પહોંચે તેવી પદ્ધતિ અનિષ્ટ છે.

**પ્રશ્નઃ**–સાધુઓની જ્ઞાન પ્રાપ્તિ માટે આપ શું ધારો છો ?

**ઉત્તરઃ**–જ્ઞાનના માટે તો ગુરુકુળ પદ્ધતિ અગત્યની છે. કોઇ સંઘાડો એવો ન હોવો જોઈએ કે જેમાં દરેક વિષયના પારંગત મુનિ ન હોય.

**પ્રશ્નઃ**–સાધુ ભાષણ આપી શકે ? ગુરુકુળનો ઉપદેશ આપી શકે ?

**ઉત્તરઃ**–ઉપદેશશૈલીમાં વકતૃત્વકળાને ખાસ સ્થાન આપવું જોઇએ. ધર્મ પ્રચાર માટે એ કળા ખાસ જરુરની છે. પહેલાના જન આચાર્યો રાજસભામાં કશાય ઠાઠ વગર જઇને ઉભા રહેતા. પ્રતિબોધ દેતા, રાજા પ્રજાને જૈન બનાવતા અને પછી પૂજાતા. ઉભા રહીને ધર્મોપદેશ આપવો તે જૈન સાધુ માટે અનુચિત નથી. સાધર્મિક વાત્સલ્યની અનુપૂર્તિમાં ગુરુકુળો, બોર્ડિંગોને સંગીન બનાવવાનો ઉપદેશ જરુરી છે. જેમ જૈન સાધુ પાટ પર બેસી સંઘભક્તિ, મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા, પાંજરાપોળ આદિનો ઉપદેશ આપે છે. તેમ એ દરેક શુભ કાર્યોના કારણ રૂપ જ્ઞાન સંસ્થાનો ઉપદેશ આપે એ પણ જરુરી છે.

મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી વાચક સાફ લખે છે કે–ભગવાને સમાજને કુમાર્ગથી રોકવા અને ન્યાયશીલ બનાવવા કળાનો ઉપદેશ કર્યો. મતલબ કે ભગવાને કળાઓ દેખાડી. કેશી ગણધરે પ્રદેશીરાજને **પ્રિય** રહેવા સુચવ્યું. શ્રી રત્નપ્રભસૂરિએ ઓસવાળ વંશ સ્થાપ્યો. આ રીતે અધર્મની ધસી પડવાની ભેખડે જઇ ચઢેલા જૈનોને બચાવી લેવા રક્ષણના દોર બાંધવા જ જોઇએ. તો ગામે ગામ ગુરુકુળો, સ્કુલો, બોર્ડીંગો સ્થાપી તેની વ્યવસ્થા અનુભવી ધર્મજ્ઞોને સુપ્રત કરવી જોઇએ. સાધુઓ ઉપદેશ મારફત આવી સંસ્થાઓ ખોલી ધર્મના ઉદ્ધારમાં મહત્વનો ફાળો આપી શકે છે.

જૈન ઉપદેશકાર સીદાતા ક્ષેત્રના પોષણમાં પાછો કેમ હઠે ! પ્રત્યેક શ્રાવકને ગુરુદ્વારા **સાધર્મિકબંધુ** એ રહસ્યનું સાચુ જ્ઞાન મળવું જોઇએ. આ બાબતમાં જૈનોની અજ્ઞાનતા તે ઉપદેશની ભૂલને આભારી છે. જે જૈન સાધર્મિક બંધુને ઓળખી શકયો નથી તે વસ્તુતઃ પરમાર્થ જ્ઞાનથી દૂર ઉભો છે.



પ્રશ્ન –આપ નવા જૈનો વધારવામા શુ માનો છો ?

ઉત્તર –પ્રથમ તો જૈનોમા ચાલતા જાતિ પાતિના ભેદો તોડી ફોડી એક થવું નવા બનતા જૈન કુટુબોને પોતાનામા દાખલ કરી દેવા જોઇએ પ્રાચીન જૈન આચાર્યોએ ક્ષત્રિઓને જૈન બનાવ્યા તે દરેકને તે અરમાના જૈનોએ પોતાની સાથે મેળવી દીધા છે આ દરેક કામો મુનિવર્યોના ઉપદેશને આધીન છે જેઓ ધારે તો એક સામ્રાજ્ય શાસન બનાવી શકે

પ્રશ્ન –અમોને પજુસણમા વખત મળે ત્યારે તમો કલ્પસૂત્ર જ વાચો એટલે અમોને આવુ બધુ જ્ઞાન કયાથી મળે ?

ઉત્તર –શ્રી કલ્પસૂત્ર એ માગલિક વાચન છે તેમા આ દરેક વિષયો આવે છે પણ જલદી જલદી વાચવાથી યા શ્રોતાની ત્રુટક હાજરીથી સમજવામા ન આવી શકે શ્રી કલ્પસૂત્ર યોગોદ્વહન કરેલ સાધુએ જ વાચવાનુ છે બીજાઓએ વાચવુ ન જ જોઇએ અયોગ્ય પુરુષ ગણધર ભગવાનની પાટ પર બેસી એ મહા મગલકારી સૂત્રને વાચવા માડે એ તો સઘને નુકશાનકારક છે શ્રમણતા અને યોગોદ્વહન એ યોગ્યતાનો અભ્યાસ છે એ પરીક્ષામા ઉત્તીર્ણ થયા સિવાય જે તે મુનિ, સાધ્વી, યતિ, ગૃહસ્થી કે વેશધારી શ્રી કલ્પસૂત્રને સભળાવવા માડે એ આજ્ઞા બાહ્ય છે તેથી શ્રી કલ્પસૂત્રનુ અપમાન થાય છે સઘને મગળ મળતું નથી, બલ્કિ અવિધિ અશાતનાનુ ફળ મળે છે શ્રી કલ્પસૂત્રના યોગોદ્વાહી મુનિ ન હોય તો પજુસણમા શ્રાદ્ધવિધિ, શ્રાવકપ્રજ્ઞપ્તિ, મહાવીરચરિત્ર, પ્રશમરતિ કે તત્વાર્થ સૂત્ર આદિ કોઈપણ ગ્રથો વાચવા જોઇએ

પ્રશ્ન –અને આ પદવીઓનો મોહ જાગ્યો છે તેનુ શુ ?

ઉત્તર –પદવીદાનમા યોગ્યાયોગ્યની પરીક્ષા ન રહેવાથી આપણી છિન્નભિન્ન દશા થઈ છે યોગોદ્વહન પૂર્વક આગમ ભણે તેને જ પન્યાસપદ સમર્પવા ઉચિત છે

હાલનો પુરુષ સૂરિપદને યોગ્ય સામર્થ્યવાળો હોતો નથી, પરિણામે પદવી નિદાય છે, તો આચાર્ય પદવી દેવાનુ સદતર લાભકારક નથી

## સાધ્વી

પ્રશ્ન –ઉપર્યુક્ત દષ્ટિએ તો સાધ્વીઓ ઘણું કરી શકે તેઓ ધારે તો નારીશિક્ષણમા સુદર સાથ આપી શકે



ઉત્તર–જરુર ! શાસનધુરાનુ અંગ છે. પરમાર્થતઃ તેનું સ્થાન બીજું છે. સામાજીક દષ્ટિએ સાધ્વી વર્ગના હાથમાં મહત્ત્વની સત્તા છે જે અવ્યવસ્થાના કારણે વેડફાઇ જાય છે. સાધ્વી વર્ગ ધારે તો કેટલેક અંશે સાધુથીયે વિશેષ શાસનપ્રભાવના કરી શકે તેમ છે. જ્યાં સૂર્ય સમાન પ્રકાશ ફેંકવો હોય ત્યાં આચાર્યો ભલે લાભ લે, પણ જ્યાં દીપિકાની જરુર છે ત્યાં તો સાધ્વી વર્ગ જ સફળ થાય. અંતઃપુરમાં પ્રવેશ, બાલિકાને ધાર્મિક જ્ઞાનદાન ઇત્યાદિ કામો સાધ્વી વિના કોણ પાર ઊતારી શકે ?

વિદુષી સાધ્વીઓ જૈન પ્રભાવકોની માતાને સુશિક્ષિત બનાવી શકે. તે માતાની નાડ સાધ્વીના હાથમાં છે. તે ધર્મ ધન્વંતરી બની માતાને નીરોગી બનાવી પુત્રમાં ધર્મબળનો વારસો ઉતારી શકે છે.

સાધ્વીવર્ગમાં સામયિક જ્ઞાન, વ્યાખ્યાન શક્તિની ખીલવણી અને પ્રવર્તિની પદ વગેરે જરુરી છે તથા સાધ્વી વર્ગને પંન્યાસની આજ્ઞાને બદલે પ્રવર્તિનીની આજ્ઞામાં દાખલ કરી દેવો જોઈએ જે પ્રવર્તિની પંન્યાસની આજ્ઞા માને.

દરેક દર્શનોમાં ત્યાગીઓ મળશે, ત્યાગિનીઓ જવલ્લે જ મળશે. આ બ્રહ્મચારિણી યોગિનીઓનો ભંડાર જૈન સમાજના ભાગ્યમાં જ નોંધાયો છે. સમાજ સાધ્વી સમુદાયને પ્રગતિવાન બનાવી તેનો લાભ લ્યે. આ રીતનો જ ભક્તિ પાઠ ભણે.

## જ્ઞાન

**પ્રશ્નઃ**–હવે જ્ઞાન માટે સંભળાવો ! ચાલુ જમાનો કેળવણીમાં જોર આપે છે. જૈનશાસ્ત્રો પણ તેને સંયુક્ત પાંચમું અંગ માને છે.

**ઉત્તરઃ**–આ કળિકાળમાં તો જિનપ્રવચન જ તીર્થંકરની ગરજ સારે છે. તેના પ્રચાર માટે ઘણું કરવાનું છે.

જે બાળક શાળામાં જઇ "એ ઇશ્વર ! તું એક છે" ભણે, તેનામાં જૈનત્વના સંસ્કારો દાખલ કરવાનું બહુ કઠીન થઇ પડે છે. તો જૈનોએ પ્રથમ શરૂઆતમાં પોતાની સ્વતંત્ર શાળાઓ જ ઊભી કરવી જોઇએ કે જ્યાં દેશ, સમાજ, વ્યવહાર અને ધર્મનું સાચું જ્ઞાન આપી શકાય.



ગુરુવર્ય તથા શિષ્યો સાથે

મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી-ભિન્ન ભિન્ન અવસ્થામાં





પાઠ્ય પુસ્તકો પણ એવા તૈયાર થાય કે જેમા નિરૂપયોગી વિષયો રદ કરવામા આવે, નૈતિક જીવન પર પ્રકાશ પાડવામા આવે અને ચાલુ અભ્યાસમા જ ધર્મતત્ત્વ મળે

જૈન શાળાઓમા પણ ચૈત્યવદન, ગુરુવદન અને સામાયિક પછી તરત તત્ત્વાર્થ, ધર્મબિદુ, નવતત્ત્વ તથા લોકપ્રકાશ વગેરેનો અભ્યાસ કરાવવો જોઇએ આથી શિશુવયમા જ જૈનત્વના દઢ સસ્કારો પડશે. દિગબરોની પેઠે આજનો વિદ્યાર્થી ૧૭ વર્ષનો થાય કે તરત તેનામા ધર્મના તત્ત્વો ભરી દેવા જોઇએ કે જેથી ગમે ત્યા જઇને પણ પોતાના તત્ત્વને ન ભૂલે-બેવફા ન બને

એ ખસુસ છે કે એકલી પાશ્ચિમાત્ય કેળવણી જડવાદની પોષક છે ધર્મના સસ્કારો વિના તે વિષ રૂપ છે તે માટે બાલ્યવયથી જ દઢ ધાર્મિક સસ્કારો આપવા જરૂરી છે પરીક્ષાના પરિણામે સ્કોલરશિપ, ઇનામ તથા પદવી, ઉત્તેજન માટે દેવાય જૈનેતરો માટે પણ નિયત જૈન ગ્રથની પરીક્ષામા ઉત્તીર્ણ થનારને યા તે તે વિષયનો નિબધ લખનારને ઈનામ આપી જૈનધર્મમા રસ લેતા કરી શકાય જૈનતત્ત્વની પરીક્ષામા ઊચા ઇનામો રખાય તેવા ઇનામો મેળવવા સેકડો ઉમેદવારો બહાર પડે ઇનામ તો અમુકને જ મળે સિવાયનાને મળેલ જૈન જ્ઞાન નકામુ જતું નથી

**પ્રશ્ન**–પૂજ્ય મુનિઓ માટે પરીક્ષા ખરી કે?

**ઉત્તર**–સાધુ સાધ્વીઓ માટે પણ આ જ રીતે પાઠ્ય પુસ્તકો પ્રમાણે જૈન વ્યાકરણ–ન્યાય–આગમની પરીક્ષાઓ રહે ઉત્તીર્ણ થએલાઓને ભૂષણ, તીર્થ ઈત્યાદિ પદવીદાન રહે અને ત્યારબાદ જ ગણીપદ વગેરેનો અધિકાર રહે

**પ્રશ્ન**–જૈન પુસ્તકો મળતા નથી આ ફરિયાદ છે તેનો શો ઉપાય છે?

**ઉત્તર**–પુસ્તકો પ્રગટ કરનારી પુસ્તક પ્રકાશિની સસ્થાઓએ પરસ્પરનો સહકાર સાધી ભાષાવાર કે વિષયવાર વિભાગો વહેચીને પુસ્તકો છપાવવા જોઇએ આમ કરવાથી એક જ પુસ્તક ફરી ફરી વાર નહીં છપાય અને કેટલાએક ગ્રથોના પ્રકાશનનો વારો આવતો જ નથી તે ગડબડ નહી થાય દરેક ગ્રથોમા જૈન ગ્રથાક રહેવો જ જોઈએ જૈન તત્ત્વના ટ્રેકટો બનાવી મીશનરી શૈલીથી



ધર્મપ્રચાર કરવો એ પણ વીસમીસદીનું આદરણીય સૂત્ર છે. લોકોપયોગી જૈન ગ્રંથોને વિવિધ ભાષામાં સંપાદન કરાવી સસ્તી કિંમતે વેચવાની પણ વ્યવસ્થા કરવી જોઈએ.

પુસ્તકો છપાય છે પણ વ્યવસ્થાની ખામી છે, જેથી જૈન સમાજને મોટા ખર્ચમાં ઉતરવું પડે છે, તેમજ અભ્યાસીઓની ન મળવાની ફરીયાદ ઉભી જ હોય છે. વ્યવસ્થિત રૂપે ભંડારો ખોલવામાં આવે તો ૩૦૦ પ્રતોથી જ કામ ચાલી જાય. તેમ સમાજને ખર્ચ ઓછો થશે અને ઇષ્ટ પુસ્તક સુલભતાથી મળી શકશે.

**પ્રશ્નઃ**–તે કઈ રીતે ?

**ઉત્તરઃ**–હિંદમાં જ્યાં જૈન વસ્તી સારા પ્રમાણમાં હોય, તેવાં પ્રસિદ્ધ શહેરોમાં (ગામોમાં) વ્યવસ્થિત રીતે જૈન જ્ઞાન ભંડારો રાખવા.

૧ મહાવીર ભંડાર (૩)–ત્રણે ફિરકાના હસ્તલિખિત–મુદ્રિત ગ્રંથોનો સંગ્રહ હોય. હસ્તલિખિત પુસ્તકની જિંદગી લાંબી હોય છે, જેથી છપાએલા પુસ્તકોથી સંતોષ માનવો નહિ. હસ્તલિખિત પ્રત્યે બેદરકાર બનવું નહીં. સાચું ધન હસ્તલિખિત ગ્રંથો જ છે, એટલે પ્રાચીન ભંડારોને જ સુરક્ષિત બનાવી તેને જ આ નામ આપવું જોઈએ.

૨ દેવર્ધિગણીભંડાર (૧૦)–હસ્તલિખિત જૈન ગ્રંથો તથા ઇતર ગ્રંથો પર વિવરણ રૂપ જૈન ગ્રંથો, જુની પ્રતિઓ પરસ્પર મેળવી શુદ્ધ કરી રાખવા.

૩ શ્રી હેમચંદ્રસૂરિ ભંડાર, (૧૦૦)–દરેક મુદ્રિત જૈન ગ્રંથો અને જૈન ધર્મની ચર્ચાવાળા જૈનેતર ગ્રંથોનો સંગ્રહ.

૪ શ્રી હીરવિજયસૂરિ, જિનદત્તસૂરિ કે આર્યરક્ષિતસૂરિ ભંડાર (૩૦૦)–ધર્મજ્ઞાન મેળવવામાં ઉપયોગી ચાલુ ભાષાના ગ્રંથો, વ્યાકરણ સાહિત્યના ગ્રંથો તથા લોકપ્રકાશ વગેરેનો સંગ્રહ.

૫ શાસ્ત્રમંજૂષા–દરેક ઉપાશ્રયમાં, દરેક મંદિરમાં–દૈનિકવિધિ, બાળ વાંચન, સ્ત્રી વાંચન, પ્રાથમિક અભ્યાસ તથા પ્રકરણ ગ્રંથોની **પેટી.**

આ રીતે અલ્પ ધનવ્યયથી ઘણાં પુસ્તકાલયો થશે. જ્ઞાનનો પ્રચાર થશે. ગામોગામ જિનાલય, ઉપાશ્રય અને પુસ્તકાલય તો હોવાં જ જોઈએ.



ઉજમણું જ્ઞાનનુ હોય છે ઘણા સાધનો એકઠા કરાય છે જ્યારે મુખ્ય જ્ઞાન તરફ કે જ્ઞાનની વૃદ્ધિ તરફ બેદરકારી હોય છે આ ભૂલથી ઉજમણું નિદાય છે સાચી રીતે જ્ઞાનની વૃદ્ધિમા કે ગ્રથોના પ્રચારમા ધનવ્યય કરવો, એ જ ઉદ્યાપનનો સાચો અર્થ છે જ્ઞાન માટે તો આ સિવાય પણ ઘણું ઘણું વિચારવા જેવું છે

## જિનબિંબ

**પ્રશ્ન**—પ્રતિમાઓ ઘણી છે એમા તો વધારો કરવાની કૈં જરુર નથી ?

**ઉત્તર**—આ સમયમા જિન–આગમ જેટલી જ જિનપ્રતિમાઓ ઉપકારક છે. પૂર્વાચાર્યોએ અનેક જિનબિબો ભરાવી મહાન ઉપકાર કર્યો છે શ્રાવક સખ્યા વધે તો તે સખ્યામા વધારો કરવાની પણ જરુર રહે હાલ તો જૈનોની સખ્યા નાની છે હજારો મૂર્તિઓ ભડાર દાખલ છે આ પરિસ્થિતિમા નવી મૂર્તિઓ ભરાવવી એ જોખમ ભરેલુ છે માત્ર પ્રતિમા બનાવીને સતોષ માનવાનો નથી પહેલા તેના પૂજકો વધારવા જોઈએ—તેમા જ અભિમાન લેવું જોઈએ

હા નવા વસેલા શહેરના જૈન વસવાટમા કે પૂજા કરનાર શ્રાવકોની વૃદ્ધિમા ભલે જિનાલય બનાવાય સિવાય તો જીર્ણોદ્ધારનુ જ ફળ લેવું

વસ્તીના પ્રમાણમા શિખરબધી મદિરને બદલે ઘરમદિરને અધિક પસદ કરવું જોઈએ ઓછી વસ્તીમા શિખરબધી મદિર શરૂ થાય છે ત્યારે ઉત્સાહ હોય છે પણ પાછળથી બહુ ખેચાવું પડે છે આવું થવાથી સઘમા વૈમનસ્ય જન્મે છે મદિર કરતા આ દરેક બાબતનો સતર્ક રહીને વિચાર કરવો ઘટે

મદિરો બનાવવાને બદલે હૈયાત મદિરોની સદ્વ્યવસ્થા કરવી એ સપૂર્ણ વિવેકદષ્ટિ છે. પૂજનારાઓ માટે મદિરો બનાવાય છે. ભાડુતી પૂજારીઓ માટે નથી બનાવાતા તો પૂજકોની સખ્યા ઉપર જ મદિરોની કે પ્રતિમાઓની સખ્યા નિર્ભર છે

**પ્રશ્ન**—બીજા ગામવાળા પૂજા વિના રહે, તો પણ અમારા ભાઈઓ મૂર્તિ આપવા જેટલા ઉદાર નથી, તો તેનુ શુ ?



ઉત્તરઃ–ખરી પૂજા કરનારા ન હોય, અશાતના થતી હોય, તો પણ બીજા ગામ-વાળાને પ્રતિમા ન આપવામાં આવે; આ ભૂલ સુધારવા જેવી છે. પ્રતિમા, મંદિર કે ઉપાશ્રય એ વસ્તુઓ કોઈ એકની માલિકીની નથી. એ ચીજો સાર્વજનિક છે. ભક્તિભાવે સદુપયોગ કરનાર કોઇ પણ જૈન તેમાં હકદાર છે. પ્રતિમાજી કે મંદિરમાં મારા તારાની બુદ્ધિ સંસારવર્ધક છે. તે છોડી વિશાળ જૈનત્વ ધરવું જોઇએ. હું પૂજા વિના કેમ રહું ? આવી અંતરંગ ભાવના ખીલવવી એ શ્રાવકની જિનભક્તિનું ખાસ અંગ છે. શ્રાવકો સ્વયં પૂજી શકે એટલાં પ્રતિમાજી રાખે ! અજ્ઞાની, અધર્મી કે ભાડુતી મનુષ્ય પાસે પૂજા કરાવવાની ભાવના રાખી નામના માટે પ્રતિમા બેસારવાં યા વધારવાં તે પ્રશંસનીય નથી.

પ્રશ્નઃ–તીર્થોમાં મંદિરો પર મંદિરો વધ્યાં જાય છે. બેસાડનાર નકરો આપી બેસારી દે, શિલાલેખ ચોડી દે, પૂજારીને ભરોસે ચાલ્યા જાય. પરંતુ પૂજારીઓ પૂરી પૂજા કરી શકતા નથી. આનું શું કરવું ?

ઉત્તરઃ–તીર્થરક્ષણ અતિ કિંમતી છે. તેમાં મંદિરોની વૃદ્ધિ કરતાં સદ્વ્યવસ્થા અને શાંતિમય વાતાવરણ પર વધારે લક્ષ્ય આપવાનું છે. વ્યવસ્થામાં જેટલી પોલ અને અવિચારી ભલમનસાઇ છે, તેનું કટુ ફળ બીજાઓ તરફથી મળે છે. એવા ભદ્રિક વ્યવસ્થાપકો ન જોઇએ. તીર્થોનો શિલાલેખી ઇતિહાસ પણ સાલવારી પ્રમાણે રાખવો જરુરી છે. યાત્રિકો ભકિતલાભ અધિક પ્રમાણમાં લ્યે તેવાં સાધનો પણ વસાવવાં જરુરી છે.

યાત્રિકોમાં પરસ્પર અનહદ પ્રેમ અને મૈત્રી જોઈએ. ધર્મશાળા કે બીજાં સાધનો માટે ઉદાર વર્તન રાખવું ઘટે. મારું તારું છોડી સમભાવે તીર્થ મહાત્મ્ય વધે તેમ કરવું જરુરી છે. તીર્થોની ધર્મશાળાનો ઉપયોગ સેનીટેરીયમ તરીકે થાય તે પાપરૂપ છે. આ પાપ ધોઇ નાખવું જોઇએ.

મંદિરની પેઢીઓમાં મુનીમો, ગુમાસ્તા વગેરે જૈન જ જોઇએ. તે માટે સાધારણ ફંડ સદ્ધર બનાવવું. સાધારણ ફંડ એ માટે જ મુકરર કરાયેલ છે. તે જૈન હશે તો વ્યવસ્થા સારી રહેશે. મંદિરની કે તીર્થની સદ્વ્યવસ્થા માટે સાધારણનો ભંડાર ભરવો એ જ ખરો ભંડાર છે.



## જીર્ણોદ્ધાર

પ્રશ્ન–જીર્ણોદ્ધારમા શુ શુ કરવાનુ છે?

ઉત્તર–ધર્મવીરોએ ધન ખર્ચી આલિશાન જિનાલયો ઊભા કર્યા છે, તેનુ રક્ષણ કરવું એ જૈનોની ફરજ છે તેમા જ સાચી જિનભક્તિ છે નવા મદિર કરતા પ્રાચીન મદિરોનો જીર્ણોદ્ધાર કરવામા આઠ ગણુ ફળ છે તો પછી નવા મદિરો કરતા જીર્ણોદ્ધારનો મહાન લાભ કા ન લેવો?

મે વિહાર દરમ્યાન બગાળ, મારવાડમા અનેક ધ્વસ્ત જિનાલયો દેખ્યા છે જેનો વિચાર કરતા આખમા આસુ આવે છે એ દુ ખદ દશ્ય તો નજરે જોનારની દૃષ્ટિમા જ યથાર્થ ખડુ થાય તેનો નહિ જોયેલાને શુ ખ્યાલ આવે કે શુ લાગી આવે? ધનનો લાભ એ સ્થાનોમા લેવા જેવો છે

ઢુઢક સાધુઓ તો જિનમદિરમા કાટા દેવરાવવામા જ ધર્મ માને છે તેઓ મદિરમા જ અડ્ડો જમાવે છે મદિરની અગાસીમા જ માતરુ પરઠવે છે મારવાડમા કે કચ્છમા આવા અત્યાચારો પૂરજોસથી ચાલી રહ્યા છે શ્વેતાબર મુનિવરો ત્યાની ઘટતી જતી મૂર્તિપૂજક જૈન વસ્તી માટે વિહારક્ષેત્ર વધારે અને તેવાઓનો સામનો કરે તો સાચા સ્વરૂપમા જીર્ણોદ્ધાર થાય

પ્રશ્ન–અમારા દેરાસરોમા કરોડોની પુજી છે, તેમાથી બીજા મદિરોને આપે તો?

ઉત્તર–૧૫ કર્માદાન સિવાયના શુદ્ધ રસ્તે દેવદ્રવ્ય વધારવુ, ભડાર ભરવો એ ઇષ્ટ છે પણ અમારો ભડાર મોટો, એમ ગણાવવા ખાતર નહિ ભડાર ગમે ત્યાનો હોય દરેક જિનાલયો તેમા સમાન હકદાર છે અહીં તીર્થંકર છે ને ત્યા પણ તીર્થંકર છે જૈનોને તીર્થંકર માત્ર પૂજનીય છે બીજા દેરાસરે પૂજા-આરતી પણ ન ઉતરતી હોય, તો અહીંનો ભડાર વધારવાથી શુ લાભ? આ પ્રકારની મમતા માત્ર સસારવર્ધક છે

ટ્રસ્ટીઓની ફરજ છે કે, મદિરના ઓચિતા ખાસ કામ માટે અમૂક પૂજી રાખી બાકીની બીજા મદિરોની વ્યવસ્થામા લગાડવી જિનભક્તિનુ આ નગ્ન સત્ય છે આ દ્રવ્ય જ ખરુ દેવદ્રવ્ય છે કોઈ પણ મદિરનુ હિત કરવું એ જ દેવદ્રવ્યનુ ફળ છે સિવાયનુ દ્રવ્ય કૃપણની લક્ષ્મી જેવુ છે, જેમા પાપના ભાગીદારો તેના ટ્રસ્ટીઓ છે



જીર્ણોદ્ધારમાં પણ પ્રાચીનતા, મજબૂતાઇ, કળા અને શિલાલેખો સાચવીને કામ લેવાનું હોય છે. ઘણા દોઢડાહ્યાઓએ મંદિરને લાભ કર્યો, પણ બીજી રીતે નુકશાની પણ કરાવી નાખી છે. શત્રુંજય પર જૂઓ ? નથી રહ્યા પ્રાચીન શિલાલેખો કે નથી રહ્યાં ઉત્કીર્ણ પ્રમાણો ! એ બધું અવિવેકી જીર્ણોદ્ધારનું પરિણામ છે. તો આ દરેક બાબતો લક્ષ્યમાં રાખી જૈન શિલ્પવિધિ પ્રમાણે ઉદ્ધાર થાય એ જ હિતકારક છે. પ્રાચીન તીર્થના ઉદ્ધાર માટે પણ આપણે પછાત છીએ. મંદિરનો ઉદ્ધાર થાય કે ન થાય, નવું તીર્થ ખોલો કે ન ખોલો, પણ પ્રાચીન તીર્થોદ્ધાર સહુથી પ્રથમ જરુરી છે. શૌરીપુર, મથુરાજી, મિથિલા, કંપિલાજી, ભદ્દિલપુર ઇત્યાદિ અનેક તીર્થભૂમિઓ વેરાન હાલતમાં છે. જોનારને આનન્દ આપે છે, પણ એ વેરાનતા હૃદયને કોતરી ખાય છે. કયાં શત્રુંજયનાં ગગનચૂંબી મંદિરો ને કયાં આ ચોતરાઓ કે ટેકરીઓ પર દેખાતા ધ્વસ્તાવશેષો; આટલું છતાં તેની પવિત્રતા જેવી ને તેવી જ છે. સદ્કમાઇનું ફળ આ સ્થાનોમાં લેવા જેવું છે. આ કામ મંદિરોના દ્રવ્યથી પણ થઇ શકે તેમ છે. એ દેવપુંજી છોડવાની ઉદારતા ટ્રસ્ટીઓના દિલમાં આવવી જોઈએ. ખરી વાત તો એ જ છે કે ત્યાં જૈનોની વસ્તી થાય કે જે તીર્થનું રક્ષણ કરે. આવા પ્રકારના ઉપદેશદાન, જ્ઞાનદાન તથા ધનદાનની અગત્ય છે.





# શ્રીમદ્‌ના આંતરજીવનમાં એક દૃષ્ટિપાત

લે શાહ ફત્તેચંદ ઝવેરભાઇ, ભાવનગર

जयति तेऽधिकं जन्मना जगत् ।

કેટલાક મહાન્ આત્માઓનુ જીવન પ્રખર તેજસ્વી સૂર્યની સાથે સરખાવાય છે કેટલાક આત્માઓની શાન્ત અને તેજસ્વી ચદ્રની સાથે સરખામણી થાય છે ત્યારે કેટલાએક આત્માઓનુ જીવન શુક્રના તારાના પ્રકાશની સાથે સરખામણીમા મૂકાય છે જીવનનુ સમગ્ર અવલોકન તપાસતા શ્રી મૂલચદજી મહારાજના જીવનને સૂર્યની ઉપમા, બાલબ્રહ્મચારી શ્રી વિજયકમલસૂરિના જીવનને ચદ્રની ઉપમા અને પ્રસ્તુત જીવનચરિત્રના નાયક શ્રી ચારિત્રવિજયજીના જીવનને શુક્રના તારકની ઉપમા આપી શકાય

શ્રીમદ્ ચારિત્રવિજયજી કે જેમનેસર્વ વિરતિ અવસ્થામા આધ્યાત્મિક વારમા તરીકે સૂર્ય અને ચદ્રના ઉભય ભાવોની ઉગ્રતા અને શાતતા મળી હતી, તેઓ ટુક વખતમા-અલ્પાયુષમા પણ અદ્દ્ભુત જીવન જીવી ગયા છે અને પોતાની ચિરજીવ યશોગાથા દ્વારા અન્ય મુનિજનોને શુભ અનુકરણનુ દૃષ્ટાત આપી ગયા છે

તેઓ શાન્તમૂર્તિ, બાલબ્રહ્મચારી અને તપસ્વી આચાર્ય શ્રી વિજયકમલ-સૂરિના પ્રશિષ્ય હતા પ્રસ્તુત વિજયકમલસૂરિ શ્રી બુટેરાયજી મહારાજના પ્રશિષ્ય તરીકે સુવિખ્યાત છે

ધર્મચદ્રજી તરીકે ઢુઢકમતની દીક્ષા લીધા પછી મૂર્તિપૂજા-ભક્તિનુ વાસ્તવિક રહસ્ય સમજાતા સવેગી પક્ષમા મળી જવું એ અસામાન્ય હૃદયબળની ખાત્રી આપે છે આ પ્રસગે પ્રચડ આત્મવીર્યનો ઉપયોગ કરવો પડે છે અનાદિ મિથ્યાત્વી આત્મા અપૂર્વકરણ વડે આત્મવીર્ય ફોરવી ગ્રથીભેદ વડે જેમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તેને જ લગતી લગભગ આ પરિસ્થિતિ ગણી શકાય પૂર્વકાલીન સ્થાનકમાર્ગી દીક્ષાગુરુઓના વિરોધનો સામનો કરીને જ પુરુષાર્થ વડે સવેગપક્ષમા



આવી શકાય છે. સત્ય વસ્તુ જ્યારે આત્મ સાક્ષીએ બલવાન બને છે; ત્યારે સત્યની જાળ તોડી ફોડી નાંખતાં આત્માને વાર લાગતી નથી.

શ્રી વિજયધર્મસૂરિના સ્નેહી અને સહાયક તરીકે બનારસ જેવા દૂરના પ્રદેશમાં વિહરી જ્ઞાનાધ્યયનની જિજ્ઞાસા તૃપ્ત કરવા સતત શ્રમ કરવો એ એમની ભદ્ર જ્ઞાનપિપાસા સૂચવે છે. ભાવચારિત્રને સ્પર્શવા પૂર્વે સ્થાનકમાર્ગી સંપ્રદાય તજી મૂર્તિપૂજન સ્વીકાર દ્વારા પ્રભુભક્તિ તરીકે દર્શન પ્રાપ્ત કર્યું; ત્યારપછી કાશીમાં વ્યાકરણ, ન્યાય અને આગમીય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ત્રણ વર્ષ સતત પ્રયત્ન કર્યો એ રીતે दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः એ સૂત્રની સાર્થકતા સિદ્ધ કરી.

પાલીતાણામાં ૧૯૬૯ ના જ્યેષ્ઠ માસમાં મધરાતે ભયંકર જલપ્રલય થયો; અનેક મકાનો પડી ગયાં; આખું ગામ જલબંબાકાર થયું; મનુષ્યો તથા પશુઓ તણાવા લાગ્યાં; તે વખતે શ્રીમદ્ ચારિત્રવિજયજીએ નિદ્રા ત્યજી વિચાર્યું કે મનુષ્ય અને પશુ સેવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો છે, તે સંપૂર્ણ શક્તિ વાપરી સાર્થક કરી લઉં. ત્યાર પછી તરતજ બોર્ડીંગના મકાનમાંથી સામેના દવાખાનાના સ્તંભો સાથે દોરડાં બાંધ્યાં. અથાગ બળ વાપરીને દરેક મનુષ્ય કે પશુઓને પકડી પકડી મકાનમાં ઉતાર્યાં અને જીવસટોસટનું સાહસ ખેડીને લગભગ ત્રણસો મનુષ્યો તેમજ તેટલા જ પશુઓને અભયદાન આપ્યું. આ દૃષ્ટાંતથી એમના આત્માનો જીવદયા ગુણ કેટલાક વિશાળ પ્રમાણમાં ખીલ્યો હશે તે સમજી શકાય છે. તે વખતે તેઓશ્રી એવા તર્કવાદ કે વિચાર પરંપરામાં નહોતા પડ્યા કે સર્વ વિરતિધર સાધુ સચિત પાણીને સ્પર્શ કરી શકે કે કેમ ? આ સાધારણ પ્રસંગમાં તો નફા તોટાનો હિસાબ કરતાં પંચેન્દ્રિય મનુષ્ય અને પશુદયા મુખ્ય હતી. અને સમયને ઓળખી તે ગુણને બરાબર ખીલવી બતાવ્યો; આ અદ્‌ભુત રોમાંચક પ્રસંગ છે. એમનો આત્મા કાંકોટીઆ શરીરમાં હોવા છતાં કેટલે દરજ્જે વિકાસ પામેલો હતો તેની આપણને અલ્પ નજરે કાંઇક ઝાંખી થઇ શકે છે.

એમના આ ઉચ્ચ સ્વાર્પણના આંદોલનોથી આકર્ષાઇ તે વખતના પાલીતાણા સ્ટેટના એડમીનીસ્ટ્રેટર મેજર સ્ટ્રોંગ સાહેબે એમના સેવાભાવને પીછાણ્યો. એમની ઉચ્ચ મનુષ્ય અને પશુદયાની પ્રશંસા કરી અને સ્ટેશન ઉપર જૈન ગુરુકુલ માટે વિશાળ પ્રમાણમાં જમીન નજીવી કિંમતે આપી અને એ રીતે પ્રત્યક્ષ સ્વરૂપ મળ્યું.







મેડીકલ ઑફીસર
ડા. પદમશીભાઈ અરજેશર

ન્યાયમૂર્તિ
શ્રીયુત નારણદાસ કાશીદાસ ગામી

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ
શ્રીયુત નાથાલાલભાઈ

પાલીતાણા રાજ્યના ત્રણ ધર્મપ્રેમી અધિકારીઓ



સંવત ૧૯૬૮માં શ્રી સિદ્ધક્ષેત્રમાં બોર્ડિંગની સ્થાપના તેમના હાથે થઇ તે માટે જે પ્રસંગ નિમિત્તભુત થયો તે પણ હૃદયદ્રાવક હતો, કચ્છમાં ભયંકર દુષ્કાળ હતો, એક ડોશો કચ્છમાંથી નીકળી પોતાના બે પુત્રો સહિત પાલીતાણે ઉદરનિર્વાહ અર્થે આવેલો ભિક્ષા માગવાથી ઉદરપૂર્તિ ન થઈ તેથી પ્રસ્તુત બન્ને બાળકોને મહારાજ શ્રી ચારિત્રવિજયજીને સોંપીને ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું, કે 'મહારાજ શ્રી ! મારા બે બાળકોને સાચવો અને તેમના જીવનનું રક્ષણ કરો ' આ સાંભળીને મહારાજજીએ બન્ને બાળકોને પોતાની પાસે લીધા અને આવા અનેક બાળકો કેળવણીનો લાભ લઈ, જીવનસાર્થકતા કરી, સ્વાવલંબનવાળા બને અને જૈનધર્મમાં સ્થિર થઈ જૈનસૃષ્ટિને અજવાળે તે ખાતર, બૉર્ડિંગની સ્થાપના શુભ મુહૂર્તે કરી એ મંગલમુહૂર્ત એવું સફલ બન્યું કે, ભવિષ્યમાં તે બૉર્ડિંગ ગુરુકુલ રૂપે બની ગઈ–પલટાઈ ગઈ જ્યાં અત્યારે લગભગ દોઢસો વિદ્યાર્થીઓ શારીરિક, માનસિક, ધાર્મિક અને તપોમય જીવનની તાલીમ લઈ રહ્યા છે અને જે સ્થળે લગભગ એક લાખ રૂપિયાના ભિન્ન ભિન્ન વિસ્તીર્ણ મકાનો ઊભા થયા છે જેમાં પ્રાર્થનામંદિર, ધ્યાનમંદિર, ભોજનાલય, વિદ્યાર્થીભુવન, સ્કૂલ વિગેરેનો સમાવેશ થાય છે, શેઠ જીવણચંદ ધરમચંદ, શેઠ ફકીરચંદ કેસરીચંદ, શેઠ લલ્લુભાઇ કરમચંદ અને ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ વગેરે તેમના સંચાલકો તરફથી ભવિષ્યની ઉન્નતિ માટે વિશેષ પ્રયાસો ચાલૂ છે

તીર્થરક્ષાના પ્રસંગમાં પણ તેમણે યથાશક્તિ બારોટના ઝગડા પ્રસંગે ભાગ ભજવી તીર્થભક્તિ પ્રદર્શિત કરી હતી અને એ દ્વારા આત્માનો વિકાસક્રમ (Evolution theory) સાધ્યો હતો

એમના બે શિષ્યો, કે જેઓ પ્રાથમિક અવસ્થામાં બૉર્ડિંગના વિદ્યાર્થીઓ હતા, તેઓ મુનિજીવનમાં તેમના શિષ્યો શ્રી દર્શનવિજયજી અને શ્રી જ્ઞાનવિજયજી તરીકે થયા પાછળથી મુનિ ન્યાયવિજયજીનો શ્રી દર્શનવિજયજીના શિષ્ય તરીકે ઉમેરો થયો આ વર્તમાન વિદ્વાન્ 'મુનિ-ત્રિપુટી' પોતાના ગુરુએ ઉછેરેલા જૈન ગુરુકુલ રૂપી કલ્પવૃક્ષને તનમનથી પલ્લવિત રાખવા સતત પ્રયાસ સેવી રહી છે એમના ગુરુની પ્રતિકૃતિની સ્થાપના દ્વારા ચારિત્રમંદિર બનાવવાની અભિલાષા રાખે છે પ્રસ્તુત ગુરુકુલની ઉન્નતિનું અહર્નિશ ચિંતન કર્યા કરે છે એટલું જ નહિ, પરંતુ તેઓ રચનાત્મક દૃષ્ટિબિન્દુવાળા (Constructive point of view)



હોઇ, પ્રસ્તુત પ્રસંગે સાધુસમાજ અને શ્રાવકસમાજમાં વધી ગયેલા કુસંપમાં ઇંધન નહિ નાખતાં, ઉલટું તે કેવી રીતે શાન્ત થાય, તે માટે 'રેડસીગ્નલવાળી' અપીલો બહાર પાડ્યે જાય છે.

શ્રીમદ્ ચારિત્રવિજયજીના સમગ્ર જીવન તરફ દૃષ્ટિપાત કરતાં, ગૃહસ્થાવાસમાં કચ્છમાંથી મુંબઇ વ્યાપાર અર્થે એઓશ્રી સાહસ કરીને ગયા. એ બાળપણથી જ તેમની હિમ્મતવાળી પ્રકૃતિનું સૂચન હતું. એટલું જ નહિ પરંતુ સ્વકુટુમ્બી ૧૭ મનુષ્યો મુંબઇમાં પ્લેગનો ભોગ થઇ મરણને શરણ થયાં. એ આઘાત પણ પ્રચંડ હૃદયબળ વડે સહન કરી, સંસારનાં બંધનોને લાત મારી મોહની જંજીર તોડી દીક્ષિત થયા. તેમને પણ પ્લેગ થયેલો; પરંતુ ચારિત્રમોહનીયના ક્ષયોપશમનો ઉદય ભવિષ્યમાં નિયત હતો; જેથી બચ્યા અને વૈરાગ્યરંગથી રંગિત થયા.

એમનો જીવનપલટો આકસ્મિક ન હતો; પરંતુ હૃદયના વૈરાગ્યરંગથી વાસિત થયો હતો. એમનું હૃદય ઊંડા ઉતરીને અવલોકવું એ મારી શક્તિની બહારનો વિષય છે. છતાં તેઓની મૂક શાસનસેવા, જીવદયા વિગેરે તપાસતાં એમના હૃદયની વિશાળતાનો અચ્છો ખ્યાલ આવી શકે છે.

Life is service, life is sacrifice અર્થાત્ જીવન એ સેવન છે. જીવન એ સ્વાર્પણ છે. એ ઉક્તિને તેઓશ્રીએ સાર્થક કરી બતાવી છે. બાકી જેની પ્રાપ્તિમાં મનુષ્ય પોતાના જીવનની સફળતા અને કૃતાર્થતા સમજતો હોય, તથા જેની અપ્રાપ્તિ કરતાં પણ પ્રાણાર્પણ વધારે ઇષ્ટ ગણતો હોય તે તેના જીવનની ભાવના (Ideal) થઇ કહેવાય. એ ન્યાયે એમનું ટૂંકું પણ આધ્યાત્મિક દૃષ્ટિએ ઉચ્ચ જીવન વ્યતીત થયું છે. એમણે સર્વ-વિરતિ જીવનનું ઉચ્ચ સાફલ્ય પોતાની શક્તિઓના શ્રેષ્ઠ વ્યયમાં સાધ્યું છે, નહિં કે પોતાની કીર્તિ અથવા અન્યના દોષો શોધવામાં.

એમની સાથેના વ્યક્તિ તરીકેના સામાન્ય પરિચયમાં હું આવ્યો હતો. એમનું શાસ્ત્રીય જ્ઞાન કેવું અને કેટલું હતું તે અનુભવગમ્ય થયું નથી. એમણે લેખો અથવા વિદ્વતાથી ભરેલાં પુસ્તકો લખ્યાં નથી. પરંતુ બુદ્ધિ કરતાં હૃદય ચડિયાતું છે, એ એમણે ચારિત્ર જીવનમાં પ્રગટ રીતે બતાવી આપ્યું છે. સેવાને પોતાની આધ્યાત્મિક ફરજ સમજી (Inspired by the spiritual sense of duty) કટોકટીના પ્રસંગે મનુષ્ય અને પશુદયા એ એમના અહિંસામય શુદ્ધ કર્તવ્ય



પરાયણ જીવનની પીછાન કરાવે છે વિદ્યાર્થીઓના કલ્યાણ સંબંધમાં એમની ભાવના એવી જ્વલંત હતી કે ઉગતા બાળકોનું ધાર્મિક જીવન ઉન્નત કરવા માટે એમને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણીની જરુર છે એ એમણે અમલમાં મૂકીને કરી બતાવ્યું છે એમના વાવેલા બીજમાંથી ફળો તૈયાર થાય તે પૂર્વે તેઓશ્રીનો આત્મા સં ૧૯૭૪ માં લગભગ ૩૪ વર્ષની વયે ટૂંકું પણ ઉન્નત જીવન પૂરું કરી આ સ્થુલ દેહમાંથી ચાલ્યો ગયો, એમનો અમર આત્મા સાધુજીવનને ઉચિત પંડિતમૃત્યુ વડે શુભભાવનાના બળને સાથે લઇને દેવગતિમાં ગયેલ જ હશે, એમ માનવા આપણુને એમના જીવનકળાના રંગો પ્રેરે છે ઉદાત્ત, વિશાળ અને કલ્યાણકારી ભાવનાભર્યું એમનું ચારિત્રમય જીવન અન્યને દૃષ્ટાન્ત રૂપ હોઇ પોતાની સૌમ્ય પ્રભાથી વિરાજિત અને ચિરસ્મરણીય થઇ ગયેલું છે અને जयति तेऽधिकं जन्मना जगत् એ ઉક્તિ સાર્થક કરી રહેલું છે અસ્તુ

વિ સં. ૧૯૮૮, આશ્વિન. પૂર્ણિમા





# જીવનના ચમકાર અને ચમત્કાર

લેખકઃ—માસ્તર ઉમેદચંદ અમીચંદ, જેસર.

દરેક સામર્થ્યશાળી આત્મા માટે ઘણે ભાગે બને છે તેમ, તેમની પાછળ એક ચમત્કારની દુનિયા ઊભી થાય છે. સામર્થ્ય હોય ત્યાં ચમત્કાર હોય જ, એવી એકાન્ત વ્યાપ્તિ ન હોવા છતાં, સસારના ઘણા જીવો આ ચમત્કારમાં જ સામર્થ્ય નિહાળવાના રસિયા હોય છે, અને તે જ કારણે આજ સુધીમાં આવી દંતકથાઓ લોકસાહિત્ય કે લોકકથાઓને નામે એકઠી કરી સંગ્રહવામાં આવી છે. ઇતિહાસના પૃષ્ઠો પર ન આવેલી, અંતેવાસી કે અતિ પરિચય ધરાવતા માનવીઓના ભોળાં હૈયાંઓમાં સંઘરાયેલી આ દંતકથાઓ પણ કેટલીક વાર ઇતિહાસ જેટલી જ આધારભૂત બને છે.

આ ચમત્કારની દુનિયાનો ઉદ્‌ભવ જીવનના અજબ એવા ચમકારામાંથી જ જન્મે છે. અને એ જ ખાતર ચમકાર અને ચમત્કારને એક જ પ્રકરણમાં સામેલ રાખવામાં આવે છે. ન લેખક કે ન ગ્રંથકાર, એવા ભક્ત હૃદયને હાથે ચીતરાયેલ આ પ્રસંગો પાઠકોને જરુર એ મહાપુરુષની વધુ પીછાન કરાવવા મદદગાર નીવડશે. સંપાદક

---

ગુરુ મહારાજશ્રીને ઉ. યશોવિજયજી મહારાજશ્રી ઉપર અટલ શ્રદ્ધા હતી અને દરેક સંકટની પ્રાથમિક ચેતવણી તેમના તરફથી મળતી, તેમ તેઓ માનતા. ઘણી વાર તેઓને સ્વપ્નમાં આવી નિર્ભય રહેવાનું કહી જતા. અત્યારે પણ ગુરુકુળના કાર્યકર્તાઓને એ વિશ્વાસ છે કે ગુરુકુળને કોઇ દિવ્ય મદદ છે.

ખરેખર, તેઓશ્રીમાં શાસનસેવાની ધગશ સાથે વચનસિદ્ધિ પણ હતી. મને સાંભરે છે કે ઉક્ત સંસ્થાના મેનેજર ઝવેરચંદ માધવજી હતા તેમના લગ્ન થયાં ઘણો સમય વ્યતીત થએલ. લગભગ આઠ દસ વર્ષ થએલ. પોતાને સંતાનપ્રાપ્તિ થવાની આશા છોડેલ. એવામાં એક સમયે પોતે ( શેઠ ઓસમાન





જમાલના ) બહાદુર બીલ્ડીંગમા બગીચા તરફના એક ઓરડામા બેઠા નામું લખતા હતા ચોપડા સામા પડેલા હતા તેવામા આ મહાત્માએ એક નવ સુદર ( ગલુડિયુ ) કુતરાનુ બચ્ચુ દર્શાવી ઉક્ત મેનેજરને કહ્યુ, કે 'લે આ દીકરો ! દીકરો દીકરો શુ કરે છે જા ! એને નવરાવી ધોવરાવી સારી રીતે દૂધ પાજે, ને તેનુ પાલન કરજે ' એમ થોડોક સમય સુધી કહ્યું ત્યારબાદ પોતાને ઘેર પણ ગુરુદેવના વચનનો પ્રકાશ જણાવા લાગ્યો ને નવ માસે તેમને ઘેર પુત્રરત્ન પ્રાપ્ત થયુ અત્યારે તે જ બાળક ઉક્ત સસ્થામા અભ્યાસ કરે છે

*

વિ સ ૧૯૬૯મા બહાદુર બિલ્ડીગમા શ્રી ચ વિ જૈન પાઠશાળા સ્થાપી ત્યાર પછી તે પાઠશાળાની સ્થિતિ ડાલમડોળ થઇ ગઇ મેનેજરે સાજે આવી ગુરુજીને કહ્યુ, કે આજે સીલીકમા કઇ નથી રાત્રી વીતી ગઈ. સવારે ગુરુદેવે ઉઠતા સાથ જ કહ્યુ, કે 'ભાઈ આજેજ રૂા ૧૮૧) નુ મનીઓડર આવશે ફીકર કરીશ નહિ મનીઆરડર રવાના થઇ ચુકયુ છે' બન્યું પણ એમ જ પોસ્ટમેન આવ્યો ને કહ્યુ કે આજે રૂા ૧૮૧)નુ મનીઓરડર છે તેમ કહી રૂા ગણી આપ્યા

*

ત્યારબાદ આ સસ્થા સ્ટેશન પરના સામેના મકાનમા આવી ત્યારે પણ મે નજરે જોએલ છે કે એક વેળા આ સસ્થા નાણા પ્રકરણમા ઘણી દુ ખી સ્થિતિમા આવી અનેક કષ્ટો વેઠવા પડ્યા એક રાતી પાઈની પણ આવક નહી અને કીર્ણીદાર આવી ગુરુ મહારાજને કહે કે 'સાહેબ ! હવે આપણી સસ્થાને નામે-ખાતે કોઇ માટે તેમ નથી કોઇ ઉધારે માલ આપતું નથી, અને બજારમા રૂપીઆ બસો ચુકાવાના છે, અને લેણદારો બુમો પાડે છે એક પાઈ પણ સીલકમા નથી, બજારની લેવડદેવડના પૈસા કયાથી ચુકાવવા ?' ત્યારે મહારાજ સાહેબ તેને હીમત આપતા ને કહેતા કે "જા, ચિતા મત કર, કાલે બધુ ઠીક થઇ જશે સત્યની પ્રવૃત્તિને કદી આચ આવતી નથી' અને તે જ પ્રમાણે બન્યુ હોય

જે સમયે આ સસ્થા મુબઈ જનરલ કમીટીને હાથે સોપી, તે સમયે એમ બનેલ કે આ સસ્થાના મેનેજરને તથા પ ત્રિભુવનદાસભાઇને મુબઈ શ્રીયુત શેઠજી સાહેબ જીવણચદભાઇ ધરમચદે કમીટીના બધારણ માટે બોલાવેલ તે વખતે નવુ બધારણ ઘડતા લગભગ કાઇક સમય થએલ, ને મુબઇ



તરફથી પત્રવ્યવહાર પણ બિલકુલ નહીં. એવા સમયે બપોરના ગુરુમહારાજશ્રી બધા બાળકોની વચમાં બેઠા હતા. ત્યાં પોતે ઓચીંતા બોલ્યા કે 'છોકરાઓ આજે કમીટીનું બંધારણ ઘડાઈ જવાનો તાર આવશે.' ત્યાં બન્યુ પણ એમ. તે જ દિવસે સાંજના ચાર વાગે સમાચાર મળ્યા કે કમીટિ બંધાઇ ગઇ છે. એ સમયે સ્વપ્નમાં ખ્યાલ નહિ કે કાગળ પણ આવે !

*

ગુરુમહારાજ સ્થાનકમાર્ગીના સાધુ હતા, ત્યારે તેમને અંજારમાં એક રાત્રે સ્વપ્ન આવ્યું કે, પોતે મુંબઇમાં ગોડીજીના મંદિરમાં ગયેલ છે. ત્યાં એક વિમાન આવ્યું જેની ઉપર બેસી દેવલોકમાં ચાલ્યા ગયા. બસ, આ સ્વપ્નની રાત પૂરી થતાં જ સવારે વડીલ સાધુને સ્વપ્ન કહી સંભળાવ્યું. વડીલે ઉત્તરમાં ટાલમ-ટુલ કરી, પણ ગુરુજીએ મનમાં નક્કી કર્યું કે–આત્મ કલ્યાણ માટે જિનમૂર્તિ જરુરી છે, એટલે બીજા દિવસથી જ સ્થાનકમાર્ગી સાધુના વેશમાં જ જૈન મંદિરમાં જવા આવવા માંડ્યા. પરિણામે આત્માને સત્ય જ્ઞાન થયું. સંવેગી માર્ગનો સ્વીકાર કર્યો અને મહાન પ્રભાવિક થયા. તેમના સ્વર્ગજ્ઞાનની પ્રાપ્તિ દીપક સ્વસ્તિક વગેરે નિશાનીઓથી નિશ્ચિત છે.

વચન સિદ્ધિના તો અનેક અનુભવો થયેલ છે.

એકવાર મોરબીના જૈને આવીને કહ્યું, કે 'મહારાજ ! તનતોડ મહેનત શા માટે કરો છો, એક સાંધો ત્યાં તેર તૂટે એમ સંસ્થા કયાં ચાલવાની છે ?' ગુરુમહારાજે ઉત્તર આપ્યો કે 'મહાનુભાવ ! તને મારા શરીર માટે લાગી આવે છે, મને સંસ્થા માટે લાગી આવે છે. તું ડાયરીમાં લખી રાખજે કે આ સંસ્થાને અંશ પણ નુકશાન થવાનું નથી.' આ શબ્દોની સત્યતા આજે જગજાહેર છે.

*

વિ. સં. ૧૯૯૯ ના જેઠ માસમાં પાલીતાણામાં હોનારત થઇ. ત્યારે રાત્રે માસ્તરે ગુરુ મહારાજશ્રીને કહ્યું : 'આ બાળકોનું શું કરશો ? મકાન ધસી પડશે. બચવું પણ મુશ્કેલ છે ! ' ગુરુમહારાજે તરત જ જણાવ્યું કે એક પણ વિદ્યાર્થીને નુકશાની થવાની નથી. એની સહાય માટે પૂજ્યપાદ યશોવિજયજી ઉપાધ્યાયજી ઉભા છે બધાને ઓરડામાં સુવાડી દો.' ( આટલું હોવા છતાં વિદ્યાર્થીઓના રક્ષણ માટે સાંકળો વગેરે સગવડો તૈયાર રાખી હતી.)



*

વિ સ ૧૯૭૧ મા પાલીતાણામા પ્લેગ હતો. ગુરુમહારાજ તથા ઉક્ત સસ્થા શ્રી ટાણા મુકામે હતા ઓચીંતા ચૌદશની સવારે ઊઠીને પાલીતાણા તરફ વિહાર કર્યો મેનેજરે પુછ્યુ કે 'આમ એકીલા કયા ચાલ્યા ?' ગુરૂમહારાજે કહ્યુ કે 'પાલીતાણામા યાત્રાળુઓને હેરાનગતિ થઇ છે' એમ કહી પોતે પાલીતાણા આવ્યા અહીં તપાસ કરી તો પાલીતાણામા યાત્રિકોને યાત્રા માટે ન આવવા દેવાની નોટીસ નીકળી ચુકી હતી તેમા આ ક પેઢીના મુનીમે માત્ર પુનમે યાત્રિકોને આવવા દેવા માટે યોગ્ય મહેનત કરેલ જે નિષ્ફળ ગઈ હતી ગુરુમહારાજે અત્રે આવતા જ પોલીસ સુપ્રી નાથાલાલભાઇ તથા મેજર સ્ટ્રૉંગને મળી યાત્રિકો આવે, ગુરુકુળના મકાનમા ઉતરે, ગામમા આવ્યા સિવાય બારોબાર રસ્તેથી યાત્રા કરી ચાલ્યા જાય એવો બદોબસ્ત કરાવ્યો

*

વિ સ ૧૯૭૪ની સાલમા આસો વદી ૨ ના દિને મહારાજે અગીયાકચ્છના સઘને બોલાવ્યો અને એકત્ર કરીને કહ્યુ કે 'હવે હુ આઠ દિવસનો મહેમાન છુ તમે ગભરાશો નહિ મારા શિષ્યોને મારા ગુરુ પાસે પહોચાડી દેશો' આ સમયે મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી તથા મુ મ શ્રી જ્ઞાનવિજયજીને એન્ફલ્યુએન્ઝાનુ જોર હતું મુનિ ન્યાયવિજયજી તદુરસ્ત હતા તેમણે કહ્યું 'સાહેબ! આપને કૈ થવાનુ નથી' ગુરુમહારાજે જણાવ્યુ કે 'મહાનુભાવ! તુ બાળક છે, ન સમજે' બરાબર આસો વદ ૯ ની રાત્રે એક વાગે સ્વર્ગપ્રયાણ કર્યું

આજ આસો વદ ૯ ના સવારે ભૂજથી ડૉ દુલેરાય આવી પહોચેલ તેજ વખતે મુનિ ન્યાયવિજયજીને એપેડિક્ષ ઉપડયુ ગુરુ મહારાજે દાક્તરને કહ્યુ કે પહેલા ન્યાયવિજયજી પાસે જાઓ ત્યા જ તમોને સફળતા મળશે. ડૉકટરે શ્રી ન્યાયવિજયજી પાસે આવી શરીર તપાસી મોરફીયાનુ ઈન્જકશન આપ્યુ પછી ગુરુમહારાજ પાસે આવ્યા તેમનુ શરીર તપાસ્યુ દવા લેવા સૂચવ્યું ગુરુમહારાજે ઉત્તર આપ્યો કે 'એક દિવસ સારૂ શા માટે વિલાયતી દવાથી દેહ ભ્રષ્ટ કરુ! એ નહી બને' સઘને ગુરુમહારાજશ્રીનુ આસો વદ બીજે કહેલ વચન યાદ આવ્યુ અને દવા લેવા માટે બહુ આગ્રહ કર્યો નહિ સઘને નક્કી હતું કે આજની રાત પસાર થઈ તો કાલે ગુરુમહારાજને વિના દવાએ જ આરામ થનાર છે



આવા ઘણા ઘણા પ્રસંગો આવેલ ત્યારે મને પણ ચોક્કસ થતું કે આ મહાત્મા કોઇ અજબ ચમત્કારિક છે, નહીંતર આમ કેમ બને ? ખરેખર શુદ્ધ વૈરાગ્ય, શાસનસેવાની ધગશ, શાસન પ્રત્યે પ્રેમ અને અલૌકિક શ્રદ્ધાના બળે તેઓ મહાત્મામાં વચનસિદ્ધિનો પ્રભાવ તો હતો જ.

*

વિ. સં. ૧૯૬૮ ના ચોમાસામાં પાઠશાળા દયાળજી સુખડીયાના મકાનમાં હતી. ગુરુજી પણ ત્યાં જ હતા. એક દિવસે સાંજના પોલીસે આવી ગુરુ મહારાજને કહ્યું કે 'આપને કાલે ફોજદાર સાહેબે બોલાવ્યા છે.' ત્યારે ગુરુજીને લાગ્યું કે પાઠશાળા સંબંધીનું કંઇ કામકાજ હશે. ચાલ જઈ આવું. ત્યાં ગયા અને કહ્યું કે શું કામે મને તેડાવેલ છે ?

ફોજદારે હસીને કહ્યું:- આ તમારા જૈન છે. ફરીયાદ કરે છે કે મને મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજીએ મુઠ મારી છે.

ગુરુમહારાજે અટ્ટહાસ્ય કર્યું ને મુઠ દેખાડવા સાથે કહ્યું કે, 'અત્યારે હું તો સાધુ છું એટલે કોઇને મારવાની પ્રતિજ્ઞા છે, પણ હું જો કોઇને આ મુષ્ટિ મારું તો તમારી પાસે ફરિયાદે આવવા અગર જીવતો જ રહેવા ન પામે. આ સિવાય બીજી મુઠબુઠ કંઇ હું જાણતો નથી !

*

વિ. સં. ૧૯૬૯ માં એક ભાઇએ આવી ગુરુ મહારાજને કહ્યું કે, બાવા આ મઢુલી કેટલા દિવસ ટકશે ? ( પાઠશાળા કયાં સુધી ચાલશે ? ) ગુરુદેવે હસમુખે ચહેરે જણાવ્યું કે આ મઢુલીના પાયા શાસનપ્રેમ રૂપી સીસું રેડી પાકા કરેલ છે, અર્થાત શીસું પાયું છે. આ બાવો દેહ વ્યાપી છે ને મઢુલી બ્રહ્માંડ વ્યાપી છે. તેની સુગંધ દશેદિશામાં ફેલાશે. એ મઢુલી છે માટે અમર બનશે.'

*

ગુરુ મહારાજને વિ. સં. ૧૯૬૯ માં છગાઉની યાત્રામાં પ્રદક્ષિણા કરતાં પડી જવાથી છાતીનું દરદ લાગું પડયું હતું. દરદ ઠંડીમાં પીડા કરતું હતું. એકવાર એવી તબિયત બગડી કે ૧૦૫ ડીગ્રી તાવ આવી ગયો. ડો. પદમશી અરદેશર તથા કનૈયાલાલ ભાઇએ ત્રણ કલાક ઊભા રહી ગુરુ મહારાજશ્રીને આરામ કર્યો. ત્યારબાદ તેઓ ગુરુ મહારાજશ્રી પાસે અવારનવાર આવ્યા જ કરતા. એક વખત સ્ટેશન પરના મકાનમાં



આચાર્યવર્ય શ્રી વિજય કમલસૂરીશ્વરજીના પ્રમુખપદે વડોદરા ખાતે મળેલ તપગચ્છાધિપતિ શ્રી મૂલચંદજી મહારાજ (મુક્તિવિજયજી) ના સાધુસમુદાયના સમ્મેલન વેળાની સમૂહછબી



હું હું........મદદ બંધ કરું કે?' મહારાજશ્રી હાસ્યથી બોલ્યા: 'યાદ રાખજે! ચારિત્રને દંડો માર! ખુલ્લે શીર તારી સન્મુખ ઉભો છે તે સહન કરી લેશે. પણ સંસ્થામાં પથરા શા માટે રેડવો છો? ચારિત્રવિજય એ સહન નહીં જ કરે!' ત્યાર પછી એ ભાઈને બરાબર હૃદયમાં લાગી આવ્યું ને સંસ્થાને મદદ આપવા તરત પોતાના ભક્તજનોને તાર કર્યો ને કહેવરાવ્યું કે 'સંસ્થા સારા પાયા ઉપર ચાલે છે–વિદ્યાર્થીઓ પણ ૪૦ થી ૫૦ છે. માટે એ ખાતાને તાકીદથી મદદ ચાલુ કરી દેશો!'

*

એક વખત માળીયાનરેશે ગુરુમહારાજશ્રીને રાજમહેલે પધારવા નિમંત્રણ કર્યું. ગુરુમહારાજ સહશિષ્ય ત્યાં ગયા. પ્રથમ તો તેમણે પોતાની પૂજા દેખાડી. જેમાં જિનેશ્વરદેવનો ફોટો વગેરે હતા. પછી એક સ્થાન પર બેઠા. રાજાએ એકવાર ટીખળમાં કહ્યું, કે 'મને........ મોઢું જોવું ગમતું નથી!' ગુરુ મહારાજે કહ્યું: 'તે આર્યસમાજીના સહોદર છે એટલે સ્વામીનારાયણને તેનું મોઢું જોવું ન જ ગમે!' પછી બીજી કેટલીક વાતચીત ચાલ્યા પછી ગુરુ મહારાજ ચાલ્યા. ઉઠતાં ઉઠતાં રાજાજીએ બુદ્ધિની તીક્ષ્ણતા જોવા માટે જ ફરી એ જ ઉચ્ચાર કર્યો: 'મોઢું દીઠે ગમતું નથી.' ગુરુ મહારાજે હાસ્યથી કહ્યું કે—'મોઢું બાંધ્યું છતાંય ડુંગળીની વાસ આવતી હશે! નાસિકા શક્તિ તો તીવ્ર લાગે છે?' રાજાએ મીઠું હાસ્ય કર્યું. ગુરુ મહારાજશ્રીના ચરણે સ્પર્શ કર્યો.

*

વડાળા પાસેના ગામમાં એક જૈન હતો. જિન મૂર્તિનો કટ્ટો વિરોધી. તેને એક શ્રાવકે વેશ્યાપુત્ર કહીને બોલાવ્યો ને આ ઝઘડો ગુરુમહારાજ પાસે આવ્યો. ગુરુજીએ તે જૈનને પૂછ્યું:—'જ્ઞાતાસૂત્રમાં દ્રૌપદીએ કરેલ જિનપૂજાનો અધિકાર છે તો તે મૂર્તિ કોની હતી?' તેણે ઉત્તર આપ્યો, કે 'તે જિનની–કામદેવની.' ત્યારે કહ્યું, કે 'જિન એટલે કામદેવ અને જૈન એટલે કામદેવનો પુત્ર. વેશ્યાનો પુત્ર એ તમે તમારે મોઢે જ સ્વીકાર કરો છો તો હવે ધ્યાન રાખશો કે, જિનનો અર્થ તીર્થંકર જ કરશો કે તમોને જૈન એટલે તીર્થંકરના પુત્ર કહી સૌ બોલાવશે. બસ જાઓ તમારો કજીઓ પત્યો.'

*

સં. ૧૯૭૪ ના મહા માસમાં મહારાજશ્રી લાકડીયા ગામે પધારેલા. લાકડી-





યાના રાજા સાહેબ, ગુરુ મહારાજના વ્યાખ્યાનમા હમેશા આવતા ચૌદશે શ્રાવિકાઓએ પૂછ્યુ, કે "મહારાજ સાહેબ, સાજે મોટુ પડિક્કમણુ કરાવશો ?" ગુરુમહારાજે કહ્યું, કે 'તમને પ્રતિક્રમણ કરાવવાની અમારા ગુરુ મહારાજની આજ્ઞા નથી' શ્રાવિકાએ કહ્યુ, કે, 'પણ રોટલા તો અમારી પાસેથી લેવા છે ને !' ત્યારે ગુરુમહારાજે હાસ્યમા કહ્યુ, કે 'બહેન, રોટલી ચોપડેલી આપતી હોય તો, લુખ્ખી આપજે પણ અમારે તો ગુરુની આજ્ઞા પ્રમાણ છે' આ ગામમા ગુરુ મહારાજના ઉપદેશથી ૬૦ ઘર જૈન થયેલ છે દેરાસર થઇ રહ્યુ છે સામખીઆળીના શ્રાવકે મુનિ દર્શનવિજયજી તથા મુનિ જ્ઞાનવિજયજીની જે સ્થાનમા દીક્ષા થયેલ તે આખુ ખેતર ગોચર કરેલ છે

આવી વચનસિદ્ધિ, નિર્ભીકતા ને વિનોદભર્યા મહાત્મા મળવા દુર્લભ જ છે આ સેવાભાવી સતનો મને પૂરતો પરિચય હતો મને ખરેખર ધર્મનુ ભાન કરાવી જ્ઞાનને રસ્તે દોરનાર એજ હતા એ પૂજ્ય ગુરુદેવના જેટલા ગુણગાન કરુ, તેટલા ઓછા જ છે મહારાજશ્રીના અલૌકિક ગુણો અને ઉજ્જવળ પ્રેમ યાદ આવતા હૃદય ભરાઇ જાય છે અતમા હુ ખરા અત કરણથી પ્રાર્થું છુ, કે એ અમરઆત્માને શાતિ મળો ! તેમના ત્રણ શિષ્ય (બાલબ્રહ્મચારી ત્રિપુટી) રત્નો શ્રીમાન્ મુનિ મહારાજ દર્શનવિજયજી, જ્ઞાનવિજયજી, ન્યાયવિજયજી વગેરે શાસનસેવામા ઉજ્જવળ ફાળો આપી ગુરુવર્યના પથે ચાલી ગુરુજીની નામના વધારી રહ્યા છે, એ જાણી કયા જૈનને હૃદયમા આનદની ભરતી નહિ આવે ?





યાના રાજા સાહેબ, ગુરુ મહારાજના વ્યાખ્યાનમા હમેશા આવતા ચૌદશે શ્રાવિકાઓએ પૂછયુ, કે "મહારાજ સાહેબ, સાજે મોટુ પડિક્કમણું કરાવશો ?" ગુરુમહારાજે કહ્યું, કે 'તમને પ્રતિક્રમણ કરાવવાની અમારા ગુરુ મહારાજની આજ્ઞા નથી' શ્રાવિકાએ કહ્યુ, કે, 'પણ રોટલા તો અમારી પાસેથી લેવા છે ને !' ત્યારે ગુરુમહારાજે હાસ્યમા કહ્યુ, કે 'બહેન, રોટલી ચોપડેલી આપતી હોય તો, લુખ્ખી આપજે પણ અમારે તો ગુરુની આજ્ઞા પ્રમાણ છે' આ ગામમા ગુરુ મહારાજના ઉપદેશથી ૬૦ ઘર જૈન થયેલ છે દેરાસર થઇ રહ્યુ છે સામખીઆળીના શ્રાવકે મુનિ દર્શનવિજયજી તથા મુનિ જ્ઞાનવિજયજીની જે સ્થાનમા દીક્ષા થયેલ તે આખુ ખેતર ગોચર કરેલ છે

આવી વચનસિદ્ધિ, નિર્ભીકતા ને વિનોદભર્યા મહાત્મા મળવા દુર્લભ જ છે. આ સેવાભાવી સતનો મને પૂરતો પરિચય હતો મને ખરેખર ધર્મનુ ભાન કરાવી જ્ઞાનને રસ્તે દોરનાર એજ હતા એ પૂજ્ય ગુરુદેવના જેટલા ગુણગાન કરુ, તેટલા ઓછા જ છે મહારાજશ્રીના અલૌકિક ગુણો અને ઉજ્જવળ પ્રેમ યાદ આવતા હૃદય ભરાઇ જાય છે અતમા હુ ખરા અત કરણથી પ્રાર્થું છુ, કે એ અમરઆત્માને શાતિ મળો ! તેમના ત્રણ શિષ્ય (બાલબ્રહ્મચારી ત્રિપુટી) રત્નો શ્રીમાન્ મુનિ મહારાજ દર્શનવિજયજી, જ્ઞાનવિજયજી, ન્યાયવિજયજી વગેરે શાસનસેવામા ઉજ્જ્વળ ફાળો આપી ગુરુવર્યના પથે ચાલી ગુરુજીની નામના વધારી રહ્યા છે, એ જાણી કયા જૈનને હૃદયમા આનદની ભરતી નહિ આવે ?





# ગુરુકુળના સ્થાપક

**લેખક : શ્રીયુત ઝવેરચંદ માધવજી મોદી.**

હાલમાં પાલીતાણા સ્ટેશન ઉપર હસ્તી ધરાવતા શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળના મુળ સ્થાપક મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી 'કચ્છી' એ નામથી પ્રસિદ્ધ છે. એ મહાત્મા ચારિત્રવિજયજી (કચ્છી) મૂળચંદજી મહારાજના સંઘાડામાં આચાર્ય વિજયકમલસૂરીશ્વરજી મહારાજશ્રીના શિષ્ય જામનગરવાલા વિનયવિજયજી મહારાજશ્રીના શિષ્ય હતા. તેઓશ્રી સંવત ૧૯૬૭ ની સાલમાં પાલીતાણામાં આચાર્ય શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના સાથે ચાતુર્માસ હતા. તેમણે ચોમાસું ઉતરતાં જ્ઞાનપંચમીને દિવસે શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત–પ્રાકૃત પાઠશાળાની સ્થાપના કરી. તે જ વર્ષના ફાગણ મહિના લગભગમાં કચ્છમાંથી આવેલ એક કચ્છી ડોસો શાહ નાથાભાઇ માંડન તેના ૯–૭ વરસના બે છોકરા નામે લખમશી તથા વીરજીને લઈ પાલીતાણામાં પોતાનું ગુજરાન ચાલશે, તેમ ધારી આવેલો. કચ્છી ડોસો નાથાભાઈ પોતાના બે છોકરાને લઇ હંમેશાં ટલાટીએ યાત્રા કરવા જતો. બપોરે સૌ તલાટીમાં લાડુ જમતા આવે. સાંજના તો કોઇ કોઇ વખત જ જમવાનું બને. આજે સવારે તલાટીએ એક કે અરધો લાડુ મળે તો બીજે દિવસે સવારે એટલે કે ચોવીસ કલાકને અંતરે પાછું નજીવું જમવાનું મળે. આવી રીતે આ ડોસો તથા તેના બે બાળકો પોતાના દિવસો નિર્ગમન કરતા હતા.

ઉપરાંત તલાટીથી આવતા ગૃહસ્થોના ટપા ગામમાં આવતા હોય તેની પાસે યાચના માટે પાછળ દોડતા આવે. પાઇ પૈસા લે ને આવી રીતે થોડા દિવસ ગુજરાન ચાલ્યું.

એક વખત આવી રીતે તે ત્રણે જણ માગતા મહારાજશ્રીના જોવામાં આવ્યા. તેમના આત્માને મહાન ખેદ થયો કે જૈનનાં બચ્ચાંઓને ટપાઓની પાછળ માંગવાનો વખત........?



આવી રીતે સાઠ વરસના ડોસાને પોતાના બે બાળકો સાથે ટપાઓની પાછળ ભાગતા જોઈ આ દયાળુ અને સમાજની દાઝવાળા મહાત્માનુ હૃદય ચીરાઇ જતું હતું અને હમેશા તે જ વિચારોમા તેમનુ મન મતમ રહેતુ હતુ થોડા દિવસ 'આનુ શુ કરવુ ?' આ વિચારમા પસાર થયા બાદ, તેમને એક જ વિચાર આવ્યો, કે આ છોકરાઓને કોઈ પણ સસ્થામા દાખલ કરીએ તો ઠીક

આ વખતે હસ્તી ધરાવતુ જૈન બાલાશ્રમ પોતાની બાલ્યાવસ્થામા હતું તેમના કાર્યકર્તાઓને મહાત્માશ્રીએ કહેવરાવ્યુ, કે આ બે જૈન બાળકોને તમારા હસ્તક ચાલતા બાલાશ્રમમા દાખલ કરશો ? પણ તેમા કાઇ ન બની શકયુ મહાત્માશ્રીને ખૂબ લાગી આવ્યુ

જ્યારે આ જૈનબાળકો કયાય આશ્રય ન મેળવી શકયા ત્યારે મહાત્માજીને એક ઓર વિચાર ઉદ્ભવ્યો અને તેને તરત અમલમા મૂકયો તે એ કે—

કાશી જેવા ધામમા સેકડો અન્નક્ષેત્રો અને પાઠશાળાઓ હોય છે તો જૈનોના આ મહાન તીર્થાધિરાજમા એવી સસ્થા કા ન હોય ? પાઠશાળા તો બરાબર ચાલે છે. અને એની સાથે જ બોર્ડીગ હાઉસ હોય તો ઘણો લાભ થાય આમ વિચારી વૈશાખ સુદ ત્રીજે પાઠશાળાની સાથે બોર્ડીગની સ્થાપના કરાવી આ વખતે વિજયમોહનસૂરિજી ત્યાં જ બિરાજતા હતા મદદને માટે તેમણે કપડવણજ એક આદમીને પત્ર લખીને મોકલ્યો ત્યાથી ૨૦૦ રૂ મળ્યા સ્થાનિક આવક પણ વધવા લાગી કામ આગળ ચાલ્યુ

બાદમા શ્રી યશોવિજયજી જૈન સસ્કૃત પાઠશાળા સાથે એક અનાથાશ્રમ પણ શરૂ કર્યું આમા અલ્પબુદ્ધિના જૈન બાળકોને ઉદ્યોગ અને ધાર્મિક શિખવવામા આવતું ઉદ્યોગોમા શરૂઆતમા ફોટોગ્રાફી, નાસુ અને એવું જ રાખેલુ

બોર્ડીગની શરૂઆતમા શ્રી રણશી દેવરાજની ધર્મશાળાના ધર્મનિષ્ઠ મુનિમજી શ્રીયુત મુળજીભાઇએ પણ સારી મદદ કરેલી બોર્ડીગ સ્થપાયા પહેલા પણ મહારાજશ્રીના કહેવાથી કચ્છી ડોસા અને એના બે છોકરાને પણ પોતાને રસોડે જમાડતા હતા બોર્ડીગ સ્થપાયા પછી તો એ છોકરાઓ એમા જ રહીને ભણવા લાગ્યા

ત્યાર બાદ આ સસ્થાને પૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી આગ્રાવાલા શેઠ તેજકરણજી ચાદમલજી નહાટા તથા શેઠ લક્ષ્મીચદજી બેદ તરફથી માસિક રૂ ૩૦૦) ત્રણ વરસ સુધી મળવાનો પ્રબધ થયો



અને સંસ્થાની કાર્યવાહક સ્થાનિક કમીટીની નીમણુંક કરવામાં આવી. જેમાં શેઠ અમરચંદજી બેદ, શ્રી ચુનીલાલ કાનુની, શ્રી મોહનલાલ મગનલાલ ઝવેરી વગેરે તથા ગામના આગેવાન ગૃહસ્થોની કમીટી નીમાઇ કારોબાર ધમધોકાર ચાલવા માંડ્યો. દિવસેદિવસે આ સંસ્થાની વધારે ને વધારે પ્રગતિ થવા લાગી.

સંસ્થામાં વિદ્યાર્થીઓની સંખ્યા ૫૦ની આસપાસ થઈ ચૂકી. હવે મોટા મકાનની ખાસ જરુર પડી; કારણ કે આ વખતે ૭૫ માણસનો સમુદાય થઈ ચૂકયો હતો.આ વખતે મેનેજર તરીકે કામ કરતા પાલીતાણાના રહીશ મોદી ઝવેરચંદ માધવજી તેમ જ પંડિત શ્રી ત્રિભોવનદાસ અમરચંદ; આ બન્ને મહારાજશ્રીની બે ભૂજાઓ હતા. તેમણે વિચાર કર્યો, કે હવે આ સંસ્થાને સારામાં સારું સગવડતાવાળું મકાન જોઇએ. આ વખતે પાલીતાણામાં પન્નાલાલ બાબુની ધર્મશાળા સામે શેઠ ઓસમાન જમાલવાળું બિલ્ડીંગ બગીચા સાથે વાર્ષિક રૂા. ૧૫૦૦)ના ભાડાથી રાખવામાં આવ્યું. આ વખતે આ સંસ્થા પાસે બીલકુલ મૂડી હતી નહિ. આવા મોટા ભાડાના મકાનનું સાહસ કર્યું. તે પૂજ્ય મહારાજ સાહેબના વચનસિદ્ધિનો જ પ્રતાપ છે.

આ સંસ્થાની સ્થાપના કરતી વખતે પૂજ્ય મહારાજશ્રી ચારિત્રવિજયજીએ વચનો ઉચ્ચારેલાં : 'આ સંસ્થા ભવિષ્યમાં એક સારામાં સારી, ગુરુકુલના નામે પ્રસિદ્ધ સંસ્થા થશે.' આ આગાહી–વાણીનો પ્રભાવ, દિવસે દિવસે વધારે ને વધારે દૃષ્ટિગોચર થતો ગયો. દેખતા દેખતામાં આ સંસ્થા જૈનગુરુકુલના રૂપમાં હયાતીમાં આવી.

મહારાજશ્રીનું આત્મબળ એટલું બધું હતું, કે પોતે જે ધારે–ચીંતવે તે કરી શકતા હતા. સંસ્થાને માટે પોતે શાન્તિથી ઊંઘ પણ લેતા નહોતા. પાણીની હોનારત થયા પછી, અહીંના રાજ્યમેનેજર મેજર સ્ટ્રોંગ સાહેબ પાસેથી, તેમને ઉપદેશ કરી; આ સંસ્થા માટે સ્ટેશન ઉપર ૯૯ વર્ષના પટે માત્ર આશરે રૂા. ૨૫ ના સાલિયાણાથી જમીન મેળવી. એકસો વિદ્યાર્થીની સગવડતા થાય તેટલું સારૂં મકાન બનાવ્યું

આ વખતે માત્ર સ્થાનિક કમિટિ સાધારણ કામકાજ કરતી હતી. હવે સંસ્થાનું પાકું બંધારણ થાય તો સારું, આવા વિચારથી મહારાજશ્રીએ મુંબઈની કમિટીની નિમણુંક કરી. જેમાં નીચેના ગૃહસ્થોની નિમણુંક કરવામાં આવી.



| | |
|---|---|
| ૧ શેઠ હીરજી ઘેલાભાઇ ભણુસી [કચ્છી] | ૨ શેઠ લખમશી હીરજી મૈશરી |
| ૩ ઝવેરી મોહનલાલ મગનલાલ | ૪ શેઠ વેલસી પુનસી વકીલ |
| ૫ શા મોહનલાલ દલીચદ દેસાઇ હાઈકોર્ટ પ્લીડર | ૫ ડૉકટર (નપુનેણુસીવાળા) પુસીભાઇ હીરજી મૈશરી |

૬ મોહનલાલજી લખમીચદજી ભેદ વગેરે વગેરે

આવી રીતે મજકુર ગુરુકુળની છેલ્લી કમીટી નીચેના ગૃહસ્થોની નીમી ૧ શેઠ જીવણુચદ ધરમચદ ઝવેરી ૨ શાહ લલ્લુભાઇ કરમચદ દલાલ ૩ શેઠ કેશરીચદ ભાણુભાઈ હા શેઠ ફકીરચદભાઇ ૪ શાહ હીરાલાલ સરૂપચદ નાણુાવટી ૫ ડોકટર નાનચદ કસ્તુરચદ ૬ શાહ મોહનલાલ ખોડીદાસ વગેરે વગેરે કમીટીઓ મુબઇ ખાતેની નીમી, તેમજ ભાવનગરની શાહ ગુલાબચદ આણુદજી, શાહ વલ્લભદાસ ત્રીભોવનદાસ ગાધી, શાહ ફતેહચદભાઇ ભાઇચદ વગેરે વગેરે ગૃહસ્થોની કમીટી નીમી

પાલીતાણાની સ્થાનિક કમીટીઓની નીમણુક કરી મહારાજ શ્રી સવત ૧૯૭૩મા વિદ્યાર્થીઓ, મકાન, તેમજ સ્ટાફ વગેરે ગુરુકુળની હજારોની મીલ્કત મુબઈની કમીટીને ભળાવી કચ્છમા ગયા

કચ્છમા બે વખત ગયા અને બે વખત આવ્યા ત્રીજી વખતે કચ્છમા જઇ પાલીતાણામા એક મોટા પાયા ઉપર જૈન કળાભુવન ખોલવા માટે ઉપદેશ કરી પ્રથમ ૩૦ હજાર કોરી ખરચ કરવાની કબુલાત લીધી ચાતુર્માસ ઉતરતા અહી તરફ આવવા વિચાર થતો હતો એ અરમામા જૈનસમાજના કમનસીબે તબિયત બગડવાથી તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો

પૂજ્ય મહાત્માશ્રી ચારિત્રવિજયજી (કચ્છી) મહારાજશ્રીએ આ સસ્થાને સારામા સારી કોટીએ મૂકી જૈન સમાજની મારામા મારી સેવા બજાવી છે, એ તેમણે કરેલા પ્રયાસથી સમજી શકાય છે ખરેખર! મહારાજશ્રીએ પોતાની દરકાર કર્યો સિવાય તન-મનથી અનહદ શ્રમ ઉઠાવી આ સસ્થાને પરિપૂર્ણ કરી મુબઈના ગૃહસ્થોને સોપી છે અને આજે તેનુ ગુરુકુળ તરીકનુ નામ મશહુર છે તે સહુ કોઈ જોઇ શકે છે

———

મોદીશેરી, પાલીતાણા



# એ પુણ્યસ્મૃતિ!

લેખકઃ મુનિરાજ શ્રી હેમેન્દ્રસાગરજી

( યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીના પ્રશિષ્ય )

**સ્વ**ર્ગસ્થ મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી અને સ્વ. યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી બંને પરસ્પર જીવનકાલમાં ખૂબ જ સંકળાયેલા હતા. અધ્યાત્મદષ્ટિ સૂરિજીએ આ મુનિરાજશ્રીમાં શાસન સેવાની અપૂર્વ ધગશ અને તાકાત નિહાળ્યાં હતાં. અને એનું જ કારણ છે કે તેઓએ જીવનભર મુનિરાજશ્રીને પોતાના કરી માન્યા હતા, બને તેટલી સહાય આપી હતી અને વારંવાર માર્ગદર્શક બન્યા હતા. આજે એ સમર્થ સૂરિજી હયાત હોત તો ? આ સ્મરણો કોઇ અનેરા રૂપરંગે તેઓ આપી શકત. પણ આજે તેઓ નથી. તેમની ચિરંજીવ કીર્તિ ને સ્મૃતિ મોજુદ છે. છતાં આશ્વાસન એ વાતનું છે કે તેમના સુયોગ્ય અંતેવાસી મુનિરાજ તેમની પાસેથી ઝીલેલાં સ્મરણો આજે આપણને આપે છે. એ પણ કયાં ઓછું સદ્ભાગ્ય છે ? સંપાદક

---

**પ**રમ સેવાભાવી સ્વર્ગસ્થ મહાત્મા ચારિત્રવિજયજીનાં સંસ્મરણો અનેક વિધ તેજસ્વી રંગોથી રંગાયેલ દૃષ્ટિગોચર થાય છે. શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોના વસુ અને વગથી વિશાળ સંસારમાં ગુરુકુળોની આદિ સ્થાપના કરનાર કોઇ નિરભિમાની વીરપુરુષ હોય, તો મહાત્મા ચારિત્રવિજયજી જ દૃષ્ટિગોચર થાય છે.

જીવનભર સમાજસેવા અને શાસનપ્રેમથી જેનું રક્ત સંચાલિત થતું હોય એવા, પ્રાતઃકાલ અને સંધ્યા સમયે વિદ્યાર્થીઓને પુત્ર તુલ્ય માની જ્ઞાન એરણ પર એમના ચારિત્રનું ઘડતર કરનાર કોઈ મહાપરિશ્રમી મહાત્મા જોવાય તો સમજવું કે એ શ્રીમાન ચારિત્રવિજયજી મહારાજ છે.

એવા પરમ આદર્શ સાધુ પુરુષ માટે શું લખી શકું ?




તારુણ્ય અને તપની મૂર્તિ

મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી—સંવેગી સાધુતા સ્વીકારી તે વેળા



पुरिमचरिमाणकप्पो
मंगलं वद्धमाणतित्थम्मि
इह परिकहिया जिणगण
हराई थेरावली चरितं १

સ્વર્ગસ્થના હસ્તાક્ષરોમાં એક મંગલશ્લોક



નાની એવી વયે સંસારના સંપૂર્ણ સારાસારને એ પ્રત્યક્ષ કરે છે જ્યારે સંસારમોહના આકર્ષણો ઉભરાય એવી અવસ્થા, એવી કમાણી ને એવા સુયોગ હતા, ત્યારે તેઓ વૈરાગ્યવાસિત બને છે! એમના પરાક્રમ પાસે યમદેવનો પણ પરાજય થાય છે એ સ્થાનકમાર્ગી સાધુ બને છે

નાની વયે મુખપરથી હજી બાલ્યાવસ્થાની કુમાશ પણ પલટાઈ નહોતી, ત્યા સત્ય ધર્મના રંગે રંગાય છે પોતે ધારણ કરેલ શ્રદ્ધા ડોલવા લાગે છે એક તરફ ભય ને બીજી તરફ સાહસ, એક તરફ ધમકી ને બીજી તરફ ધૈર્ય જુધ્ધે ચઢે છે સાપ કાચળી ઉતારે એમ એ વેષ તજી સંવેગી સાધુ બને છે

વીશ વર્ષની યુવાન વયે તો એ પુરુષસિંહ કાશી તરફ વિદ્યાભ્યાસ માટે પ્રયાણ કરે છે બંગાળ–પૂર્વદેશના પુનિત તીર્થસ્થળોની યાત્રા કરી આત્મકલ્યાણ સાથે પર-કલ્યાણ કરવા ભગવાન મહાવીરનો અહિંસાનો ઝંડો લઈ એ ચોતરફ ઘૂમવા માંડે છે

અઠ્યાવીશ વર્ષની ઉમ્મરે એ મહાન શાસનસેવક સિદ્ધગિરિની પુનિત છાયામાં સમાજોદ્ધારનો મહાન યજ્ઞ આરંભે છે —ભાવિ ગુરુકુલના બીજ સરીખડી શ્રી યશો વિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા–બોર્ડીંગ સ્થાપે છે અનેક વિઘ્ન વાદળોને ભેદી, અપમાનના વિષમ પ્યાલાઓને અમૃત સમ ગણી, તેને હસતે મુખડે ગળી જઈ, આજ તુટે કે કાલ તુટે તેવા ભયંકર પ્રસંગોમા પણ મેરુની જેમ અડગ રહી જૈન શાસનના ઉદ્ધાર અર્થે એ સંસ્થાને ઉન્નતિના પંથે ચઢાવે છે જૈન સમાજને પ્રથમ ગુરુકુલ અર્પણ કરે છે બેશક ગુરુકુલના મીઠા ફળો અને તેની ઉન્નતિ જોવા તેઓશ્રી વધારે સમય જીવન્ત ન રહ્યા, પરંતુ ગુરુકુલ આટલી પ્રગતિ, ઉન્નતિ અને વિકાસ સાધી રહ્યું હોય તો એ બધો મહાત્મા શ્રી ચારિત્રવિજયજીના આત્મભોગ-નો જ પ્રતાપ છે—તેનું જ ફળ છે

પાલીતાણાના ભયંકર જલપ્રલય સમયે જેમ જેમ મેઘનું પાણી વધતું જતું હતું, તેમ તેમ શ્રીમદ્‌ના હૃદયસરમા દયાનું–કરુણાનું પુર વધતું જ જતું હતું તે સમયે અનેક નિરાધાર મનુષ્યોને અને અનાથ દીન પશુઓને બચાવી કરુણાના એ ધોધને સફલ બનાવ્યો હતો આવા નિસ્પૃહી સેવાભાવી આત્માને ત્રિકાલ વંદન હજો!

શ્રીમદ્‌ મારા ગુરુશ્રીના પરમ મિત્ર હતા કેસરિયાજીની યાત્રા કરવા સાથે ગયેલા તે વખતના ઘણા મધુર–મીઠા સ્મરણો મારા ગુરુશ્રી કહેતા આજે મારા ગુરુશ્રી હાજર હોત તો તે સ્મરણો કાવ્યમય ભાષામાં આબેહુબ આલેખી શકત



સમાજમાં અનેક કલહો આજ સુધીમાં થયા છે. તે બધામાં ચારિત્રવિજયજી મહારાજ અલગ જ રહ્યા છે. પોતાની અજબ વીજળિક શક્તિનો ઉપયોગ જૈન સંતાનોને સાચા શાસનસેવક બનાવવામાં, સમાજની–સંઘની સેવામાં જ કર્યો છે. આવા નિસ્પૃહી પરમ ત્યાગી મહાત્માઓનું સ્મરણ યુગોના યુગો સુધી અવિચલ–અખંડ રહેશે. અનેક જન્મ્યા અને આથમી ગયા–ચાલ્યા ગયા, પરંતુ શ્રી ચારિત્ર-વિજયજી મહારાજની પુણ્યસ્મૃતિ જૈનસમાજ હયાત હશે ત્યાં સુધી સદા પ્રકાશમાન રહેશે. એ અમર આત્માને અમર શાંતિ હો!

આજે જૈનશાસનમાં આવા ઉદારચરિત સાધુ પુરુષોની ઘણી જ જરુર છે. જીવનમાં શાસનસેવા એ જ મુખ્ય મંત્ર હતો, સમાજ હિતસાધના એ જ ધ્યેય હતું. કોઇ પણ જાતની ખટપટમાં પડચા સિવાય–કલહથી સદાય દૂર રહી નિસ્પૃહવૃત્તિથી, નિરભિમાનપણે, મૂકભાવે તેઓશ્રીએ જે શાસનસેવા અને સમાજ-હિત સાધ્યાં છે, એવા સેવાભાવી આત્માઓ અત્યારે પ્રગટે અને સમાજહિત સાધે, શાસન અને સંઘસેવા બજાવે તે બહુ જરુરી છે.

આનંદમય જીવન બનાવનાર જ આનંદ માણી શકે છે, તેમજ બીજાનાં આનંદમય જીવન બનાવી શકે છે. શ્રી ચારિત્રવિજયજી ઉદાર ચરિત અને બહુ આનંદી હતા. ગુરુકુલના બાળકો–વિદ્યાર્થીઓ સાથે બહુ ઉદારતાથી વર્તતા અને તેમને વિનયી, વિનીત, સદાચારી, ઉદ્યમી અને પરમ પુરુષાર્થી બનવાનો એવી સુંદર રમુજી ભાષામાં ઉપદેશ આપતા–ટકોર પણ એવી કરતા, જેથી વિદ્યાર્થી આનંદથી હસતા હસતા સમજી જતા. વળી વિદ્વાનો–પંડિતો સાથે બરાબર પંડિતાઇભરી વાતો કરી જૈન-દર્શનનું રહસ્ય સમજાવતા. બાળક સાથે બાળક જેવી વાતો કરી તત્ત્વ સમજાવતા અને પંડિત–વિદ્વાનો સાથે ગહન વિષયમાં ઉતરી તત્ત્વ સમજાવતા, ગુરુકુલમાં તમે કોઇને જુઓ, તો સમજવું કે એ ચારિત્રવિજયજી મહારાજ જ છે. એવા આત્માઓ આજે વિરલ છે. મહાત્મા શ્રી ચારિત્રવિજયજી મહારાજનાં અનેક ગુણસ્મરણો મારા ગુરુ શ્રી કહેતા. આજ એમાનાં આ બે શબ્દો રજૂ કર્યા છે.





# ગુરુકુળવાસના ઉદ્ધારકો

## લેખક મગનલાલ કપુરચદ શેઠ

પરમાત્મા મહાવીરનુ શાસન અજોડ છે જેનુ પ્રબલ કારણ તેમણે નિરૂપણ કરેલ સ્યાદ્વાદ સિદ્ધાત તથા જ્ઞાનની જાગૃતિ માટેની ગુરુકુળવાસની પ્રથા છે

પૂર્વકાળમા હજારો જૈન મહર્ષિઓ ગુરુકુળની નિશ્રામા રહી જ્ઞાનપ્રાપ્તિ અને ચારિત્રની ઉજ્જ્વળતા સાધતા હતા શ્રમણોપાસકો સિદ્ધપુત્રો પાસે જૈન તત્ત્વોનુ દોહન કરી પરમ શ્રાવક બનતા હતા આ રીતે તે કાળે-તે સમયે જૈન સમાજ ઉન્નતિને શિખરે હતો પરતુ ક્રૂર ભસ્મગ્રહ આ ઉત્કર્ષને દેખી શકયો નહી અને તેણે આ સુંદર કલ્યાણમય માર્ગમા એક પછી એક અનેક રોડા ફેકયા

શ્રી ગણેશાય નમ મા, પુષ્યમિત્ર રાજાએ જૈન તથા બૌદ્ધોને ફટકો માર્યો તેણે જગતની સન્મુખ એક જ આજ્ઞાપત્ર રજુ કર્યું કે મુનિનુ માથુ કાપી લાવનારને એક સુવર્ણ મુદ્રા ઇનામ ! આ માર એટલો ભયકર હતો કે શાતિમા ધર્મ માનનાર નિર્ગ્રંથોમા છિન્નભિન્નતા વ્યાપી ગઈ પુષ્યમિત્રે મૌર્ય-કાલીન જૈન સ્થાપત્યોનો વિનાશ કર્યો જૈન મદિરોમા વૈદિક શાળાઓ સ્થાપી

વારવાર બારબાર દુકાલી પડી, જેણે નિર્ગ્રંથોના ગુરુકુળવાસને સદાને માટે દેશવટો અપાવ્યો જૈનોના ત્રણ કાફલાઓ પડી ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણમા ચાલ્યા ગયા દક્ષિણનો જૈન નિર્ગ્રંથસમાજ ગુરુ પરપરાના જ્ઞાનથી વંચિત રહ્યો તેમા ગુરુકુળ પદ્ધતિ છુટી ગઇ જેથી તેમણે તો નક્કી કરી નાખ્યુ કે હવે શ્રમણ ભગવાન્ મહાવીરના વચનોનો સગ્રહ રહ્યો નથી

ઉત્તરીય તથા પશ્ચિમીય નિર્ગ્રંથોએ પુન ગુરુકુળ સ્થિતિને ઊભી કરી નિર્ગ્રંથ જ્ઞાનને સાચવી રાખ્યુ આ અરસામા ત્રણે સમુદાયોમા એવા સુધારા વધારા થઈ ગયેલ કે પુન શાસનનિર્માણની આવશ્યકતા લાગી અને શ્રીચદ્રસૂરિના શિષ્ય



શ્રી સમંતભદ્રસૂરિએ વનવાસ સ્વીકારી મહાન્ પ્રયત્ન કર્યો. દરેક નિર્ગ્રંથોએ તેમને અપનાવ્યા. થોડા વર્ષો સુધી ઠીક ચાલ્યું પણ તેઓના સ્વર્ગગમન બાદ પાછી પૂર્વની સ્થિતિ ઊભી થવાથી આખરે નિષ્ફળતા નિવડી, સંઘ ભેદ થયો અને શ્વેતાંબર દિગંબરની શાખાઓ નીકળી. બન્ને શાખાઓએ શ્રી સમંતભદ્રાચાર્યને ભિન્ન ભિન્ન દૃષ્ટિએ પૂજ્યા-માન્યા. બાદમાં ઉત્તરાપથ તથા પશ્ચિમ વિભાગના નિર્ગ્રંથોએ જિન આગમને લેખબદ્ધ કર્યાં.

વિક્રમની નવમી શતાબ્દીમાં વળી ધર્માંધતાનું મોજું ફરી વળ્યું. શ્રી શંકરાચાર્યે પણ રાજ્યાશ્રય નીચે જૈન મુનિઓના માનચ્છેદનું મહાત્મ્ય ગાયું. જિન પ્રતિમાઓને ફેંકી દઈ જિનભુવનમાં શિવપિંડીઓ બેસાડી. ઉપાશ્રયોમાં વેદશાળાઓ સ્થાપી. દક્ષિણમાં શિવભક્ત સુંદરપાંડ્ય રાજાએ પણ આ જ શાંકરપદ્ધતિ અખત્યાર કરી. પરિણામે જૈન સાધુઓમાં રહી સહી શક્તિ પણ નાશ પામી. ગુરુકુળ પદ્ધતિ તો તદ્દન લુપ્તપ્રાય બની ગઈ. ત્યારે જૈનાચાર્યોએ પણ સાધુઓના વિભાગ પાડી જુદા જુદા પ્રદેશો વહેંચી ધર્મસ્થિતિ ટકાવવાનો જ માત્ર મુખ્ય ઉદ્દેશ રાખ્યો. જે વિભાગો પાછળથી ૮૪ ગચ્છ તરીકે જાહેર થયા.

ક. સ. શ્રી હેમચંદ્રસૂરિજીએ જૈન જ્ઞાનને સમૃદ્ધ બનાવવા મહાન જેહમત ઉઠાવી. પણ દૈવ પ્રતિકુળ હતો. મુસ્લીમ રાજ્યના પાયા પડ્યા, જેમાં જૈન ધર્મ કે શિવધર્મ દરેકના શિર પર ખીલી ઠોકાણી. જૈનધર્મમાં વિશેષ મંથન ચાલ્યું અને મુસ્લીમ રીતભાત તથા ભાવનાથી એક નવો જૈન પંથ નીકળ્યો !

આ રીતે જૈનમાં ગુરુકુળનું કે ગુરુકુળપદ્ધતિનું નામ નિશાન ન રહ્યું કે જ્યાં શ્રમણો-શ્રમણીઓ જૈન તત્ત્વનું પાન કરી સંયમ કૃતાર્થ કરી શકે.

અંતે આ દિશામાં પૂજ્યપાદ શ્રી ચારિત્રવિજયજી મહારાજ સાહેબે દૃષ્ટિ ફેંકી. તેઓ જન્મથી કચ્છના હતા. સાહસ એ કચ્છના પાણીનું પરિપકવ ફળ છે.

એ ૨૮ વર્ષના મહર્ષિએ જૈન સમાજમાં જ્ઞાનમંદિરનાં દ્વાર ખોલ્યાં. એ સેવાભાવી મહાત્મા ગુરુકુળની ઝંખનામાં હતા, આર્યસમાજીઓની ગુરુકુળ શૈલીને અનુભવી ચૂકયા હતા. કાશીના ૩૬૦ અન્નક્ષેત્રો જોઈ આવ્યા હતા. તેઓને લાગ્યું કેઃ-પાંચમા આરાના વિષમ અંધકારમાં જિનાગમ અને જિનબિંબ એ બે જ પ્રકાશમય જ્યોતિઓ છે. પરમ પવિત્રભૂમિ સિદ્ધક્ષેત્રમાં એક પ્રકાશ જાજ્વલ્યમાન છે. બીજો પ્રકાશ કાં નહીં ? પાલીતાણા એ સિદ્ધક્ષેત્ર છે તે જ્ઞાનતીર્થ પણ કેમ ન બને ?



ઇતર સમાજવાળાએ કાશીને મદિરોથી અને પાઠશાળાઓથી સમૃદ્ધ બનાવી છે તેમ જૈનો સિધ્ધાચળજીને જિનાલયો સાથે જ્ઞાનાલયોથી સમૃદ્ધ કા ન બનાવે? દાની જૈનકોમને એ કઇ મુશ્કેલ નથી

બસ! આ જ ભાવનાના ફળરૂપે એ પૂજ્ય મહર્ષિએ સ ૧૯૬૮ની જ્ઞાન જયતીમા ગુરુકુળનુ બીજ વાવ્યુ ટુક મુદતમા તેને ચારિત્ર જૈન ગુરુકુળ તરીકે જાહેર કર્યું અને અતે શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ નામ આપી પોતાની ભાવનાને મૂર્તરૂપ આપ્યુ

તે પુણ્યશ્લોક મહાત્મા આજે હૈયાત નથી પણ તેમની આ જ્વલત કીર્તિ આપણી સન્મુખ ઊભી છે

તેઓએ શિશુવયમા પોતાની જન્મભૂમિમા વેરાન પ્રદેશમા એક વડ રોપ્યો, જે અત્યારે અનેક જીવોને શાતિપ્રદાન કરી રહ્યો છે, તેમ જ આ જ્ઞાનવૃક્ષ પણ સમૃધ્ધ બની સમાજને ઉન્નતિના પથ તરફ ધપાવી રહ્યુ છે તેઓની ઉત્પાદકકળા કોઇ અજબ હતી મારી યાદ પ્રમાણે જૈનસમાજની સામાજિક ધાર્મિક જાહેર સસ્થાઓમા સૌથી પ્રાચીન "જૈન ગુરુકુળ"જ છે અને એ રીતે શ્રી ચારિત્રવિજયજીને આધુનિક ગુરુકુળવાસની પ્રથાને સજીવન કરનાર પ્રથમ જૈન શ્રમણ કહી શકીએ

તેઓશ્રી અનેકવાર ફરમાવતા હતા કે આવી જ્ઞાનસસ્થાઓ સાધર્મિક વાત્સલ્યનુ જ અગ છે સાધર્મિક વાત્સલ્ય, પ્રભાવના, પારણા, અતર વારણા, તપસ્વી ભક્તિ, આયબીલ તપ, સેવા, સઘભક્તિ, જીવદયા વિગેરેમા દાતાઓની ફળ-દર્શક બુદ્ધિ હોય છે, પણ તેઓ ખાઇને તેનો શુ ઉપયોગ કરશે એ સર્વથા જોવાનુ હોતુ નથી આ જ રીતે આ સસ્થાઓમા જ્ઞાનપ્રાપ્તિ, દર્શનશુદ્ધિ, ધર્મતત્ત્વવૃદ્ધિ ઇત્યાદિ મુખ્ય ઉદ્દેશો હોય છે તેથી પૂજ્યશ્રીએ આ જ્ઞાન પરબ ખોલીને શાસનના ઉદ્ધારમા અમૂલો ફાળો આપ્યો છે

જો કે તેમા હાલ શ્રમણોપાસકો માટે જ જ્ઞાનપ્રાપ્તિના સાધનો છે પણ સમાજ દુરદેશી બતલાવી તેના કાર્યવાહકોને ઉત્સાહિત કરી સેકડો જૈન સાધુઓ તથા સાધ્વીઓ જ્યા આવી જ્ઞાનપાન કરી શકે એવું ગુરુકુળ બનાવી ૨૦૦૦ વર્ષના પ્રાચીન વાતાવરણને પુન પ્રકટાવે તો પૂજ્ય મુનિશ્રીની ભાવનાને ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ન્યાય આપ્યો મનાય શાસનદેવ દરેકને એ અતુલ શક્તિ અર્પે!



# એ પ્રભુતાની પ્રતિમા

લેખક: શ્રીયુત માધવલાલ નાગરદાસ દાકતર, સાણંદ.

એ સાધુ મહાત્માની ઉંમર બહુ નાની હતી, છતાંય બહુ ઉદાર હતા. તે યુવાન હતા, છતાંય સાગરસમ ગંભીર હતા. નેત્રકમલો વિશાલ અને દૃઢતા સૂચક હતાં, છતાંય તેમનું હૃદય પુષ્પથી પણ વધુ કોમળ હતું. બહારથી જોનારને બદામનાં છીલકા સમાન કઠોર ભાસતા એ સાધુપુરુષ, પરિચિતોને બદામના મીંજ જેવા મીઠા અને મૃદુ હતા. ખરે જ સાચી સાધુતા અને સંયમનો સુંદર સંગમ તેમનામાં જોવાતો. અહિંસા અને સત્યના તેઓ અખંડ પૂજારી હતા. શત્રુ અને મિત્રને સમાનભાવે સત્કારતું–સન્માનતું ઉદારદિલ હતું. શાસનોદ્ધારની પરમ તમન્ના હતી. વીરનો એક પણ અનુયાયી દીન, દુઃખી કે અનાથ ન રહે તે જોવા તેમનું હૃદય અને નેત્રો તલસતાં હતાં. અખંડ બ્રહ્મચર્યનું તેજ તેમના મુખમંડળ ઉપર તરવરતું હતું. તેમનામાં શાસનનું સૂત્ર ચલાવવાની અપૂર્વ શક્તિ હતી; છતાંય શાસનસેવક–સિપાઈ હોવામાં જ તેઓ ગૌરવ માનતા. ઉષઃકાલીન અપૂર્વ તાજગી અને તનમનાટ તેમના જીવનમાં હતો, છતાં સ્વચ્છંદતા કે ચંચળતા ન હતી! પ્રથમ દર્શને જ પ્રેક્ષકને આકર્ષે તેવાં લોહચુંબક સમ તેમનાં નેત્રો હતાં.

હું એ દયામૂર્તિ સાધુપુરુષના પ્રથમ દર્શને જ આકર્ષાયો અને તેમના ઉદાર હૃદયમાં એક પૂજારી તરીકે સ્થાન પામ્યો. ખરેખર તેઓ મારા પૂજ્યપાદ હતા. પૂજ્યપાદને લાયક હતા, છતાંય તેમણે પૂજકને–પૂજનને કદીયે શાસનનું સ્વરૂપ નથી આપ્યું: પ્રેમભાવે હિતોપદેશ, સ્નેહભાવે મીઠાં સૂચનો અને બોધપાઠો આપ્યા છે. તેઓ વિદ્વત્તામાં બૃહસ્પતિ ન હતા છતાં તેમની વાણીમાં અપૂર્વ જાદુ ભર્યું હતું એમ કહું તો ચાલે! જ્યારે જ્યારે તેઓ વિદ્યાર્થીઓને ઉપદેશ આપવા



બેસતા, ત્યારે જાણે તેઓ ઉપદેશક નહિ પરતુ વિદ્યાર્થીઓમાના જ એક હોય તેમ વિદ્યાર્થીઓનુ હૃદય રજુ કરતા ઉપદેશ સાભળી ભલભલા ઉદ્દડ વિદ્યાર્થીઓ પણ શાત થઇ જતા, અશ્રુ પાડતા અને બીજે દિવસે વિનયી બની જતા જોવાયા છે તેમની વાણીમા એવી અપૂર્વ શક્તિ-તાકાત હતી કે, ચમડી તુટે પણ દમડી ન છુટે એવા કૃપણશિરોમણી સદ્ગૃહસ્થો ( ? ) પાસેથી ગુરુકુલ માટે વસુનો વરસાદ વરસાવતા ઘણાને યાદ છે ગમે તેવા ક્રુરમા ક્રુર શિકારીને, માસાહારીને જુએ કે તેઓશ્રીના હૃદયમા કરુણાનો ધોધ વહે અને તેની પાસે જઇ તેને શિકાર ને માસાહાર આજીવન છોડાવી દેતા અનેક રજપુતો અને ઠાકોરો, અગ્રેજો અને પારસી કે મુસલમાન અધિકારીઓને તથા પૂર્વદેશના અનેક બગાળીબાબુઓને એમણે મૃદુ વાણીથી નિરામીષાહારી બનાવ્યા છે

તેમણે દિગ્ગજ પડિતોની સભામા વાદવિવાદ નથી ચલાવ્યો, છતાય જ્યારે જ્યારે પ્રસગ આવ્યો છે, ત્યારે શુ આર્યસમાજી કે શું મીશનરી, શું સનાતની કે શુ મુલ્લાજી, દરેકની સાથે સમભાવે ચર્ચા કરી જૈન દર્શનના મૂલભૂત તત્ત્વો-હાર્દ સમજાવી જૈન દર્શનના અવિરોધી બનાવી, તેમાના કઇકને જૈન દર્શનના અનુરાગી બનાવ્યા છે તેમણે પોતાના ચિરજીવી યશસ્વી કાર્યોના બણગા નથી ફુકાવ્યા, તેમણે દેશ વિદેશમા પોતાનો યશોદુદુભી નથી વગડાવ્યો, છતા તેમના શાસનોપયોગી અને સમાજોપયોગી શુભ કાર્યો આજે પણ મૌનભાવે યશોગાથા ગાઇ રહેલ છે તેઓશ્રીએ નિરાડબરપણે, નિસ્વાર્થભાવે, મૂકપણે તનમનથી શાસન સેવા બજાવી છે

ખરેખર તેમનામા ઉદાર મહાનુભાવતા, અપૂર્વ સાધુતા અને સુદર જ્ઞાનશીલતા એ ત્રિવેણીનો સુદર સગમ થયો હતો એ ત્રિવેણી સગમ જોઇ ભક્તિભાવે હૃદય અને મસ્તક અવનત થઈ તેમના ચરણારવિદમા ઝુકે છે તે મહાત્માનુ નામ છે— સ્વર્ગસ્થ મહાત્મા શ્રી ચારિત્રવિજયજી મહારાજ

એક સુભાગી પળે મારી અને તેમની મુલાકાત થઈ અને આજીવન હુ ભક્તિભાવે તેઓશ્રીના પ્રેમસૂત્રમા બધાયો જેમ સાગરમા મીઠો મહેરામણ પ્રાપ્ત થાય તેમ મને તેઓશ્રીના પરિચયથી લાભ થયો થોડા દિવસોનો સત્સગ



હજીયે મને નિરંતર યાદ આવે છે. તેમનું ધૈર્ય, પવિત્રતા અને પરિશ્રમશીલતા આદિ ગુણો ખાસ ગ્રાહ્ય હતા. તેઓશ્રી સાધુ હતા એટલે જ તેમના તરફ આકર્ષાયો અને પ્રેમરજ્જુથી બંધાયો એમ ન હતું; પરંતુ તેઓશ્રીની અપૂર્વ સાધુતા, શીલ, સંયમ, શાસનઉદ્ધારની ધગશ, ઉદાર હૃદયભાવના, સ્યાદ્વાદનો વિજય ડંકો વગડાવવાની તમન્ના અને નિરાડંબરી જ્ઞાન, જે મહાન્ ગુણો તે મહાત્માને સદાય જીવંત રાખશે, આવા અનેક ગુણોથી હું તેઓશ્રી પ્રત્યે આકર્ષાયો હતો. એ મીઠા સત્સંગનાં સ્મરણો જીવનમાં પુનઃ પુનઃ મળે એમ મારા હૃદયની ભાવના સદાય જાગૃત રહે છે. સમાજ સાચે જ ભાગ્યશાળી છે કે મુનિરાજશ્રી ચારિત્રવિજયજી જેવા યથાનામા તથાગુણા મહાત્મા તેની સામાજિક અને ધાર્મિક ઉન્નતિના સુકાની–નેતા બન્યા હતા.

## જ.....ય.....ન્તી ગી.....ત

### ( રાગ–ભૈરવી લાવણી )

ચારિત્રવિજય મુનિની સેવા, સાચા જૈનો નિત્ય સ્મરે;
ગુરૂકુલ કલ્પતરૂને પેખી, ગુરૂ ગુણ ગાઇ ઉરમાં ઠરે. ચારિત્ર ૧

"મુનિ નથી હું છું સંઘસેવક" એ વચનો વદતા નિત્યે;
ઋણી સંઘનો સમજી મનમાં, ગુરૂકુળ કાજે મથતા પ્રીતે. ચારિત્ર ૨

પત્થર કે ઇંટોના અણુઓ, એક અવાજે એમ કહે;
અમર આત્મા એ ગુરૂવરનો, અમ અંતરમાં નિત્ય રહે. ચારિત્ર ૩

સેવાના રંગે રંગાઇ, મસ્ત બનીને એ ભમતા;
"મારૂં ગુરૂકુલ એનો હું છું," માની મનમાં દુઃખ ખમતા. ચારિત્ર ૪

"સીપાઇ છું પ્રભુ મહાવીરનો" એમ મુખે નિત ઉચરતા;
ઉત્સાહ, સાહસ, ધીરજ ગુણથી, વિઘ્ન વિલોકી નવ ડરતા. ચારિત્ર ૫

કચ્છી પાણી છાનું ન રહે, કિમ્મત છે એ પાણીની;
પાણી વિના કિમ્મત કો ન કરે, અસિ, મોતી, નર, વાણીની. ચારિત્ર ૬

કચ્છી જૈનો કેમ વિસારે, એ બહાદુર કચ્છી નરને;
સેવાથી શોભાવ્યું જીવન, નમન કરો એ નરવરને. ચારિત્ર ૭

સ્મારક સમજી ગુરૂકુળને, સહાય કરો સદ્‌ભાવ ધરી;
આ યુગના મુનિઓ એ પંથે, તારી સંઘને જશે તરી. ચારિત્ર ૮

ભાવી સંઘ નિર્માણ કરોને, તન ને મનના રોગ હરી;
તનમનના બહાદુર બનાવો, શિવ કહે વરશો શિવસુંદરી. ચારિત્ર ૯

**શાહ શિવજી દેવસિંહ, મઢડાઆશ્રમવાળા.**



# સાચા સમાજસુધારક

લેખક યતિશિષ્ય છગનલાલજી, આબેડી ( કચ્છ ).

આપણે ઘણીવાર જોઇએ છીએ તેમ, મોટા ગગનચૂમ્બી પહાડો નાની નાની બદુકો કે થોડાશા દારૂના ભડાકાઓથી નથી ખળભળતા મુશળધાર વર્ષા આવો કે દાવાનળ પ્રગટો, કોદાળાના ઘા કરો કે ઘણના, નાની એવી કાકરીઓ ખરવા સિવાય તેના પર કઇ સ્થાયી અસર થતી નથી એને ઉડાવી દેવા માટે ધરતીક પના આચકાઓ જોઇએ છે, જલપ્રલયના ધમસાણની જરુર છે, જબરદસ્ત સુરગોના ધડાકા જ તેને ખળભળાવી શકે છે

સમાજ સુધારાનુ કામ પણ કઈ અશે આવુ જ છે રૂઢિરૂપી મોટા પહાડો એ માટી—પત્થરના પહાડો કરતા વધુ અવિચલિત ઊભા હોય છે અને કદી કદી ધર્મનુ રક્ષણ પામી એ પહાડો અનાદિ સ્થિર બને છે એની એક પણ કાકરી ખેરવવાનુ સાહસ કરનાર ધર્મદ્રોહીનુ બિરુદ મેળવે છે ! તેને ઉખેડવા જનાર કઇક અસ્તવ્યસ્ત થઇ ગયા છે, જેનુ નામોનિશાન પણ નથી રહ્યુ પરન્તુ જેઓએ બેધડક બહાદૂરીથી આગળ આવી એમા વજ્રહૃદયે સુરગો મૂકી છે એ સમાજ સુધારાના ક્ષેત્રમા અમર બની ગયા છે

આવું જ રચનાત્મક કાર્ય કરનાર એક સુધારક કોઈ સુભાગી પળે કચ્છને આગણે ઉતરે છે તેનુ શુભ નામ શ્રી ચારિત્રવિજયજી ( કચ્છી ) તેમની ભાષામા દર્દ છે, અવાજમા ગભીર ગર્જનાઓ છે, દિલમા સમાજહિતની તમન્ના છે તેમના એક એક વાકયની પાછળ સામાજિક રૂઢિઓના કિલ્લા હચમચાવી મૂકે તેવી સુરગો છે અપૂર્વ તન-મનાટ ભર્યો દેહમા બ્રહ્મચર્યના તેજ કિરણો ફૂટી રહ્યા છે છતા કયાય ઉચ્છેદક કે વિનાશક પદ્ધતિને લગારે અવકાશ નથી

કચ્છની ધર્મ ને કર્મના ક્ષેત્રની કાયરતા તેમના દયાપૂર્ણ હૃદયને વલોવી નાખે છે કચ્છની આ અજ્ઞાનતા, આ હીનતા, આ નાયકાગલાપણુ તેમની જિહ્વાને ખૂબ કડક બનાવે છે કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, મરણ પાછળના લખલૂટ ખર્ચો, લગ્નના મિથ્યા આડબરી ખર્ચાઓ સમાજજીવનને કોરી ખાતા તેઓ જુએ છે કેટલેક સ્થળે



મહાજનના નેતાઓ પાંજરાપોળ, દેવદ્રવ્ય ને સાધારણ દ્રવ્ય; ત્રણે દ્રવ્યોનો ખીચડો કરી બેઠા છે. ન હિસાબ, ન સુવ્યવસ્થા! ન જૈન યુવાનો ભણે છે ન ગણે છે. નાની ઊમરે ખેતી પર જાય કે દુકાને બેસે! ધર્મની વાતો તો ક્યાંથી પાસે આવે!

કચ્છના વાગડ, કંઠી ને માંગપટ પ્રદેશની આ સ્થિતિ હતી. આપસમાં કુસંપ દેવતાની ઉપાસના જોરમાં હતી. આમાં કેટલાક સ્થા૦ સાધુઓ વધુ ઉમેરો કરતા હતા. મહારાજશ્રીએ આ સ્થિતિ સામે યુદ્ધ આદર્યું. પ્રથમ શિકારપુરમાં ગર્જના કરી. અહીંથી આખા કચ્છને આંચકા આપવા શરૂ કર્યા. એ ગર્જનાનો રવ જ્યાં જ્યાં સભળાયો ત્યાં ત્યાં કબુતરખાનામાં ફફડાટ થાય તેમ ફફડાટ થઈ રહ્યો. 'આ તે વળી કોણ આપણું નિદ્રાસુખ હરી લેવા આવ્યો છે? એ તો ચાલતું હશે તેમ ચાલ્યું જશે!'

છતાં જાગૃતિના પણ પૂજારીઓ હતા. વાંઢીયા, જંગી, સમખીયાળી વગેરે ગામોએ મહારાજશ્રીને આમંત્ર્યા. તેમણે ધીરે ધીરે અજ્ઞાનનિદ્રાનું સુખ તોડવા પ્રાથમિક ભૂમિકાઓ તૈયાર કરી. એક એક પાઠશાળાની સ્થાપના શરુ કરી. વ્યાખ્યાનમાં શાસ્ત્રના ખોટા અને સાચા અર્થોની મીમાંસા શરુ કરી.

આગળ ધપ્યે જ ગયા. દુધઈ, આધોઇ, ધમણુકા, આંબરડી, ભચ્ચાઉ આદિ ગામોમાં તેમના ઉપદેશે અજબ અસર કરી. સમાજ સુધારાનાં મૂળ અહીં નાખ્યાં. પાઠશાળાઓ સ્થાપન કરી. બાળલગ્ન અને વૃદ્ધલગ્નના પ્રતિબંધ કર્યા. મૃત્યુભોજનને અટકાવ્યાં. ધર્માદાખાતાને સ્વચ્છ કર્યાં. ચોપડા ચોકખા કર્યા. ઉપરાત સંપ સ્થાપન કર્યો. મહાજનના અગ્રેસરો પાઠશાળા સ્થાપન કરવા માટે તેમ જ બીજા સુધારા માટે તૈયાર હતા. પણ મંદિરોના વહીવટ માટે–તેના દ્રવ્ય માટે ચર્ચા કરવા તૈયાર નહોતા. તેઓ મહારાજશ્રીની ખુશામત કરતા ને ખાનગીમાં હાથ જોડી કહેતાઃ 'બાપજી! જ્ઞાનશાળા, પાઠશાળા સિવાય બીજી વાત આપ ન છેડશો.' કોઇ મુખી પટેલ પગે પડી વિનવતો: 'બાપજી! કન્યાવિક્રય, બાળલગ્ન બંધ કરવાનું કહો છો તે બહુ સારું છે, પરંતુ ધર્માદા ખાતામાં– પૈસાની બાબતમાં આપ માથું ન મારો! આપ તો ત્યાગી છો. આ દ્રવ્યની વાતો છે. અમે બધું બરાબર કરી લઇશું.'

મહારાજશ્રી એક જ જવાબ આપતા. 'ચોપડા ચોકખા કરો! નીતિનું ખાવા ઇચ્છો, હવે જાગો, સવાર થઈ સમજી અંધારાની વાતો ભૂલી જાઓ!'

મહારાજશ્રીનું કથન બધાયને સાચું લાગતું. ઘણા ગામોમા પાઠશાળા સ્થપાણી. ઘણાને કન્યાવિક્રય, બાળલગ્ન અને વૃદ્ધલગ્ન કરવાની બાધાઓ કરાવી અને



ઘણા ગામોના ધર્માદા ખાતા ચોકખા કરાવ્યા કેટલાય સ્થાનોના જ્ઞાનભંડારો કે જેમા ઊધેઇ અને કીડાઓ પાનાઓ કોરી ખાતા હતા, કેટલાય મહત્ત્વના પુસ્તકો કચરામા પડ્યા હતા અને કેટલાય ગ્રથોના પાના આપસમા ચીપકી જઇ ગ્રથરત્નને બરબાદ કરી રહ્યા હતા, તે બધાને સૂર્યનો પ્રકાશ બતાવી, તેનુ લીસ્ટ કરાવી ઉત્તમ પ્રબધ કરાવ્યો

કચ્છમા ઓસવાલ જ્ઞાતિમા ઘણા ખેતી કરે છે, તેમને પણ ઉપદેશ આપી ધર્મકાર્યમા જોડ્યા નિરતર પ્રભુદર્શન, સામાયિક કરવા, અભક્ષ્ય-ભક્ષણ તથા રાત્રિભોજનનો ત્યાગ, ખેતીમા પણ ઉપયોગ રાખવા સાથે બીજા જીવોનો સહાર ન થાય, કોઇ જીવને મારી ન નાખવો, બીજાની ગજીઓ તથા ઉકરડા આદિ ન બાળવા વગેરેનો ઉપદેશ આપી, તેમને સન્માર્ગે દોર્યા

અનુક્રમે મહારાજશ્રી જ્ઞાનદીપિકા લઇ માગપટમા પધાર્યા અહીં સાધુઓ તો ક્વચિત જ આવતા આ પ્રદેશમા અજ્ઞાનતાના થરો બાઝી ગયેલા હતા કુસપ રાક્ષસે પોતાનો અડ્ડો જમાવ્યો હતો ઘેરઘેર હોળી સળગતી હતી અરે! એક મજલની જ વાત કરુ: સગી માના જણ્યા બે ભાઇ લડ્યા-ખૂબ લડ્યા બન્નેના ઘેર સેકડો વીઘા જમીન હતી-ખેતરો હતા બન્નેના પક્ષમા ત્યાના મોટા મોટા રાજપુત્રો-ઠાકોરો હતા બન્ને ભાઇ પોતપોતાના પક્ષના વિજય માટે હજારો રૂપિયાનો ધુમાડો કરી રહ્યા હતા અને છેવટે એકબીજાના ગળા કેરવાની તૈયારીમા હતા નવયુગના આ સુધારક સાધુપુરુષના પગલા ત્યા થયા ઉપદેશનો ધોધ વરસાવ્યો બન્ને ભાઇઓએ તે સાભળ્યો મહારાજશ્રીની વૈરાગ્યરાગિની સુધાસ્યદિની દેશનાએ તેમના હૃદય ભીજવ્યા એક દિવસ એ પાષાણહૃદય બનેલા ભાઈઓ પોતાની ભૂલથી ગળગળા થઇ ગયા એકાન્તમા ગુરુમહારાજના ચરણે હાથ રાખી, અશ્રુ સારતા બોલ્યા 'ગુરુદેવ, હવે હદ થઈ એવા પાપો કર્યા છે, કે કયે ભવે છૂટશુ આપ જે કરો તે અમને મજૂર છે' પછી મહારાજશ્રીએ બહારગામના પચને બોલાવરાવી, તટસ્થભાવે ચૂકાદો અપાવ્યો બન્ને ભાઇઓએ પ્રેમથી બાથ ભીડી સ્વામીવાત્સલ્યમા ભેગા જમ્યા આખા ગામને જમાડ્યુ અને કોર્ટમા થતો હજારો રૂપિયાનો ધુમાડો બચાવ્યો

માગપટનો ચોખરો ભેગો કરાવી ત્યા કોન્ફરન્સ ભરાવી અનેક કુરૂઢિઓના કિલ્લા નીચે સુરગ પુરાવી તેને જમીનદોસ્ત કર્યો. પાઠશાળાઓ સ્થાપવાની પ્રતિજ્ઞાઓ કરાવી કચ્છને આગળે એક સુંદર ગુરુકુલની યોજના રજુ કરી યશોમુક્તિ





જૈન ગુરુકુલની રચના, કાર્યક્રમ અને ફંડની યોજના રજુ થઈ ને મંજુર થઈ. નવીન યુગનાં પનોતાં પગલાં સૌએ વધાવ્યાં

મહારાજશ્રીએ આ કોન્ફરન્સમાં બહુ જ વિચારશીલ. ગંભીર અને વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપી જનતાને ખૂબ આકર્ષિત કરી. આરંભેલું કાર્ય પૂર્ણ કરવા આગ્રહ કર્યો. આરંભશૂરા ન બનવા સમજાવ્યા. આખા ચોકઠામાં આનંદ આનંદ પ્રવર્ત્યો. બધે જ્ઞાનદીપકની આભા પ્રસરી.

કચ્છની જૈન સમાજમાં જાગૃતિનાં પુર આણનાર, નવયુગનાં દર્શન કરાવનાર, જ્ઞાનદીપકની જ્યોતિ પ્રગટાવનાર, રૂઢિરૂપી ઇન્ધન માટે ગાનયજ્ઞ આરંભનાર, મંત્રદષ્ટા, પ્રકાશના પુરોહિત મુનિજી એ પછી થોડું જીવ્યા. છતા આજે એમના આદેશો કચ્છમાં ગાજ્યા કરે છે.

ધન્ય છે એ પરમયોગી, મહાન શાસનસેવક, નિઃસ્વાર્થ ભાવે ભૂતલમાં વિચરી જૈનતત્ત્વની વિજય પતાકા ફરકાવનાર, શાંત, ધીર, વીર અને ગંભીર યથાર્થનામા શ્રી ચારિત્રવિજયજી મહાત્માને !





# જળપ્રલય

લેખક શ્રીયુત અમીચંદ માસ્તર, બેંગલોર

એમ ૧૯૬૯ના જેઠ વદી આઠમની અંધારી રાત હતી મધ્યા સમય- થીજ આકાશમા વાદળો ચઢ્યા હતા પ્રલયકાળનો ભયંકર મેઘ વરસી રહ્યો હતો અર્ધી રાત વીતી ગયા છતા ચંદ્રમા કે તારાગણ કાઇ દેખાતું ન હતું આકાશપટમા ચોતરફ અંધકારના પહાડના પહાડ ખડકાયા હોય તેમ ભયંકર ઘનઘોર વાદળો ઉપરા ઉપરી છવાઈ ગયા હતા ચોતરફ નાખી નજર પડતી ન હતી કડાકા કરતી વીજળીઓ અને ભયંકર ગર્જના સાથે મેઘરાજાની સવારી આવી પહોચી હતી ટૂંક સમયમા પૃથ્વી ઉપર પાણી પાણી કરી મૂક્યુ જાણે માનવી- ઓના પાપ પુંજને પોકારતો હોય તેમ મહામેઘ ભયંકર ગર્જના સાથે વરસવા લાગ્યો પ્રલયકાળ નજીક જ આવ્યો હોય તેમ જળ અને સ્થળ એકાકાર જળમય બની ગયા તેમા વળી દુકાળમા અધિક માસની જેમ સુસવાટા કરતો પવન ફુંકાવા લાગ્યો મ્હોટી મહેલાતો કંપવા લાગી પહાડોના પહાડોને પણ તોડી નાખે તેવા જોસથી પાણીનો ધોધ વહેવા લાગ્યો

અનેક મકાનો જમીનદોસ્ત થયા ઝુપડાઓના ભૂક્કા થઇ ગયા, અને મોટા મોટા વૃક્ષો કડાક કરાડ કરતા મૂળમાથી ઉખડી ભૂમિગત થઇ ગયા અનેક સુપુત્ર માનવીઓ પાણીમા તણાવા લાગ્યા ભાંભરડા પાડતા ઢોરો ભડકાવા લાગ્યા નાના બાળકો, નાના વાછરડાઓ તથા અન્ય પશુપક્ષીઓના હૃદયભેદક કરુણ પોકારો સામે જાણે મેઘરાજા અટ્ટહાસ્ય કરતો હોય તેમ, પુન પુન ગર્જના સાથે કડાકા બંધ વરસવા લાગ્યો વીજળીઓ થવાથી એ કરુણ પોકારો તેમા વિલીન થઇ જતા હતા એ મેઘરાજાની ગર્જનાઓ તેમજ મનુષ્ય તથા ઢોરોના હૃદય વિદારક પોકા રોએ એવું રૌદ્ર-ભયંકર રૂપ લીધુ હતુ કે જેનુ વર્ણન આ જડ લેખિની કેટલુ કરી શકે?

જીવનની આશાએ તણાતા એ માનવીઓ અને ઢોરો પોતાના પોકારો નિષ્ફળ થતા જોઈ નિરાશાના ઓળાના પ્રત્યક્ષ દર્શન કરી મૃત્યુના મુખમા જવાની





તૈયારી કરી રહ્યાં હતાં શરીરમાંથી ચૈતન્ય ઘટતું હતું; નાડીઓ શિથિલ થતી જતી હતી. હૃદયના ધબકારા બંધ પડવાની અણી પર હતા. બસ જીવનદીપક આમ જ બુઝાઇ જશે ? કોઈ માનો જાણ્યો વીરપુરુષ અમને નહિ બચાવે ?

આ વખતે એક ૨૮ વર્ષનો, મજબૂત બાંધાનો, બ્રહ્મચારી, દયામૂર્તિ જૈનસાધુ પોતાના કમરામાંથી બહાર આવી, મૂશળધાર વરસાદ અને ઘોર અંધકારને ભેદતી તીક્ષ્ણ નજરે પરિસ્થિતિ નીહાળી રહેલ હતો. તેના હૃદયમાં એકદમ દયાનો સાગર ઉપડ્યો. અંદરથી અંતર આત્માએ અવાજ કર્યો: 'ઊઠ! તું શું જૂવે છે? એકેન્દ્રિય જીવોના રક્ષણ માટે દયામૂર્તિ ભગવાન્ મહાવીરનો ઝંડો લઈ ફરે છે અને આ પંચેન્દ્રિય જીવોના રક્ષણ માટે તું કેમ વિચાર કરે છે? ડર શાનો છે? જીવનનો? નાના જીવોને અભય આપનાર અભય જ બને છે–સદાય અમર રહે છે. ઊઠ! કાંઇક કરી લે! આ અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો છે. લાભ લઇ લે! તારી સાધુતા, તારો સંયમ અને તારું પાંડિત્ય દીપે, જેબ આપે તેવી રીતે વીર્ય ફોરવ! ભગવાન્ મહાવીરનો ઉપદેશ વિચાર! ચંડકૌશિક નાગ જેવાને ઉદ્ધારનાર, સંગમદેવ જેવા માટે કરુણાનાં આસૂ વહાવનાર એ દયામૂર્તિ મહાવીરનો અનુયાયી, પરમ ઉપાસક તું કેમ ઊભો છે? ઝુકાવ....!'

મહાભારતના મેદાન પર શ્રી કૃષ્ણના કર્તવ્યબોધ જેવી અંતરાત્માની વાણી સાંભળી, પોતાનો ધર્મ સમજી–પોતાની ફરજ સમજી એ કરુણાસાગર માનવજાત અને પશુઓના આત્મસંરક્ષણ માટે કટીબદ્ધ થયા. એ અમર આત્માનું નામ મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી ( કચ્છી ).

પાણીના લોઢ વધતા જતા હતા. મુનિરાજની પણ કરુણાનાં પૂર હૃદયને ધમધમાવી રહ્યાં હતાં. અનાથ બનેલા જીવોની કારમી ચીસો એમના કર્ણપટ પર ભયંકર ઘોષ કરતી હતી. દયા યાચતાં એ હાથ ને પગો પાણીની સપાટી પરથી સહાયનો સંદેશો ભેજતા હતા. ઉપર આકાશમાં ગડગડાટ કરતો મેઘ ભલભલાં હિંમતવાળાં હૈયાને ડારી દેતો હતો.

પૂર વધે જતાં હતાં. ક્ષણવારનો વિલંબ પોષાય તેમ ન હતો. સાધ્વી સ્ત્રીના શીલની રક્ષા માટે યાહોમ કરનાર કાલિકાચાર્ય, જિનશાસનની પ્રભાવના માટે રાજદરબારના ખૂની ભપકા વચ્ચે અધ્યાત્મવાદની અહાલેક પોકારનાર હેમચંદ્રાચાર્ય, હીરવિજયસૂરિ, હરિભદ્રસૂરિ, એ બધાની મહત્તાના વારસદાર મુનિજીને પોતાને



ધર્મ સમજતા વાર ન લાગી, તેઓ કરુણાપૂર્ણ, હિંમતભર્યા હાથ અને હૈયા સાથે આગળ વધ્યા !

ઉપર્યુક્ત પ્રસંગ પાલીતાણાના ભયંકર જળપ્રલયનો છે શ્રીમદ્ ચારિત્ર-વિજય મહારાજશ્રીએ એ કાળી અંધારી રાત્રિમાં, પોતાના બે ઉત્સાહી નવયુવાન શિષ્યોને જગાડ્યા યશોવિજયજી ગ્રંથમાળાના પુસ્તકોના ગુડઝ (goods) - - - લઇને આવેલ મજબૂત રસ્સીઓ, સામેના હોસ્પીટલના પીલર સાથે બંધાવી પોતાના જાનની પણ દરકાર રાખ્યા સિવાય એ નિષ્કારણ બંધુ, પરમ ઉપકારી દયામૂર્તિ સાધુમહાત્માએ કોઇ અદ્ભુત દેવી ચમત્કાર બતાવ્યો હોય, તેમ જળપ્રલયમાં ડુબતા અને તણાતા ૩૫૦ થી ૪૦૦ મનુષ્યો તથા ૬૦૦ થી ૭૦૦ ઢોરોને બચાવી જીવનદાન આપ્યું જેમ ગાંડીવધન્વા રણાંગણમાં ખેલે અને વિજયપતાકા માટે પ્રાણની પણ દરકાર ન રાખે, તેમ આ દયાસાગર સાધુપુરુષે પ્રાણની પણ દરકાર રાખ્યા સિવાય જળપ્રલયનો ભોગ બનતા, અનેક પ્રાણીઓને બચાવી, દયાનો વિજયસ્થંભ રોપ્યો તણાઇ આવેલા એ માનવીઓમાં કેટલાક મૂર્છિત અને કેટલાક તો અર્ધમૂર્છિત હતા ન હતું કપડાનું ભાન કે ન હતું શરીરનું ભાન કેટલાક સ્ત્રી-પુરુષો તો તદ્દન દિગમ્બર હતા આ બચાની આકૃતિ એવી ભયંકર અને બિહામણી, તેમ જ કુત્સિત થઇ હતી, કે સામે જોવાનું મન પણ ન થાય, છતાં કોઈ પણ જાતની ઘૃણા સિવાય સમસ્ત માનવજાતિના આ સેવકે દરેક જાતની સગવડો કરી-કરાવી ગુરુકુલનો અન્ન અને વસ્ત્રનો ભંડાર ખુલ્લો મૂકાવી ઠંડીમાં ઠુઠવાતા અને કાંપતા મનુષ્યોને આશ્વાસન આપ્યું

આ ભયંકર રાત્રિનું વિષદ વર્ણન અને અવલોકન પાલીતાણા સ્ટેટના મેડીકલ ઑફીસર ડૉકટર સાહેબ શ્રીયુત હોરમસજીએ સુંદર શબ્દોમાં લખ્યું એક જૈન યતિનો—સાધુનો ઉચ્ચ કોટીનો પરમાર્થ અને નિઃસ્વાર્થી અમોઘ સેવાનો ઉલ્લેખ કર્યો પાલીતાણા સ્ટેટના એડમિનિસ્ટ્રેટર મેજર સ્ટ્રોંગ પાસે આ સમાચાર ગયા મેજર સ્ટ્રોંગ આ સાચા જૈન યતિ-સાધુના દર્શન કરવા તરત જ સારતે ઘોડે ગામમાં આવ્યા મહારાજશ્રીને સહર્ષ વંદન કરી સ્ટેટ તરફથી સુંદર શબ્દોમાં આભાર માની બોલ્યા "આપના જેવા સેવાપ્રેમી પરોપકારી પાદરીઓ-સાધુઓથી આ સ્ટેટ ગૌરવવંતુ છે" અંતે મહારાજશ્રીનો ફોટો લઇ પાલીતાણા ઠાકોર સાહેબને વિલાયત મોકલ્યો અને તેમને સ્ટેટના પરમ હિતૈષી-ઉપકારી સાધુનો પરિચય આપ્યો



જળપ્રલયની ભયંકર રાત વટાવી જીવન પામેલ કેટલાક ક્રૂર માનવીઓ, જાણે ગઈ કાલનો પ્રસંગ ભૂલી જ ગયા હોય તેમ જળપ્રલયનો બદલો વાળવા પાણીનાં ખાબોચિયાં અને જુદાં પાણીથી ભરેલાં સ્થાનોમાં જળચર જીવોનો સંહાર આરંભ્યો; આ સમાચાર મહારાજશ્રીના કાને આવ્યા. એકદમ બધે ફરી વળી ઉપદેશ આપીને સંહાર કામ બંધ કરાવ્યું, અને મેજર સ્ટ્રોંગે પણ મહારાજશ્રીના અનુરોધથી તે અંગેનો મનાઇ હુકમ કાઢયો.

આ કાર્ય પછી સ્ટેટના નાના મોટા દરેક અમલદારો મહારાજશ્રીના ભક્ત બન્યા. ખુદ મેજર સ્ટ્રોંગ પણ મહારાજશ્રીના અનન્ય ભક્ત બનેલ. આ ઉપકારના બદલામાં જ તે ઋણ વાળવા ખાતર મેજર સ્ટ્રોંગે જૈન શાસનનો અમર કીર્તિસ્થંભ રોપવા મહારાજશ્રીને પાંચ વીઘા જમીન ભેટ આપી; ભાવી ગુરુકુળનો પાયો સ્વહસ્તે જ નાખ્યો. આજે એ કીર્તિસ્થંભ મહારાજશ્રીની યશઃપતાકા આકાશમાં ઉડાડતો ઊભો છે. મહારાજશ્રીના અભૂતપૂર્વ કાર્યની એ સાક્ષી આપે છે!

વંદન હો એ દયાસાગરને!



# श्री जन्मपत्रिका

ॐ नम गौतमस्वामिगणपतये ॥ स्वस्ति श्री कच्छ देशे, कंठी विभागे, पत्रीग्रामे, ओसवंशे, वेढागोत्रे, श्रीपालात्मज घेलाशाह गृहे भाग्यवती देव्याः कुक्षितः। वि. सं. १९४०, गुर्जरवर्षे शाके १८०६ वर्षे, आश्विन कृष्ण १४, रुपचतुर्दशी घ ५४, प ४३ परंअमावास्या, शुक्रवार उ फा भ घ ६ प १, परहस्तन, ऐन्द्रयोग घ २७ प २६ परवैधृति योग, विष्टिकरणं घ २४ प ० परश परनीग करण कन्याया चन्द्र १२ बुधात् तुलार्क पारम्भ गताशा २ (ता १७–१०–१८८४) सूर्योदयात् प्राग् सिंह लग्न इत्येव शुभ समये वर्तमाने पुत्रस्य जन्म। तन्नाम धारशीति

तज्जन्म लग्नकुंडलिका

सो बु रा ६ — ४ — ५ गु० शु० — रवि ७ — शनि ३ — ८ मंगल — २ — ९ — १ — १० — ११ — १२ केतु

बुध-भोम-केतवः स्वगृहे

अर्धकुंडलीकायां ग्रहसंस्था

तत्कालिन ग्रहचारः

| र | सो | मं | बु | गु | शु | श | रा |
|---|---|---|---|---|---|---|---|
| ६ | ५ | ७ | ५ | ४ | ४ | २ | ५ |
| १ | ९ | १ | १९ | ९ | १८ | ३ | २० |
| २० | १५ | २२ | २४ | ४५ | ५५ | ७ | २८ |
| १५ | ९ | ५० | ४ | १५ | ३६ | १२ | ३० |
| ५९ | ७६६ | ४५ | ८९ | ९ | १८ | ० | ३ |
| ४७ | ३६ | १४ | ९६ | २ | १४ | ५७ | ११ |

पं रामदत्त वर्मा.

# ચરિત્રનાયકના સ્મરણાર્થે સ્થપાયેલ

## શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા તરફથી પ્રગટ થયેલાં

## વિદ્વતાપૂર્ણ ઊંડી શોધખોળવાળા શાસ્ત્રીય ગ્રંથો

| | |
|---|---|
| ૧ શ્રી તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ (પ્રથમાવૃત્તિ) | ૦–૧૦–૦ |
| ×૨ મહાવીર જન્મોત્સવ | ૦–૧–૬ |
| ×૩ અષ્ટપ્રકારી પૂજા | ૦–૨–૦ |
| ×૪ પૂજા સંગ્રહ | ૦–૨–૦ |
| ×૫ વિહારદર્શન ખંડ ૧ લો | ૦–૧૦–૦ |
| ૬ આદિનાથ શકુનાવલી | |
| ૭ રમલ પ્રશ્ન | ૦–૨–૦ |
| ૮ લગ્ન પ્રશ્ન | |
| ૯ જૈન તીર્થોનો ઇતિહાસ | ૦–૪–૦ |
| ×૧૦ જૈનાચાર્યો (સચિત્ર) | ૦–૪–૦ |
| ૧૧ વિશ્વરચના પ્રબંધ (સચિત્ર) | ૧–૮–૦ |
| ૧૨ દિન શુદ્ધિ વિશ્વપ્રભા | ૨–૮–૦ |
| ૧૩ મહાવીર જયંતી પૂજા | ૦–૨–૦ |
| ૧૪ પૂજા સ્તવનાદિ સંગ્રહ | ૦–૪–૦ |
| ૧૫ દીવાલી પૂજન | ૦–૧–૬ |
| ૧૬ અષ્ટપ્રકારી પૂજા સ્તવનાદિ સંગ્રહ | ૦–૨–૦ |
| ૧૭ જૈન તીર્થનો નકશો | ૦–૮–૦ |
| ૧૮ બૃહત્ તીર્થ પૂજા | ૦–૧–૬ |
| ૧૯ બૃહત્ ધારણા યંત્ર | ૦–૮–૦ |
| ૨૦ વિહાર દર્શન ખંડ ૧, ૨ | ૧–૪–૦ |
| ૨૧ એકાક્ષરી કોષ | ૦–૨–૦ |
| ૨૨ પટ્ટાવલી સમુચ્ચય ભા. ૧ | ૧–૮–૦ |
| ૨૩ પંચ કલ્યાણક પૂજા | ૦–૧–૦ |
| ૨૪ શ્રી તપગચ્છ શ્રમણ વંશવૃક્ષ (પુસ્તકાકાર દ્વિતીયાવૃત્તિ) | ૧–૦–૦ |
| ૨૫ ચારિત્ર સ્તવનાવલિ | ૦–૨–૦ |
| ૨૬ શ્રી ચારિત્રવિજય | ૧–૪–૦ |

× આ નિશાનીવાળા ગ્રંથો સ્ટોકમાં નથી

મળવાનું ઠેકાણું.

**શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા**

બોરડીબજાર, વીરમગામ, કાઠિયાવાડ

રસયુક્ત નવીન નેહથી
મનહારી સુકથા સુણાવતા,
ભૂત, ભાવિ ય વર્તમાનની
મહતી સૌ વિભૂતિ ખિલાવતા

*

મધના ગુણ ગાઇને, ટૂંકુ જીવન ગૂજર્યું
સ્મૃતિના નીર પાઇને, સૂકું જીવન જીતરૂ
—દેશળજી પરમાર

# પત્રો અને પ્રશસ્તિઓ



# प्रशस्ती

(१)

रूप में अनंङ्ग रंग, तेज में ही सुरचन्द, ज्ञान में गुरु अमंद, इक सत्र आयो है।
दसमत्थ सूरवीर, भालपट्ट है अमीर, भूज शेष की लकीर, मस्त जोग छायो है॥
चाणयक मतिदक्ष, वाणीत्राण ही प्रतक्ष, ब्रह्मचारी बद्ध कक्ष, धर्मपक्ष गायो है।
चारित्र विजय संत, एसो महामतिवंत, दरस भयो राजकंत, भट मुनिरायो है॥

(२)

सूर भयो सो तपन लगो तब राहु ने आकर मान घटायो।
जलधि भयो सो खुम भयो तब नीमक जाकर बास बसायो॥
शेष भयो सो मानी भयो तब तीरग देहमें जाई फसायो।
इससे चारित्र मुनि नरींद में, तेज, गम्भिर, क्षमागुण आयो॥

(३)

सागर क्षोभ भयो बस आज ही, कल्जुग आय रहो फट् फिक्को।
आज ही शेष चलित भयो, भयो कंप सुमेरगिरि शशि फिक्को॥
आज ही छीप गयो सूर बादल, चार हु ओर अन्धेर भूमि को।
गुम हुओ इस आलम में अह राज चारित्रविजय मुनिटीको॥

सामखियाली, वागड (कच्छ).

सेवक, राजा रूपा (कवि)

આ કવિરાજ ચરિત્રનાયકના અનન્ય ભક્ત હતા. એમની કવિતા એ વાતની પૂરતી ખાતરી આપે છે. કવિ રાજા રૂપાએ કદી નિશાળે જઇ પાટી પર ધૂળ નાખી વર્ણાક્ષર ઘૂંટ્યો નહોતો. પીંગળપાઠ પુસ્તકમાંથી એ નહોતા પઢ્યા. કુદરતના એ કવિ હતા. અને આ કવિત પણ એમના હૃદયસરમાંથી પ્રગટેલી ભક્તિની સરવાણી છે. તેમણે મુનિરાજશ્રીના સ્મરણ નિમિત્તે 'ચારિત્ર-ભક્તિ-સંગ્રહ' બનાવ્યો છે. ઉપરનાં ત્રણે કવિત તેમાંના છે. મુનિરાજશ્રીની માંદગીમાં પણ તેઓએ શિષ્યભાવે સેવા બજાવી હતી, અને આસ્ચર્ય તો એ છે, કે મુનિરાજશ્રીના સ્વર્ગવાસ પછી પંદર દિવસે તેઓ પણ પાછળ ચાલી ગયા હતા. અંગિયાના સંઘે તેમની ગુરુભક્તિ પિછાની તેમનો અગ્નિસંસ્કાર, મુનિરાજશ્રીના સમાધિમંદિરની સામે જ કર્યો છે.

ગુરુમૂર્તિ



પાલીતાણા ખાતે યશોવિજયજી જૈન ગુરુકુળના ગુરુમંદિરમાં
સંસ્થાપિત ચરિત્રનાયકની આરસમૂર્તિ

બાજુમાં
શ્રી ય. જૈ. ગુરુકુળનો શિલાલેખ

ॐ ह्रीँ
श्रीमुक्तिविजयगणिपट्टधर श्रीकमलविजय
-पट्टालंकारशिष्य श्रीमद्विनयविजयशिष्य
श्रीमच्चारित्रविजयमुनिना स्थापिता
श्रीसिद्धक्षेत्र यशोविजय जैन संस्कृत-प्राकृत
पाठशाला बोर्डिंगनाम्नी किलैषा संस्थापिता
जयतुतराम्    वीरसंवत् २४३८
कार्तिक शुक्ल पञ्चम्याम् भृगुवासरे

તેઓની શાસન સેવાને માટે તો શ્રી પાલીતાણા – શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ એક જ્વલંત દૃષ્ટાન્ત, જીવતુ જાગતું નજરે પડે છે કે જેના માટે કોઇને પણ શકા કરવાનુ સ્થાન જ નથી

વળી શ્રી દર્શનવિજયજી, જ્ઞાનવિજયજી જેવા ચારિત્રપાત્ર ચારિત્રરત્નો, એ જ ગુરુકુલરૂપ ઝવેરાતની ખાણુના પામેલા, ગુરુકુલના સંસ્થાપક શ્રી ચારિત્રવિજયજીના શિષ્યો સર્વ કોઇની દૃષ્ટિ અને શ્રુતિમા આવી ગ્યા છો, એ જ સદ્‌ગતની શુભ્ર કીર્તિની પ્રસાદી છે

માદડી, તા ૧૩–૮–૩૨ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી



તેઓશ્રીનો મને ઘણો પરિચય હતો પ્રથમ મેલાપ સં ૧૯૬૧મા શ્રી શત્રુંજયની શીતલ છાયામા થયો હતો તેઓના વિચારો ઘણા જ ઊંચા હતા મનુષ્ય જન્મ પામીને કાઇ પણ ઉત્તમ કામ આપણા હાથે ન થાય તો મનુષ્યજન્મ પામ્યો શા કામનો? અને આ માટે શાસનદેવની સહાય મેળવવા તેમણે પદ્માવતીદેવીને પ્રસન્ન કરવા શખેશ્વરજી તીર્થમા મહારાજ શ્રી ગુલાબવિજયજીના શિષ્ય મુનિ મણિવિજયજી સાથે પ્રયાસ કર્યો હતા પણ તે નિષ્ફળ નીવડયો હતો

સાહસિક વૃત્તિ ઘણી હતી જે કામ હાથ લીધુ તે કર્યે જ છૂટકો! આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીના શિષ્ય સોહનવિજયજીને જગલમા હેરાન કરી મારીને કાટાની વાડમા નાખી દેવાથી તેમ જ દેરાસરમાથી ચોરી કરવાથી અને તે સામે વિરોધ થવાથી ભારોએ ઘણું તોફાન કરેલ આ વેળા અગ્રેસર ભાગ લઇને ભારોને પાછા હઠાવ્યા હતા વડોદરામા આવતા, રસ્તામા ભૂના પડેલા ત્યારે પણ સાહસ કરી આગળ જઇ રસ્તો તેઓ જ શોધી લાવેલા

સં ૧૯૬૫ મા હું લુણાવાડામા ચતુર્માસ હતો તેઓ ગોધરામા હતા તે વેળા વેજલપુરમા ઢુંઢકમુનિ સામે શાસ્ત્રાર્થ થયેલ મે તેમની ભૂલ કબૂલ કરાવેલ તે વખતે પણ મુનિ મહારાજશ્રીએ મને ઘણી સારી મદદ કરી હતી પાલીતાણામા હીરાચદ કાનુની કેટલાક ગરીબ છોકરાઓને શિક્ષણ આપી તેમની કેળવણીમા રસ લઇ રહ્યા હતા મુનિજીનો આમા પણ અગ્રેસર ભાગ હતો



પાલીતાણામાં સ્થાપન કરેલ પાઠશાળામાં તેમણે સહન કરવામાં કંઇ બાકી રાખી નથી. પોતાની પાછળ પોતાની ભાવના વિસ્તરે અને જૈનસમાજને ધર્મવીરો પ્રાપ્ત થાય, તે ધારણાએ પોતાનું સ્થાપિત ઉજ્જવળ ગુરુકુળરૂપી કીર્તિવૃક્ષ તેઓ મૂકી ગયા છે અને તેમના શિષ્યો તેને પોષણ આપી પાણીનું સિંચન કરી રહ્યા છે, તે આનંદની વાત છે. તેઓનું સંપૂર્ણ જીવન સાહસ, ધૈર્ય, હિંમત અને મનુષ્યજન્મની સફળતારૂપી ભાવનાથી છલોછલ ભરેલું હતું. અને તે મુજબ જનસમૂહને કરી બતાવી તેઓ એક આદર્શ જીવન જીવી ગયા છે.

પાલીતાણા, ભાદરવા સુદ ૧૩, શ્રી વિજયદેવસૂરિજી

ગુરુવર્ય શ્રી ચારિત્રવિજયજી મહારાજ સાહેબનો મારા ઉપર અનહદ ઉપકાર છે. કારણ કે પ્રથમ હું અંજારમાં ગૃહસ્થાવસ્થામાં જૈન માસ્તર હતો, ત્યારે તેમના સહવાસમાં આવેલો. તેમની મારા પર ઊંડી અસર નીપજેલી. તેમના જ ઉપદેશથી બારમાસમાં ચારિત્ર ન ગ્રહણ થાય તો છ વિગયનો ત્યાગ કરવાનું નક્કી કરેલું.

છેવટે જેઠ માસમાં તેઓશ્રી સમીપ હું સિદ્ધક્ષેત્રમાં પહોંચ્યો. ચારિત્ર ગ્રહણ કરવાની ઇચ્છા પ્રગટ કરી, પણ તેઓશ્રીએ નિસ્પૃહપણે પોતે દીક્ષા ન આપતાં વિજયમોહનસૂરિજી પાસે મોકલી ચારિત્ર અપાવી મહાન ઉપકાર કર્યો. સં. ૧૯૭૪ માં લાકડીયામાં મારા પગે અપાર પીડા જન્મેલી તેમણે મારી સારવાર કરી મારા પર અપાર ઉપકાર કર્યો. ગુરુદેવે કચ્છમાં પણ દરેક ગામમાં વિચરીને મહાન ઉપકાર કર્યો છે. અમે બન્ને ઠાણા—હું તથા તપસ્વી હુકમવિજયજી તેઓશ્રી સાથે જ હતા.

આધોઇ. તા. ૬-૧૦-૩૨ મુનિરાજ હર્ષવિજયજી

શ્રી ચારિત્રવિજયજી મ૦ ની કાશી જવાને ઇચ્છા થઇ, ત્યારે શ્રી વિનયવિજયજી મ૦ પાસેથી સમ્મતિ મેળવી આપવા તેમજ વિહાર વગેરેની સગવડની મદદ શ્રી ધ્રોલવાળા માણેકચંદ મૂળચંદ મારફત કરાવી આપવામાં સહાયક તો મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજ હતા.

શ્રી ચારિત્રવિજયજી કાશી જઇને આચાય શ્રી વિજયધર્મસૂરિની પ્રેરણા અને અનુમતથી જૈન પાઠશાળા—ગુરુકુલથી અનેક સાક્ષરો–વિદ્વાનો પ્રાપ્ત કરી શકાશે તે જ ઇચ્છાએ પાલીતાણા ગુરુકુલને અર્થે પોતાની જિંદગી સમર્પણ કરી, અને છેવટના સમયમાં પણ મંદવાડમાં પાઠશાળા સબંધી જ—પાઠશાળા સારા પાયા ઉપર સંગીન થાય તે જ વિચારો હતા. આજે વિદ્યમાન પાલીતાણા ગુરુકુલ તેનું જ ફલ છે.

મુનિશ્રી ચારિત્રવિજયજી બાહોશ અને નિડર માણસ હતા. તેમ જ પાલીતાણામાં ભાટની તકરાર સમયે પણ સમાજ સેવા સારી બજાવી હતી.

પાટણ, ભાદરવા વદ પાંચમ મુનિરાજ જશવિજયજી

आपकी शासन सेवा गिरिराज की छाया में रहने वाली प्रजा भली भाँति से जानति है। आपका नाम ही चारित्र था तो फिर दोषों का तो संदेह हो कहांसे।

आसपुर २९ सितम्बर १९३२ मुनिराज पुण्यविमलजी

કાલધર્મ સાંભળી અપાર ખેદ થયો જૈન સમાજનો કોહીનુર ચાલ્યો ગયો.

વીરમગામ, કારતક સુદ ૧૦. મુનિરાજ દેવેન્દ્રવિજયજી

મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજના જીવનચરિત્રમા મારો પરિચય માગ્યો એ માટે મારે આનદ માનવો જોઈએ વડોદરા સાધુ સમેલનમા તેઓનો અને મારો પરિચય થયો હતો પ્રાણીમાત્રની દયા એ સાધુતાનો સિદ્ધાત તેમણે જીવનમા ઉતાર્યો હતો અને જલપ્રલય વખતે તાદશ કર્યો હતો તીર્થરક્ષા એ તેમનુ મુખ્ય ધ્યેય હતુ બારોટોના ઝઘડામાથી તે મળી આવે છે જ્ઞાનદાનના પૂરા પ્રેમી હતા અને તેનું ઉદાહરણ આજનુ ગુરુકુળ છે આ ઉપરાત તેમનું ચારિત્ર નિર્મળ અને જૈનધર્મ પર અનન્ય શ્રદ્ધા હતી સત્યપ્રિયતા પણ ઊંચા પ્રકારની હતી તેમને સત્ય માર્ગ જાણી સત્ય સ્વીકારવાની પરમ રુચિ હતી

મુનિરાજ હેતમુનિજી

ɷ

તારાગણોનું અસ્તિત્વ પ્રકાશ માટે જ છે ભગીરથ પુરુષો કામ કરવા જ-ધ્યેય પ્રાપ્તિ માટે જ જીવે છે એ મહાન પુરુષમા યોગની મસ્તી હતી, શાસનની ધગશ હતી તેમનો સાત ફુટ ઊંચો ગોર દેહ, એકવડાઇ કાયા ને તેજકણ પ્રસારતુ મુખારવિંદ ન ભૂલાય તેમ છે

આધોઇ ( કચ્છ ) — મુનિરાજ હર્ષવિજયજી

ɷ

મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી સાથે મારો પરિચય હતો હું તેમની પાઠશાળામા ભણવા જતો તેઓ મારા ઉપકારી હતા તેઓ જ્ઞાનના બહુ પ્રેમી હતા તેમજ પરોપકાર કરવામા તેમની પ્રીતિ હતી સાધુઓને દેખી તેમને આનદ આવતો શાસનની સેવામા તેમને સારો પ્રેમ હતો હું તેમની સ્થાપન કરેલી પાઠશાળામા લગભગ આઠેક માસ ભણ્યો હઈશ

ખેડા, ભા વ ૧૧ — મુનિરાજ સૌભાગ્યવિજયજી

ɷ

સ્વર્ગસ્થનો મને ઘણો પરિચય હતો તેઓ પ્રથમ બનારસ પાઠશાળામા મારા પરિચયમા આવેલા ત્યા સ્તુતિપાત્ર પરિશ્રમ લઇ તેઓ વિદ્વાન્ થયા ત્યારબાદ પાઠશાળા માટે પાલીતાણા જઇ, તીવ્ર પરિશ્રમ લઇ ગુરુકુળ સ્થાપન કર્યું સ ૧૯૬૬ની જલહોનારત વખતે ઘણા જ જીવોને અભયદાન તથા ધર્મદાન આપ્યુ તેઓ ઘણી બાબતમા શાસન ઉપર ઉપકાર કરી ગયા છે

શ્રાવણ, સુ ૧૧ ૧૯૮૮ — મુનિ ભાવવિજયજી

ɷ

મુનિરાજ ચારિત્રવિજયજી ઘણા બહાદુર અને શાસનની લાગણીવાલા હતા તેઓએ ઘણા સારા સારા કામો કરેલ છે હતા આનદી સ્વભાવના એટલે મુનિઓમા ટીખળ ઘણી વખતે કરતા બાકી સહવાસમા તો રહેલ, પણ ઘણો વખત થયો એટલે જેવી જોઈએ તેવી સ્મૃતિવાલા નથી

ફતીપાક ભાદરવા વદી ૧૦ રવિ. — મુનિરાજ રગવિજયજી, મુનિરાજ અમરવિજયજી, મુનિરાજ કાન્તિવિજયજી

ɷ

શાસન માટે પ્રાણ પાથરવા એ જ ગુરુમહારાજનુ જીવનસૂત્ર હતું

મુનિરાજ કપૂરવિજયજી



પાંચમી ગૂજરાતી અને પહેલી અંગ્રેજીનો અભ્યાસ કરવા સં. ૧૯૭૧ માં હું શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાં દાખલ થયો. આ વખતે પૂજ્ય મુનિરાજશ્રીના પરિચય થયો. તેઓશ્રી એક આદર્શ સાધુપુરુષ હતા. તેઓ સાદું સંયમી જીવન વ્યતીત કરતા હતા. તેમનાં કેટલાંય સ્મરણો આજે તાજાં છે. પાઠશાળાની ઉન્નતિ મહારાજશ્રીના અથાક પરિશ્રમ અને ઉપદેશને લીધે જ થઇ હતી. તેમનામાં કીર્તિલોભ જરાય નહોતો. જ્યારે સંસ્થા માટે અનેક જાતના કુપ્રયત્નો થઇ રહ્યા હતા, ત્યારે પણ તેઓ તો મુંગી સેવા બજાવે જતા હતા. તેઓશ્રી સમાજ સેવક હતા તેમજ શાસ્ત્રોનો તુલનાત્મક અભ્યાસ કર્યો હતો. અનેક વિદ્વાનો તેમની પાસે ચર્ચા કરવા આવતા. એવા મહાત્મા પુરુષો જ સમાજસંઘનું કલ્યાણ કરી શકે છે.

વીજાપુર તા. ૧૭–૮–૩૨ મુનિરાજ લક્ષ્મીસાગરજી

અમોએ જ્યારે દીક્ષા લીધી ત્યારપછી ચારિત્રવિજયજી મહારાજ કચ્છમાંથી નગર આવ્યા અને ઘણી ધામધુમથી નગરમાં દીક્ષા આપી હતી. ત્યારપછી રાજકોટમાં ભેગા થયા હતા, ત્યારપછી આબુજીમાં ભેગા થયા હતા, અને અમે સાંભળ્યું હતું કે જ્યારે પાલીતાણામાં પાણીરેલ આવી ત્યારે તેમણે ગુરુકુલ આદિ ઘણા માણસોનો ઉપકાર કર્યો હતો. તેમને થોડા વખતમાં ઉપકારનાં કાર્ય ઘણાં કરી પોતાના આત્માનું કલ્યાણ કર્યું છે.

રાણપુર, મીતી ૮ શુકર, **સાધ્વીજી હેતશ્રીજી, સાધ્વીજી હરકોરશ્રીજી, સાધ્વીજી ઉત્તમશ્રીજી, સાધ્વીજી હરખશ્રીજી, સાધ્વીજી વલ્લભશ્રીજી, સાધ્વીજી સુબોધશ્રીજી, સાધ્વીજી પ્રભાશ્રીજી.**

આપણે તો મહાન કોહીનુર ગુમાવ્યું છે. તેઓએ તો ચોત્રીસ વર્ષમાં જ બધું મેળવી સ્વર્ગગમન કર્યું છે. તેઓશ્રી આપણા હમેશાં પ્રેરક બનો !

પાલીતાણા

**સાધ્વી વિવેકશ્રીજી (કચ્છી)**
**સાધ્વી નેમશ્રીજી ( ,, )**

ચારિત્રવિજયજી મહારાજે જે લાભ લીધા છે અને ઉપકાર કર્યા છે તે અમ પામર જીવથી શું લખાય......

**સાધ્વી નીતિશ્રીજી**
**સાધ્વી દાનશ્રીજી**
મોળ. આસો સુ. ૭, ૧૯૮૮
**સાધ્વી દયાશ્રીજી**
**શ્રાવીકા હરખબાઇ મોરબીવાળા**

મહારાજ સાહેબનો ઉપકાર બહુ યાદ આવે છે. એ વેળા હું નવદીક્ષિત હતી. મહારાજ સાહેબે ભણવાનો પ્રબંધ કરાવી આપ્યો હતો. મારા તો એ જ્ઞાન–ઉપકારી છે.

**સાધ્વી વલ્લભશ્રીજી:**

પાલીતાણા યાત્રાર્થે ગયેલો. બાબુ પન્નાલાલની ધર્મશાળામાં ઉતારો રાખેલો. સામે જ યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા ચાલે. આ વેળા સંસ્થા જોવાનો પ્રસંગ મળ્યો. મુનિરાજ શ્રી ચારિત્રવિજયજીનો

પણ અહીં પ્રથમ પરિચય થયો તેમની ઉચ્ચ ભાવના, ખતીલો સ્વભાવ અને જૈન બાળકો—જેઓ અન્ન, વસ્ત્ર અને વિદ્યા વગર રઝળે છે તેમને સરકારી બનાવવાની ધગશ આજે પણ યાદ આવે છે

ત્યારબાદ જલપ્રલય વખતનો પ્રસંગ જે લોકોએ એ દૃશ્ય જોયેલું તે તેને મનુષ્યશક્તિ બહારનું કહે છે દૈવશક્તિની સહાય વગર આ બને જ કેમ ? મહારાજ શ્રી સાથે આ પ્રસંગની વાતચીતમા તેમણે કહ્યું કે, ' ખરી જીવદયાની ભાવના હોય છે તેને શક્તિ મળે જ છે ' ખરેખર ! પચેન્દ્રિય જીવો બચાવ્યા તે યોગ્ય જ થયુ છે સકટ સમયે પોતે ઊભા રહી જોયા કરે, પોતાના બલબુદ્ધિનો ઉપયોગ આવા ત્રસ્ત જીવોને બચાવવા ન કરે અને લોકોને દેખાડવા મુહપત્તિ પડિલેવ્યા કરે અને કહે કે અમે શુદ્ધ ક્રિયા કરીએ છીએ, આમ કહેનાર મહાત્માઓને નમસ્કાર ? જૈનધર્મ પરિણામની ભાવના પર છે અતઃકરણની બુદ્ધિપૂર્વક કાર્ય કરશે તે તરશે

આ પછી સ ૧૯૭૪ની સાલમા હુ પાલીતાણા ગયેલો મહારબીલ્ડીંગમા ઉતર્યો હતો પૂજ્ય મુનિરાજ શ્રી તથા આચાર્યવર્ય શ્રી વિજયકમલસૂરિજી પણ ત્યા પધાર્યા તેમણે પાઠશાળા સબધી વાત કરી તેમજ વધુ માટે પોતે જ્યા ઉતર્યા હતા ત્યા રણશી દેવરાજની ધર્મશાળામા આવવાની વાત કરી ત્યા પણ હુ ગયો પાઠશાળા માટે સહકાર આપવા કહ્યુ પોતે વિહાર કરવા માગે છે તે જણાવ્યુ આ પછી મુબઇ જતા માર્ગમા યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીને વાદવા ઉતર્યો તેમણે પણ એ કાર્ય માટે મને કહ્યુ તેમજ શ્રીયુત લલ્લુભાઇ કરમચદને લખ્યુ છે તેમ જણાવ્યુ મે કહ્યુ કે જો તેઓ હશે તો હું તૈયાર છુ

શ્રીયુત લલ્લુભાઇ પણ પાલીતાણે ગયા શ્રી ચારિત્રવિજયજીને મળ્યા વાતચીત કરીને સસ્થાનું સુકાન સભાળ્યુ આ પછી પણ શ્રીયુત લલ્લુભાઈ જામનગર બાજુ જઇ મહારાજશ્રીને મળ્યા મહારાજશ્રી ઘણા રાજી થયા તેમણે એ વેળા આ ઉપરાત એક અનાથાશ્રમ સ્થાપવાની જરૂર જણાવી તેમજ એક પડિત થનારાઓ, સાધુ થવા ઇચ્છનારાઓ માટે બાલપણથી જ તેવી કેળવણી મળે તે માટે એક જુદુ ખાતું ખોલવા આગ્રહપૂર્વક ઉપદેશ આપ્યો જૈનોના બાળકો અન્ન પાણી વગર દુખી થાય એનું એમને મોટુ દુઃખ હતું તેમની વાતો સાભળી અમોને ખૂબ આનદ થતો કેવી ઊચી ભાવના ! આનાથી વધુ શાસનસેવાનો ખત કેવો હોય ? જૈનોમા આવા સાધુ મહારાજ થોડા હોય તો પણ જૈનધર્મની ઉન્નતિ જરૂર થાય

તેઓશ્રીનો અમરઆત્મા આપણી વચ્ચેથી અમરધામ તરફ ગયો છે પણ તેઓ જ્યા હોય ત્યાથી એવા આશીર્વાદ આપે જેથી અહિંસાધર્મની વિજયપતાકા સર્વત્ર લહેરાય ! મુનિજીને પુનઃપુન વદના !

મુબઇ શ્રી જીવણચદ ધરમચદ ઝવેરી

❦

મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજ સવત ૧૯૬૭ની સાલમા પાલીતાણામા ચતુર્માસ રહ્યા હતા હું મારા કુટુબ સાથે ૭ માસ ત્યા જ રહ્યો હતો આ વેળા મને તેઓશ્રીનો પરિચય થયો હતો તેઓશ્રીએ જૈન કોમનું અને મુખ્યત્વે ત્યાના અજ્ઞાન જૈન બાળકોનું ભલું કરવા સસ્થા સ્થાપી હતી અને આ માટે એટલી મહેનત લીધી હતી કે તે મારાથી વર્ણન થઇ શકે તેમ નથી તેઓ પોતાના



જીવનની છેલ્લી પળ સુધી પાઠશાળાની ઉન્નતિ માટે વિચાર કરતા રહ્યા હતા. ધન્ય છે એવા સાધુપુરુષોને !

અમદાવાદ, તા. ૨૦—૮—૩૨ ઝવેરી મોહોલાલભાઇ મગનલાલ

ø

સ્વર્ગસ્થ સાથેનો અમારો પરિચય પાલીતાણાના જળપ્રલય પહેલાં એક વર્ષથી થયો હતો. કેળવણી માટે તેમની અજબ તમન્ના હતી. મહારાજશ્રીના સદુપદેશથી અમોને પણ બે વિદ્યાર્થીઓના ખર્ચનો-તેમને કેળવવાના ખર્ચનો લાભ મળેલો, જે પાંચ છ વર્ષ સુધી આપ્યું હતું. આ બે વિદ્યાર્થીઓ પૈકી એક વિદ્યાર્થી તે વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી. અમારી લક્ષ્મીનો કેટલો સદુપયોગ થયો તે આથી જાણી શકાય તેમ છે, અને તે માટે અમો મુનિરાજશ્રીના ઓશીંગણ છીએ. બીજા વિદ્યાર્થી ભાઇ વ્યવહારિક જીવનમાં જોડાયા છે. મહારાજ શ્રી સ્વભાવે શાન્ત, ઉત્સાહી તેમજ કેળવણી પ્રત્યે ઘણી ધગશ રાખતા હતા. બીજા મુનિરાજો તેનું અનુકરણ કરે તો આજની આ જૈન સમાજની નિસ્તેજ દશા જરૂર નાબૂદ થાય.

મુંબઇ, તા. ૧૦-૧૦-૩૧ શ્રી ગુલાબચંદ સૌભાગ્યચંદ શાહ.

અતિ દિલગીર......સમાજનો એક સિતારો આથમી ગયો. તેઓના આત્માને શાંતિ મળો !

મુનિશ્રી ભદ્રિક હતા. + + + અમારે મનોભેદ થયો. પણ તેમની બહાદુરી તથા ધગશ માટે સૌ કોઇને માન હોય. હું કચ્છી તરીકે એવડું અભિમાન લઉં છું. એ સ્વર્ગસ્થને હું ખમાવું છું,

પાલીતાણા. કુંઅરજી દેવશી

ø

श्रीमान् पूज्य विद्धद्वर्य शासनदीपक मुनिरत्न श्री चारित्रविजयजी महाराज साहब के सहवास में मैं कईवार आया हूँ। आप बड़े विचारशील एवं उदार हृदय वाले थे। आपका जीवन परोपकारमय था। समाज की उन्नत्ति के लिये आपका मन सदा उत्साही रहता था। आपने पवित्र तीर्थभूमि पालीताणा में श्री यशोविजय जैन गुरुकुल स्थापित कर के समाज का महान कल्याण किया है कि जिसमें आज सैंकडों विद्यार्थी विद्याध्ययन कर के सन्मार्गगामी होते हैं। आप इतने साहसी और धैर्यवान् थे कि अनेक संकट आने पर भी गुरुकुल को ऐसा स्थायी रूप दिया कि आज जगत में जयवंत है, यही आपके अमर आत्मा का स्मरण है। आप जैसे शासनप्रभाविक मुनिरत्न की आधुनिक समय में परमावश्यकता है किन्तु समय की बलिहारी है। ॐ शान्ति !

जयपुर, ता० २७–९–३२. भगवानदास जैन.

ø

यों तो आपमें और भी अनेक उज्ज्वल गुण थे परन्तु आप पहले दर्जे के सद्विवेकी, सत्याग्रही, सच्चरित्रवान और सत्यवक्ता थे। आपके द्वारा जैनी नवयुवकों का बड़ा उपकार हुआ है।

शोक है कि इस परोपकारनिष्ट सच्चारित्रचूडामणि महान् पुरुष का संवत् १९७५ में केवल ३९ वर्ष की उम्र में ही देहान्त हो गया। हमारी समझ में मुनि श्री चारित्रविजयजी की

मृत्यु से जैन-समाज को जो क्षति पहुँची है उस की पूर्ति शीघ्र ही नही हो सकेगी।

आग्रा ता १८-९-३२

सूर्यवर्मा एम. ए.

प्रयाग विश्वविद्यालय।

प्रातःस्मरणीय परमपूज्य श्री चारित्रविजयजी (કચ્છી) અહીં સં ૧૯૭૨ ના ફાગણ માસમા પધાર્યા હતા, તે વખતે તેઓશ્રીની વ્યાખ્યાનવાણીનો લાભ શ્રી સંઘને બહુ જ સારી રીતે આપ્યો હતો

ત્યારબાદ સં ૧૯૭૩ના માહ માસમા બીજી વખત પોતાના શિષ્યસમુદાય સહિત આવ્યા હતા અને તેઓશ્રી વ્યાખ્યાન અને ધર્મજ્ઞાનમા બહુજ વિદ્વાન છે, તેમ વાત સાભળી અમારા ઠાકોર સાહેબ શ્રી રાજસિંહજી સાહેબ તેમના દર્શનાર્થે આવેલા હતા અને સામાન્ય ધાર્મિક ચર્ચા થઈ હતી

ત્યારપછી સં ૧૯૭૪ મા માહ તથા ચૈત્ર માસમા એમ બે વખત પધાર્યા હતા તે વખતે ઠાકોર સાહેબે વ્યાખ્યાન સાભળવા માટે પોતાની કચેરીના હોલમા ગોઠવણ કરી, મહારાજ સાહેબને ત્યા વ્યાખ્યાન આપવા કહ્યુ હતું ત્યા જૈન-જૈનેતર સ્ત્રી-પુરુષ અને કચેરી મંડળ વગેરે માણસોની મોટી હાજરીમા વ્યાખ્યાન આપ્યુ હતું અને તે સમય દરમ્યાન ધાર્મિક ચર્ચા માટે ઠાકોર સાહેબ વ્યાખ્યાન સિવાયના વખતે ઉપાશ્રયે અવારનવાર ઘણી વખત આવતા અને કલાકો સુધી ચર્ચા થતી હતી ઠાકોર સાહેબને દરેક ધર્મનું સારુ જ્ઞાન હતું અને દરેક ધર્મના ગુરુઓ સાથે ચર્ચા કરવાનો પૂરો રસ હતો, તેમજ જૈનધર્મ માટે સારી લાગણી હતી અને માનદષ્ટિથી જોતા હતા તેમજ તેઓશ્રીએ જૈનધર્મના પુસ્તકોનો પોતાના ખાનગી વાચનાલયમા સંગ્રહ કર્યો છે તેઓશ્રીએ મહારાજ સાહેબ પાસેથી તીર્થંકર ભગવાનનું સ્વરૂપ સાભળીને પાર્શ્વનાથ ભગવાનની છબી ચાદીની ફ્રેમમા મઢાવી પોતાની પૂજામા રાખી હતી

માલીઆ, તા ૨૨-૮-૩૨

મેતા દલીચંદ ઉદેચંદ
અમૃતલાલ જાદવજી

દશ દષ્ટાન્તે દુર્લભ એવા અમારા માનવજીવનની કિંમત સમજાવનાર ગુરુમહારાજે સં ૧૯૭૩ની સાલમા અત્રે ચતુર્માસ કરેલ સમાજસુધારણા માટે ખૂબ જહેમત લઇ અંગીયા, નખત્રાણા, મંજલ, વીથોણ અને ભડલી, એમ પાચ ગામના ચોખરાને ભેગો કરી ઘણા સુધારા કર્યા હતા મંજલમા બે આગેવાન ભાઈઓના ચૌદ વર્ષોના ઝગડાનો તેઓશ્રીએ સાગપટમા નીકાલ આણ્યો આથી અમને તેમના ઉપર શ્રદ્ધા વધી તેઓ બહુ બુદ્ધિશાળી અને પ્રતાપી પુરુષ હતા આજે પણ ચોખરામા તેમને બહુ ભાવપૂર્વક સૌ યાદ કરે છે

અંગીયા ગામના ગામધણી બાવાજીને પણ તેમણે પ્રતિબોધ કર્યો હતો ગામના ધણી બાવાજી કુ ઇશ્વરલાલભાઈ તથા અધિકારી વર્ગ તેમના પ્રતિ બહુ સન્માનવાળો હતો જાહેર ભાષણો



આપીને તેમણે હિન્દુ-મુસલમાન સૌ તરફ સમભાવ ને પ્રેમ દર્શાવ્યો હતો. સંવત્ ૧૯૭૫ માં ફરીથી તેઓ અહીં પધારેલા. એ વેળા કોલેરા ફાટી નીકળેલો. તેઓએ ઘરેઘર ફરી, દુઃખી દર્દીઓને આશ્વાસન આપ્યું હતું. આ નાના રાજ્યમાં એ વખતે મુનિરાજશ્રીનું આશ્વાસન સૌને અમૃતસમ લાગતું.

ત્યારબાદ આસો સુદ ૯ ની રાત્રિએ જૈનશાસનનો એ જ્યોતિર્ધર અદશ્ય થયો. તેઓ સ્વર્ગવાસ પામ્યા ત્યારે પાસેના શ્રાવકના ઘરમાં કુંકુમનાં પગલાં અને દીપક દેખાયો હતો. આખા ગામમાં પાખી પાળી હતી. દરેક કોમના લોકો અગ્નિસંસ્કાર વખતે હાજર હતા. તેમના નિમિત્ત કારતક માસમાં એક અઠ્ઠાઇ ઉત્સવ કરી એક દેરીમાં તેમનાં પગલાં પધરાવ્યાં છે. અમારા શ્રી સંઘ ઉપર તેમના ઘણા ઉપકાર છે. તેમની અમરકીર્તિ એમની પાછળ જીવતી-જાગતી છે.

શ્રી અંગીયા સંઘપતિ,<br>
**શ્રાવક વેલજી ડુંગરશી**<br>
**,, મોનજી હેમરાજ**<br>
**,, ટોકરશી હેમરાજ**

અંગીયા. ૨૭-૯-૩૬

પ્રાતઃસ્મરણીય ગુરુદેવનો અસહ્ય વિયોગ સદાને માટે દિલગીરી ઉપજાવી રહ્યો છે. જિંદગીના એ મારા માર્ગદર્શક હતા. આજીવન તેમણે મને કદી મુંઝાવા દીધો નથી. અમને બન્ને ભાઇઓને આ ઉન્નત સ્થિતિએ પહોંચાડનાર એ ગુરુદેવ ભૂલ્યા ભૂલાય તેમ નથી. સૃષ્ટિમાં કોઇને અમરપટો નથી, પરન્તુ જીવનસ્થિતિમાં આવા આશ્રયદાતાની ખોટ હૃદયને કોરી ખાય છે. જ્યાં હો ત્યાંથી એ આત્મા ખોટને પૂરી કરવા પુણ્ય પ્રેરણા આપ્યા કરે !

કલકત્તા, તા. ૨૯-૧૧-૧૮ **પંડિત ત્રિભોવનદાસ અમરચંદ**

ગુરુદેવનાં અંતિમ દર્શન પણ ન થયાં ! હે વિધિ ! તેં આ શું કર્યું ? હવે એ કૃપા, અમાધરનેહ અને એ ધર્મોપદેશક ક્યાંથી મળશે ?

ટાણા, માગસર સુદ ૧૫. **નાગરદાસ**

ગુરુદેવના સ્વર્ગવાસના સમાચારે આખા સંઘમાં ખેદની લાગણી પ્રસરાવી છે. ગામમાં પાખી પાળી પૂજા ભણાવી છે. ખરેખર ! ગુરુદેવનો કચ્છ પર અમાપ ઉપકાર હતો. સ્થાનકમાર્ગીમાંથી નીકળ્યા પછી તેમણે અહીં ઘણાને પ્રતિબોધ્યા હતા. છેલ્લા બેવારના આ પ્રદેશમાં તેમણે કરેલા ઉપકારો ભૂલાય તેમ નથી. લાકડિયાના ઠાકોર ને અંગીયાના પીરબાવા જેવાને પણ ઉપદેશ આપી વ્યસન છોડાવ્યાં છે.

કચ્છમાં એક ગુરુકુળ અને અનાથાશ્રમ સ્થાપવા માટે નક્કી કર્યું હતું. ખરડો પણ થયો હતો. પણ ક્રૂરકાળની ઇચ્છા બીજી હતી. ત્રીજે વર્ષે સામખિયાળીમાં રહ્યા. તબિયત નાદુરસ્ત હતી છતાં ૬૦ ઘર મંદિરમાર્ગી બનાવ્યાં. મંદિર બનાવરાવી પ્રતિમાજી પધરાવ્યાં. માંગપટ જેવી બીજી આખી કચ્છની કોન્ફરન્સ કરવાના વિચારમાં હતા. ગુરુદેવના સ્વર્ગવાસથી કચ્છને ન પૂરાય તેવી ખોટ પડી છે. એવા ગુરુમહારાજના ઉપકારનો કોઇ બદલો વાળી શકાય તેમ નથી !

અંજાર, કાર્તિક સુદ ૨, ૧૯૭૫ **શ્રી નાથાભાઈ લવજી**

સદ્‌ગત ગુરુદેવ ચારિત્રવિજયજીના પરિચયમાં હું આવેલો છું. તેમનું મનોબળ, સત્ત્વ તથા સાહસ મેં જોયેલાં છે. અને મને તેમના જીવન પરથી લાગ્યું છે કે એક ત્યાગી આત્મા પોતાની મહત્ત્વાકાંક્ષાથી



મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી, શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા–બોર્ડિંગના છાત્ર તથા કર્મચારી વર્ગ સાથે
( સ્ટેશન સામે ગુરુકુળના જુના મકાનમાં લેવાયેલી સમૂહછબી વીર સં ૨૪૩૮ )

જે ધારે તે કરી શકવા સમર્થ હતા એમના શબ્દોમા કોઇ મક્કમતા હતી કાર્યમા કોઇ અજબ શક્તિ હતી

પાલીતાણા **માસ્તર કસ્તુરચંદ હેમચંદ શાહ**

બુદ્ધિમત્તા, ન્યાયપ્રિયતા, જિનેશ્વર પ્રભુ પ્રતિ અપૂર્વ ભક્તિ જ તેમની મહત્તા સૂચવે છે જગતમા એવા થોડા જ માણસો હોય છે જેઓ એક માર્ગ અગીકાર કરી બીજો માર્ગ ઇષ્ટ જણાતા હિંમત ને સાહસથી અગીકાર કરે છે પૂજ્યશ્રીએ એ કરી બતાવ્યુ હતું શાસનની દાઝ તેમને હૈયે ઘણી હતી અને તે માટે તેમણે પાલીતાણા ખાતે શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાની સ્થાપના કરી અને તેનો વિકાસ સાધી ગુરુકુળ બનાવ્યુ આ સસ્થા માટે તેમણે આપેલા અમાપ ભોગનું વર્ણન કરીએ તેટલું ઓછુ છે આવા એક પરોપકારી પુરુષની જેટલી પ્રાર્થના કરીએ તેટલી થોડી છે

પાલીતાણા, ૨૬-૭-૩૨ **શ્રી શકરલાલ ડાહ્યાભાઈ કાપડિયા**
સુપ્રી શ્રી યશોવિજયજી જૈન ગુરકુળ

માત્ર અઢાર વર્ષના ચારિત્રસમયમા સવેગ ધર્મનું રક્ષણ કરતા પોતાના જીવનમા અનુપમ એવા શાસન સેવાના કાર્યો કરી તેઓ જૈનસમાજ ઉપર ઉપકાર કરી ગયા છે વધારે જીવન ટક્યુ હોત તો શાસનસેવા કરી જૈનશાસનને વધુ આભારી કરતા મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી અત્યારે નથી પરતુ તેમના સેવાના કાર્યો સ્મરણ ચિન્હ તરીકે મોજુદ છે, જેને યાદ લાવી જૈનસમાજ અત્યારે પણ તેમનું પવિત્ર સ્મરણ કરે છે।

ભાવનગર **ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ**

કોને ખબર હતી કે 'કબીર'ની ફેકી દીધેલી દાતણની એ ચીરમાથી મહાન 'કબીરવડ' બનશે? અને એનું મરમરણ નિત્યનૂતન રાખશે। કોને ખબર હતી કે મહારાજશ્રીએ વાવેલુ ગુરુકુળ વૃક્ષ આમ ફાલશે—ફુલશે અને સર્વને આકર્ષશે।

પાલીતાણાના ભયકર જલપ્રલય સમયે તેમની અનુપમ સેવા એ તેમના જીવનનો મહત્તમ અને સુવર્ણ પ્રસગ હતો સેકડો માણસોને અને ઢોરોને પૂરમા મૃત્યુ માર્ગે જતા જાણી એમનુ હૃદય પીગળી ગયું એ સમયે પોતાના દેહની દરકાર રાખ્યા વગર પરાથે ઝપલાવી એમણે કેટલાયે જીવોને અભયદાન આપ્યુ એમની સાચી સેવાની સાચી કદર થતા સ્ટેશન સામેની વિશાળ જગ્યા મળી ત્યા જ્ઞાનદાન અર્થે સસ્થા સ્થાપી આજે એ સસ્થાને વીશેક વર્ષ થયા એની પ્રગતિ, વ્યવસ્થા એ બધુ અદ્વિતીય અને અજોડ છે

મહારાજશ્રીનુ સાધુજીવન સુહાણુ છે એમના ત્રણ શિષ્યરત્નો વારવાર પોતાના ગુરુદેવની સસ્થાપિત સસ્થાને સ્મરણમા લાવી મદદ અપાવી રહ્યા છે મહારાજશ્રીના જીવન આદર્શની જ્યોત જૈન જગતમા સોનેરી પ્રકાશ પાથરી રહી છે આમ "ગુરુકુળ" એ જ એમના સ્મરણ અકનુ 'સુવર્ણપૃષ્ઠ' નહિ તો બીજુ શુ?

પાલીતાણા **શ્રી તલકચદ જાદવજી મહેતા**



શાં શાં સ્મરણો ધરું એ સિદ્ધક્ષેત્રના સાધુને ચરણે ? પ્રત્યક્ષ પરિચય તો અલ્પ જ ગણાય, પણ જે જે સાંભળ્યું છે, કાર્યરૂપે જોયું છે તે આજે પણ ભૂલી શકાતું નથી.

પાલીતાણાના પ્રલય વખતની તેઓશ્રીની દુઃખી દીનજનોના જાનમાલ બચાવવાની સેવા સિદ્ધક્ષેત્રના ઇતિહાસમાં અમર છે.

ગુરુકુલના એ પ્રાણાધાર હતા અને રહેશે. ગુરુકુળના પત્થરે પત્થર, દિવાલો, વૃક્ષો અને પુસ્તકાલયના અમૂલ્ય ગ્રંથો હજુ પણ ગુરુદેવ, ગુરુદેવ પોકારી રહ્યાં છે.

સમાજ અને ધર્મને ચરણે જ્ઞાન–દર્શન–ન્યાયની ત્રિપુટીની ભેટ ધરી. એવી સમાજસેવકોની ભેટ ગુરુકુળ ક્યારે ધરશે ? સમાજ તે માટે મીટ માંડી રહ્યો છે.

તેઓશ્રીનું પ્યારૂં ગુરુકુળ આજે ફુલીફાલી રહ્યું છે. અનેકવિધ પ્રગતિ સાધી રહ્યું છે. સૌરાષ્ટ્રના આંગણે ૧૫૦ વિદ્યાર્થીઓથી કલ્લોલતું એ આંબાવાડિયું અનેક યાત્રિકોને આકર્ષી રહ્યું છે.

એ ગુરુવર્યની અંતિમ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા ગુરુકુલ નામને શોભાવે એવી સ્વતંત્ર શિક્ષણ પદ્ધતિવાળું વિનયમંદિર, વાણિજ્ય વિદ્યામંદિર, બાળમંદિર અને કલામંદિર ખોલીને તેઓશ્રીના અમર આત્માને શાંતિ, રે ક્યારે અપાશે ? સિદ્ધક્ષેત્રના સાચા સાધુને વંદન હો ! વંદન હો !

પાટણ, રેંટીયાબારશ, ૧૯૮૮. **શ્રી ફૂલચંદ હરિચંદ દોશી.**

પાલીતાણાનો જલપ્રલય અને મુનિશ્રી ચારિત્રવિજયજી (જાહેર ચુનંદા વકતા છે તે નહિ) કે જેમણે "કર્મયોગી" બની ૫૦૦ તણાતા માણસોને બચાવી પાઠશાળાના મકાનમાં અન્નવસ્ત્રથી સંતોષ્યા. એ ++ વ્યક્તિઓને તો આ કોપ મહાન આત્મિક લાભ આપનારો થઇ પડયો છે, એમ કહ્યા સિવાય ચાલશે નહિ.

જૈન હિતેચ્છુનો વધારો, પત્ર ૧. **શ્રી વાડીલાલ મોતીલાલ શાહ**

## મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજને પાલીતાણા સ્ટેટના દિવાન સાહેબ મહેરબાન નારણદાસ કાલીદાસ ગામીના હાથે અપાયેલું માનપત્ર.

ગઇ તા. ૧—૩—૧૯૩૬ ને દિવસે પાલીતાણા સ્ટેશન ઉપર આવેલા શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાના મકાનમાં આ પાઠશાળાના સંરક્ષક મુનિ શ્રી ચારિત્રવિજયજી મહારાજ વિહાર કરવાના હોવાથી તેઓને સન્માનપત્ર આપવા માટે એક સભા બોલાવવામાં આવી હતી, જેની અંદર મેડીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ મહેરબાન પદમશી અરદેશર, હજુર ઓફીસ સુપ્રીન્ટેન્ડેન્ટ હરજીવનભાઇ, આજમ મહેરબાન દફતરી સાહેબ, વહીવટદાર સાહેબ મૂલચંદભાઇ, ધી હેરીસ હાઇસ્કુલના હેડમાસ્તર દેવશંકરભાઇ, વર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તર ચાંપશીભાઇ, વગેરે સમગ્ર અમલદાર વર્ગ તથા "જૈનશાસન"ના અધિપતિ પુરુષોત્તમદાસ ગીગાભાઇ, યતિવર્ય વિનયચંદજી મહારાજ, શેઠ નરસી કેશવજીની ધર્મશાળાના મુનીમ વલ્લભજી વસ્તાભાઇ, તેમજ નરસી નાથાની ધર્મશાળાના મુનીમ, પુરબાઇ ધર્મશાળાના મુનીમ, વીરબાઇ પાઠશાળાના સેક્રેટરી, બાળાશ્રમના ધાર્મિક માસ્તર, વોરા બહેચર ગાંડાભાઇ, શંભુ પ્રિન્ટીંગ પ્રેસના માલેક શંભુ શંકરભાઇ, વગેરે સંભાવિત ગૃહસ્થોએ તથા યાત્રાળુઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

સભાનુ કાર્ય સાજના સાડાપાચ વાગતે શરૂ થતા આરભમા જૈનશાસનના અધિપતિ પુરુષોત્તમદાસ ગીગાભાઇએ દીવાન સાહેબ નારણગભભાઇને પ્રમુખસ્થાન સ્વીકારવા માટે દરખાસ્ત મુકતા જણાવ્યુ કે "મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી કે જેઓએ આ સસ્થાને સગીન બનાવવા ભગીરથ પ્રયત્ન કર્યો છે, તેઓ સાહેબ વિહાર કરવાના હોવાથી આ સભા બોલાવવામા આવી છે અને તેની અદર આપણા માનનીય ન્યાયશીલ દીવાન સાહેબ નારણદાસભાઇ પ્રમુખસ્થાન સ્વીકારી આપણને આભારી કરશે" ઉપર્યુક્ત દરખાસ્તને શેઠ નરસી કેશવજીની ધર્મશાળાના મુનીમ રા વલ્લભજી વસ્તાભાઇએ ટેકો આપતા સર્વાનુમતે દીવાન સાહેબ મે નારણદાસભાઇએ પ્રમુખસ્થાન લઈ જણાવ્યુ કે "આ વખતે મને આપ સર્વેએ જે માન આપ્યુ છે તે માટે હુ આભાર માનુ છુ આ શુભ પ્રસગને લીધે હર્ષ થાય છે પરન્તુ બીજી તરફથી આ સસ્થાના પ્રાણના વિયોગને લીધે ખેદ થાય તે સભવિત છે તો પણ આવા વીર પુરુષોનો સ્થૂળદેહ ભિન્ન હોવા છતા માનસિ દેહ આવા પરોપકારી કાર્યમા જ ગુથાએલ હોય છે તેથી આપણે આશા રાખીશુ કે તેઓશ્રી વિહાર કરી જાય છે તોપણ આ પાઠશાળા માટે પોતાનો સતત પરિશ્રમ ચાલુ રાખી વધારે સગીન બનાવવા તત્પર રહેશે "

ત્યારપછી શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાની સગીત મડળીએ હાર્મોનિયમની સાથે મગળાચરણ ગાયા પછી પડિત ત્રિભુવનદાસ અમરચદે ભાષણ આપતા જણાવ્યુ કે "આ મેળાવડો આપણને આનદ સાથે શોક પ્રદર્શિત કરનારો છે મેળાવડો બોલાવવાનુ કારણ આપને આમ ત્રણ પત્રિકાથી જ સુવિદિત જ હશે આ સસ્થાના સ્થાપક મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજી મહારાજે પાચ વરસ સુધી તનતોડ મહેનત કરી જગતમા સગત કરી આ સસ્થાને આવી જાહોજલાલીના શિખરે પહોચાડી છે તેઓ સાહેબનો પાચ દિવસ પછી વિયોગ થવાનો છે તેઓશ્રીએ સ ૧૯૬૮ મા જ્ઞાનપચમીને દિવસે આ પાઠશાળાની નાના રૂપમા શરૂઆત કરી હતી, જેનો માસિક ખર્ચ ફક્ત રા ચાલીસ રાખવામા આવ્યો હતો જેની અદર ફક્ત ભણાવવાની સગવડ કરવામા આવી હતી પરતુ કરાળ દુર્ભિક્ષ હોવાને લીધે આમ તેમ રખડતા અને અન્ન અન્ન કરતા જૈન બાળકોને દેખીને મહારાજ સાહેબને દયા આવી ધીરે ધીરે ગરીબ બાલકોને દાખલ કરવા સખ્યાબધ અરજીઓ આવવા લાગી જેથી અક્ષય તૃતીયાને દિવસે ગરીબ બાલકોને દાખલ કરી પાઠશાળાની સાથે બોર્ડિંગની શરૂઆત થઇ મહારાજ સાહેબે પાઠશાળાના નીભાવ માટે માન અપમાનની દરકાર ન કરતા છેવટે ચાર ચાર આના પણ માગી આ સસ્થાને આબાદ કરી છે વિશેષ ખુશી થવાનુ છે કે મહેરબાન મેજર સ્ટ્રોગ સાહેબ તથા અધિકારી વર્ગની અમીદૃષ્ટિથી આ પાઠશાળાને અનુકૂળ જગ્યા પણ મળી ગઇ છે જેની અંદર એક ભવ્ય મકાન બધાઈ ગયેલુ હોવાથી પાઠશાળા ચિરસ્થાયી બની ગઇ છે મહારાજ સાહેબને પાઠશાળાની મદદ મેળવતા થોડી મહેનત પડી નથી તેઓએ માન અપમાનની કદાપિ દરકાર રાખી નથી સદ્ગૃહસ્થો પાસે જઇ એમ કહેતા કે તમો તમારા બચ્ચાંને કેળવો ! તમો ત્રણ વખત મિષ્ટાન ઉડાવો છો, જ્યારે તમારા જાતિભાઇઓને એક વખત પણ પૂરૂ અન્ન મળતું નથી તેની તમો દરકાર રાખો છો ? જાગો ! જાગો ! તમારા ગરીબ બધુને અન્ય ધર્મમા જતા બચાવો અને કેળવી સન્માર્ગે દોરો

વિ. આનદની વાત એ છે કે મહારાજ સાહેબે મુબાઇમા જનરલ કમીટી નીમી છે અને તે કમીટીને વિશ્વાસથી ખબર પહોચડાવા માટે અહીં એક સ્થાનિક કમીટી નીમી છે વળી અહીં મેનેજ-



મેન્ટ કરવા માટે રા. કુંવરજીભાઇને મેનેજર તરીકે નીમ્યા છે જેથી આ પાઠશાળાને મહારાજ સાહેબે મજબુત અને સંગીન બનાવી ચિરસ્થાયી કરી દીધી છે.

છેવટે મહારાજ સાહેબને અમારી એ જ નમ્ર વિનતિ છે કે તેઓ સાહેબ વિહારમાં હોવા છતાં તેમના પવિત્ર મનનાં નિર્મળ રજકણો પાઠશાળા ઉપર પાથરતા રહે અને જે બચ્ચાઓને પાંચ વરસ પાળી પોષી અન્નદાન સાથે વિદ્યાદાન આપેલ છે, તેઓના ઉપર અમિદષ્ટિ કાયમને માટે જળવાઇ રહે."

ત્યારબાદ પાઠશાળાના મેનેજર રા. કુંવરજીભાઇ દેવશીએ પોતાના ભાષણમાં જણાવ્યું કે 'આ સમ્મેલન ભરવાનો હેતુ સંક્ષેપમાં મારા મિત્ર માસ્તર ત્રિભુવનદાસે જણાવ્યું છે કે અમારા પૂજ્ય માનીનય મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજી આ સ્થળેથી ટુંક સમયમાં વિહાર કરી પધારવાના છે, જેથી તેમનાથી જુદા પડતા છાત્રગણુ તથા કાર્યવાહકોની એવી ઇચ્છા થઇ કે તેમના માન માટે એક મેળાવડો કરી તેમના તરફ ભક્તિભાવ દર્શાવવો અને તેથી આજે આ મેળાવડો ભરી શકયા છીએ. પૂજ્ય મુનિ મહારાજ આ ખાતા સાથે શરૂઆતથી જોડાયા છે. ખાતાની એકડે એકથી શરૂઆત કરનાર અને તેને સર્વ રીતે સંભાળી આબાદ કરનાર તેઓશ્રી પોતે જ છે. તેઓ સાહેબ વિહાર કરી પધારે છે. છતાં આ પાઠશાળા સાથેનો તેમનો સંબંધ જેવો ને તેવો જ ચાલુ રહેવાનો છે, પણ આ કાર્યની વ્યવસ્થા અમુક પ્રકારે કરી, એટલે સ્પષ્ટ શબ્દમાં કહું તો સ્થાનિક કમીટી મારે માથે આ કાર્ય નાંખી તેઓશ્રી હાલમાં પધારવાના છે. જૈનધર્મમાં સાધુની પ્રવૃત્તિ માત્ર ઉપદેશક તરીકે છે અને બીજી સર્વ રીતે સાંસારિક ઘટનાઓથી અલગ રહેવું એ સંયમધારીઓનો સંયમ છે, પરંતુ ધર્મવૃદ્ધિ માટે જો ઉંડો વિચાર કરીશું તો તરત ખુલ્લું જણાઇ આવશે કે, આવી પવિત્ર પ્રવૃત્તિથી ચારિત્રમાં ખામી આવતી નથી. પરંતુ તેમાં વૃદ્ધિ જ થાય છે. જે અજ્ઞાન અત્યારે અમારી જૈન કોમમાં ફેલાયેલું છે તે ખુણે ખાંચરેથી શોધી કાઢી હાંકી કાઢવું અને જ્ઞાનદીપક પ્રગટાવવો એ જ મહારાજશ્રીનો મુખ્ય હેતુ છે. આ પાઠશાળા જેવી અનેક પાઠશાળાઓ સ્થાપન થાવ, એવી મહારાજ સાહેબના જીગરની ઇચ્છા છે. શાસનદેવતા તેમને સહાય કરો.

તેઓશ્રીએ લોકોની સ્તુતિ અને નિંદા નહી ગણકારતા રાતદિવસ અખંડ પરિશ્રમ કરેલો છે. અને આ પાઠશાળારૂપી વિદ્યાની વાડી ઉત્પન્ન કરી છે જેના ફળ જૈનબંધુઓને મળશે. જૈનકોમ તેઓશ્રીની આભારી છે. આવાં ઉત્તમ કાર્યનો બદલો કોઇ રીતે આપી શકાય તેમ નથી, પરંતુ આપણા હૃદયની શુદ્ધ ભાવના દર્શાવતા તેઓશ્રીને માનપત્ર આપનાની યોજના કરી છે, મને આશા છે કે આપ સર્વ સદ્દગૃહસ્થો આ ભાવનાને અનુકૂળ થશો."

ત્યારબાદ નરસી કેશવજીની ધર્મશાળાના મુનીમ રા. વલ્લભજીભાઇએ ઉભા થઇ જણાવ્યું કે 'પહેલાના વક્તાઓ જે કંઇ બોલી ગયા તે યથાર્થ છે. અમારી કોમમાં મુનિ મહારાજાઓ તથા ગૃહસ્થો તરફથી કેટલાએક કાર્યો માટે પરિશ્રમ થાય છે પરંતુ તે કાર્યોને સંગીન બનાવવા તેઓએ મહારાજ સાહેબના સતત પરિશ્રમનો દાખલો લેવો જોઇએ. એકલા અર્વાચીન જ્ઞાનથી આપણી ઉન્નતિ થવાની નથી, પરંતુ પ્રાચીન જ્ઞાન સાથે અર્વાચીન જ્ઞાનથી આપણી ઉન્નતિ થશે. મહારાજ સાહેબના પાંચ વરસના પરિશ્રમના ભોગે આ સંસ્થા આવી ઉન્નતિએ પહોંચી છે. વિશેષ ખુશી થવા જેવું છે કે પાઠશાળાની દેખરેખ માટે મુંબાઇમાં જનરલ કમીટી અને સેક્રેટરીઓ નીમાયા છે અને અહીં સ્થાનિક કમીટી નીમાઇ છે. છેવટે ઇચ્છીશું કે આ સંસ્થા આગળ વધી ગુરુકુળ બનો અને આ સંસ્થાને શાસનદેવો ચિરસ્થાયી બનાવો.'

ત્યારબાદ "જૈનશાસન"ના અધિપતિ રા. પુરુષોત્તમદાસે પોતાનું ભાષણ ચલાવતા જણાવ્યું કે

"મહારાજ સાહેબ સાથે મને દશ વરસ થયા પરિચય છે. પહેલા તેમના ઉદ્દગારો સાભળી એમ જ જણાતું કે, આવુ મોટુ કાર્ય બનવુ અશક્ય છે અને તેથી મે તેઓને આવુ સાહસ કામ નહિ કરવા જણાવેલુ પરતુ તેઓશ્રી ઉત્સાહથી ઉત્તરમા જણાવતા કે હું મારો સતત પરિશ્રમ ચાલુ રાખીશ અને મારો દેહ છે ત્યાસુધી મારુ આરભેલું કાર્ય મૂકીશ નહિ છેવટે તેઓશ્રીએ પાઠશાળા સ્થાપન કરી અને દરેક ધર્મશાળાઓમા યાત્રાળુઓ પાસે ચાર ચાર આના માગવા માટે પણ જાતે ફરતા મે જોયા છે કેટલાએક યાત્રાળુઓ ગલીચ ભાષામા બકી કાઢે તેની પણ પોતે દરકાર ન કરતા પાઠશાળાને સગીન બનાવવાનુ લક્ષ રાખતા આવી રીતે પાચ વરસના સતત પરિશ્રમનું ફળ આપણે આજે દેખવા ભાગ્યશાળી થયા છીએ પાઠશાળામાથી ત્રણ વિદ્યાર્થીઓ કલકત્તા યુનિવર્સીટીમા સિદ્ધહેમવ્યાકરણ કે જે સસ્કૃતમા મોટામા મોટુ વ્યાકરણ છે તેની પરીક્ષામા પાસ થઇ આવેલા છે, જે આપ સર્વને વિદિત હશે આપ વિચાર કરો કે કલકત્તા જેવી યુનીવર્સીટીમા કેવા વિદ્વાનોની કસોટીમાથી પસાર થઇ પરીક્ષા ઉત્તીર્ણ કરવી પડી હશે? મહારાજ સાહેબે પોતે કહીને નહિ પણ કરીને બતાવ્યુ છે આ માનપત્ર પોતે કાર્ય આરભ્યા પછી તે કાર્યમા ફત્તેહમદ નીવડ્યા તેને માટે આપીએ છીએ અને તેને માટે પાઠશાળાના કાર્યવાહકોએ યોગ્ય જ કર્યુ છે આવુ ઉત્તમ કાર્ય સગીન બની ગયા માટે આપણે હર્ષિત થવાનું છે, પરન્તુ આવુ કરનારા ઉત્સાહી નગર બહાર જાય તેથી હર્ષને બદલે ખેદ થાય છે આપણે વિનતિ કરવી જોઇએ કે તેઓ સાહેબ આ પાઠશાળા સાથેનો પોતાનો સબધ જારી રાખે અને જે કાર્ય છોડી પોતે વિહાર કરે છે તે કાયને, જલદી પધારી, પાછા પોતાના હાથમા લે"

ત્યારપછી પડિત ત્રિભુવનદાસ અમરચદે માનપત્ર વાચી સભળાવ્યુ હતું અને તે દિવાન સાહેબ નારાયણદાસભાઇએ ઉભા થઇ પોતાને હાથે મહારાજશ્રીને અર્પણ કર્યું હતું આ પ્રસગે પ્રેસીડેન્ટ દિવાન સાહેબ નારાયણદાસભાઇ કાલીદાસભાઈ ગાધીએ ભાષણ કરતા જણાવ્યુ કે, "આજે જે કાર્ય માટે આપણે ભેગા થયા છીએ તે કાર્ય ઘણુ ઉચ્ચ પ્રકારનું છે માનપત્ર કે જેને નિસ્વાર્થી પુરુષો પોતે ઇચ્છતા નથી તે આપણે જ આપીએ છીએ માનપત્ર ફક્ત આપણી હાર્દિક લાગણી બતાવવાનું ચિન્હ છે હું આપશ્રીને વિનતિ કરું છુ કે આપના વિહાર સમયે પણ પાઠશાળાને કાયમને માટે સ્મરણમા રાખી તેને વિશેષ સગીન બનાવવાનું ધ્યાનમા લેશો

"વહાલા વિદ્યાર્થી બન્ધુઓ! તમોને અત્યાર સુધીમા જે પુરુષથી લાભ મળતો તે પુરુષ કાર્ય જાળવી રાખી હવે વિહાર કરવાના હોવાથી તે કામ મેનેજર ઉપર મૂક્યુ છે કે જેમનુ નામ કુવરજીભાઇ છે કુવરજીભાઇ આ કાર્ય પોતે સારી રીતે જાણે છે અને લગભગ ૧૨ વર્ષ સુધી આવા કાર્યની અદર સારી રીતે કેળવાયેલા હોવાથી આશા રાખીએ છીએ કે, પોતે તનમનથી પોતાનો પરિશ્રમ જારી રાખશે તો જે હેતુથી આ સસ્થા સ્થપાઇ છે, તે હેતુ પાર પડશે વિદ્યાર્થીઓએ ખ્યાલમા રાખવાનું કે પોતાના ગુરુમહારાજ જે પવિત્ર રસ્તે ચાલ્યા છે તેમને પગલે ચાલી આવા પરોપકારી કાર્યો કરવા તત્પર બનો"

ત્યારબાદ મુનિ મહારાજ શ્રી ચારિત્રવિજયજીએ ભાષણ કરતા જણાવ્યુ કે, "ન્યાયરત્ન પ્રેસીડેન્ટ સાહેબ, અધિકારી વર્ગ, સર્વે સદ્‌ગૃહસ્થો અને સાગ પ્રિય છાત્રગણ! આપ સર્વેએ મળી મને



આજે જે માન આપ્યુ છે તે આપની સર્વની મારા તરફની શુભ લાગણીનું પરિણામ છે. મારાં કાર્યો તથા ગુણોની પ્રશંસા કરી આપે જે લાગણી દર્શાવી છે તેને માટે હું સર્વનો આભાર માનું છું. વિશેષમાં મારે એટલુ જ કહેવાનું છે કે મેં જે કાંઇ કાર્ય જ્ઞાન ફેલાવવાની દિશામાં કર્યું છે તે મારી ફરજ છે. અને તે ફરજ બજાવવાથી વિશેષ કાંઇ કર્યું નથી. તોપણ આ કાર્યને આપ અતિ મહત્ત્વનું રૂપ આપી મને તેના સ્થાપક અને નિયામક તરીકે માન આપો છો તે આપ સર્વે-ની જ મહત્તા છે. ખરેખર કહું તો આ કાર્ય મેં કરેલું નથી; સમગ્ર જૈન કોમે કરેલું છે. અને તેને શ્રી સંઘ તરફથી પોષણ મળે છે માટે આ સર્વ માન તેને જ ઘટે છે. અમે તો સાધુ હોઇ માત્ર ધર્મની વૃદ્ધિ થાય એ રસ્તે પ્રયત્ન કરવો એ અમારો ધર્મ છે. આપના વિચાર પ્રમાણે આ કાર્યથી મારો એ હેતુ પાર પડે છે એમ આપ સમજતા હો તો તેથી હું પરમ સંતોષ પામું છું.

"ગૃહસ્થો ! મારી પ્રવૃત્તિની દિશા થોડા સમયથી બદલવાનો મારો વિચાર હતો, પરંતુ આ પાઠશાળાનું કાર્ય જે રીતે સ્વતંત્રપણે અને શુભબુદ્ધિથી મેં ચલાવ્યું છે, તે પ્રમાણે ચલાવનાર મળ-વાની રાહ હતી. હાલ મી. કુંવરજીભાઈ જેઓને તમે સર્વ જાણો છો, તેમને આ કાર્યનો ભાર સોંપી જાઉં છું, તેઓની લાયકી, આવા ખાતા તરફની લાગણી તથા અનુભવ ઘણાં ઉચ્ચ પ્રકારનાં છે. જેથી હું ધારું છું કે સર્વે કાર્ય વ્યવસ્થિત ચાલશે. વળી તેમને સહાય કરવાને ગામના ગૃહસ્થોની કમીટી નીમી છે, તેઓ પ્રસંગે પ્રસગે કાર્યની વ્યવસ્થામાં સહાય કરે. હું ઇચ્છું છું કે જે આ વૃક્ષનું બીજ રોપાયું છે તે સદા સર્વદા પ્રફુલ્લિત થાઓ ને તેનાં મીઠાં ફળો જૈનકોમને પ્રાપ્ત થાઓ.

છાત્રગણ ! તમોને પણ હું આ વખતે બે બોલ કહું તો અસ્થાને નહિ ગણાય. તમારા અભ્યા-સમાં સાવધાન રહેશો અને પવિત્ર ચારિત્રવાળા થશો, કારણ કે તમારી કુમળી વયમાં જો સારા થવાને તથા વિદ્યા શીખવાને પ્રયત્ન કરશો તો તેમ કરી શકશો. પણ પાકે ઘડે કાંઠા નહિ ચડે માટે તમારા વડિલોની આજ્ઞામાં રહી વિનયથી નિત્ય વિદ્યાભ્યાસ કરશો. અંતમાં મહારાજ સાહેબે આ પાઠશાળા પ્રત્યે સ્નેહ ધરાવનારા રાજ્યના અમલદારો તથા માનપત્રદાતાઓની લાગણીને યોગ્ય શબ્દોમાં અપનાવી હતી. ત્યારબાદ મહારાજ સાહેબ પોતાને સ્થાને પધાર્યા હતા; અને પછી આવેલા સદ્‌ગૃહસ્થોનો મેનેજરે ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

તા. ૧૨ મી માર્ચ, સને ૧૯૩૬, જૈન પૃ. ૨૧૩–૧૪–૧૫, પુસ્તક ૧૪, અંક ૧૧. **જૈન**



'સંવત્ ૧૯૬૯ ના જેઠ સુદ ૭ ના રોજ કે જ્યારે (પાદલિપ્તપુર) પાલીતાણા શહેર ઉપર જળપ્રકોપ થયો ત્યારે આ પાઠશાળા બોર્ડીંગનું મકાન સિદ્ધાચળ જવાના રસ્તા ઉપર જમણી બાજુએ રાખવામાં આવ્યુ હતું. રાતના વરસાદની શરૂઆત થયા પછી જ્યારે પાણી ઘણું જ ચઢી ગયુ ત્યારે પૂજ્ય મુનિમહારાજ શ્રીમદ્ ચારિત્રવિજયજીનો મુકામ તે શાળામાં હતો, ને તેની કેટલીક વ્યવસ્થા તેમની દેખરેખ નીચે ચાલતી હતી. તેઓશ્રીએ બચાવો બચાવોના પોકારો સાંભળી તપાસ કર્યા પછી મોટા મોટા વિદ્યાર્થીઓને લઇ નીચે આવી શાળાના મકાનની સામે આવેલી ધી એમ્પ્રેસ ડીસ્પેન્સરી Empress Dispensary ના પીલરની જોડે રસીઓ બંધાવી માણસોનું રક્ષણ કરવાને ઉત્તમ ઉપાય શોધી કાઢ્યો. અને વિદ્યાર્થીઓની સાથે રહી તેમને હિમ્મત આપી પુરજોશ-વાળા પાણીની અંદર રમી થોભાવી ઉતર્યા, અને હિમ્મતથી આશરે ત્રણ કલાક સુધી પાણીમાં રહી સંખ્યાબધ માણસો તથા ઢોરોને મરણથી બચાવ્યા અને તેઓમાંના કેટલાંએક તદ્દન નગ્ન સ્થિતિમાં

નીકળેલા, તેમને પાઠશાળા—બોર્ડીંગના સ્ટોરમા જે કાંઇ કપડા વગેરેનો સગ્રહ કરવામા આવ્યો હતો, તે સર્વ આપી તેમને નગ્ન સ્થિતિમાંથી બચાવ્યા આ ખબર સસારે (પાલીતાણા સ્ટેટના) એડમીનીસ્ટ્રેટર સાહેબ તથા રા ગ દિવાન સાહેબ વગેરે અમલદાર વર્ગને પડતા તેમણે ખાસ પાઠશાળાના મકાનમા પધારી પૂજ્ય મુનિમહરાજ શ્રીમદ્ ચારિત્રવિજયજીનો તથા બાળકોનો ઘણા જ ધન્યવાદ સાથે ઉપકાર માન્યો પાઠશાળા બોર્ડીંગને કોઇ પણ મકાન પોતાનું નહોતુ તેમજ ભાડાની જગ્યા દરેક પ્રકારની સગવડ વિનાની હતી તેથી પાઠશાળા માટે કોઈ મોટી વિશાળ જગ્યા મળે કે જેમા દરેક પ્રકારની વ્યવસ્થા કરી શકાય તેવી મતલબથી પૂજ્ય મુનિમહારાજ શ્રીમદ્ ચારિત્ર-વિજયજીએ નામદાર એડમીનીસ્ટ્રેટર સાહેબ પાસે મકાન કરવા જગ્યાની માગણી કરતા તેઓ સાહેબે, મુનિમહારાજને એક પાલીતાણા સ્ટેટ ઉપર ઉપકાર કરનાર તરીકે ઓળખી ફરમાવ્યુ કે 'તમે જે જગ્યા પસદ કરશો તે ઘણા જ કમતી દરથી આપવામા આવશે ત્યારબાદ સ્ટેશન પાસેની બાજુના ફીલ્ડવાળી જગ્યા પસદ કરવામા આવી જે જગા લગભગ પાચ વીઘા જેટલી છે તે જમીન નામદાર એડમીનીસ્ટ્રેટર સાહેબે ઘણી જ ખુશીથી આપી જેથી સવત્ ૧૯૭૦ વૈશાખ સુદ ૩૦)) દિવસે તે જગ્યા ઉપર ભવિષ્યમા ગુરુકુલને અનુકૂળ થઇ પડે તેવી સ્ટાઇલથી મકાન બાધવા માટે નામદાર એડમીનીસ્ટ્રેટર સાહેબ, તથા રાજ્યના બીજા અમલદારો અને દેશવિદેશથી પધારેલા જૈન ગૃહસ્થોની મોટી સખ્યાની હાજરી વચ્ચે નામદાર એડમીનીસ્ટ્રેટર એચ એસ સ્ટ્રોગ મેજર Major H S Strong ના હાથથી શુભ મુહૂર્તે આ પાઠશાળા કે જેને હાલનુ ગુરુકુલ નામ આપવામા આવ્યુ છે તેની સ્થાપના કરવામા આવી "

(સવત્ ૧૯૭૧–૭૨–૭૩–૭૪ નો યશોવિજય જૈન ગુરુકુલનો રીપોર્ટ)

હેડ ઓફીસ ન ૫૯૬,
પાયધુની, મુબઇ

ઝવેરી જીવણચદ ધરમચદ પ્રમુખ
શેઠ લક્ષ્મીચદજી બેદ ઉપપ્રમુખ
શેઠ ફકીરચદ કેસરીચદ
શેઠ લલ્લુભાઈ કરમચદ
ઝવેરી હીરાલાલ મરૂપચદ નાણાવટી
ઓ સેક્રેટરીઓ.



" મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી કચ્છીના હાથે સ ૧૯૬૮મા એટલે સાડા નવ વર્ષ ઉપર આ સસ્થા હયાતીમા આવી હતી તે વખતે તેનુ નામ શ્રી યશોવિજયજી જૈન સસ્કૃત પ્રાકૃત પાઠશાળા બોર્ડીંગ હતું આ બાળક પાચ વર્ષનુ થયુ ત્યાસુધી તેના સપાદક મુનિની સભાળમા રહ્યુ, પણ સ ૧૯૭૩ મા શેઠ જીવણચદનો આશ્રય બાળકે લીધો અને તેની આર્થિક સ્થિતિ અને સુખ સાધનો વધતા ચાલ્યા અને આપણે જોઇએ છીએ તે સ્થિતિએ આ સસ્થા પહોચી "

પાલીતાણા, વૈશાખ વદ, ૧૧,
ગુરુકુલનું મકાન ખુલ્લું મૂક્તી વેળા

નામદાર ઠાકોર સાહેબ શ્રી બહાદુરસિહજી



મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજ ગઇ તા ૨૮-૧૦-૧૮ ના રોજ કચ્છ—આગીઆમા કાળધર્મ પામેલ છે



+ + હાલનું જૈન ગુરુકુલ અને સ્ટેશન ઉપરનો તેનો સર્વ અસબાબ મર્હુમની હાજરી વચ્ચે સ્થાયી થવા પામ્યો હતો કે જે જમીન પાલીતાણાની હોનારત પ્રસંગે તેમણે ઘણા પ્રાણો બચાવવાને કરેલી સહાયથી ના. એડમીનીસ્ટ્રેટરે લાગણીથી આપી હતી.

તેઓ નિરાશ્રિત બાળકોના રક્ષણ માટે તેમ કેળવણીની અભિવૃદ્ધિ માટે સારી ખંત ધરાવતા હતા અને કોઇ પણ કાર્ય ગમે તે ભોગે પાર ઉતારવામાં ઉત્સાહી હતા.

અમો...મહાત્માના સ્વર્ગવાસથી તેમના શિષ્ય પરિવાર તેમજ જૈન પ્રજાને પડેલી ખોટ માટે દીલસોજી દર્શાવતાં તેઓના આત્માની શાન્તિ ઇચ્છીએ છીએ.

તા. ૧૦—૧૧—૧૯૧૮ અધિપતિ—જૈન



**સિદ્ધક્ષેત્ર યશોવિજય સં. પાઠશાળાની સ્થાપના.** છેવટ આ નવી થએલી શાળાના સંબન્ધમાં મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી (કચ્છી)ને અંતઃકરણથી ધન્યવાદ આપ્યા વિના રહેતા નથી કે જેઓના પ્રયાસથી જ આ શાળા સ્થાપન થવા પામી છે. સાથ સાથ અમો આશા રાખીએ છીએ કે જેઓએ આ પાઠશાળાને સ્થાપન કરવામાં જે ઉત્સાહથી ભાગ લીધો છે તેઓ તે જ ઉત્સાહથી ત્હેને ઉન્નતિના શિખર પર લાવવા માટે પણ વખતો વખત પરિશ્રમ કરવા ચુકશે નહીં.

વી. સં. ૨૪૩૮, કા. શુ. ૧૫, તા. ૬—૧૧—૧૯૧૧ અધિપતિ—જૈનશાસન



સંસાર સુધારણા માટે કચ્છ—વાગડની પરિષદ તથા કન્યાવિક્રય નિષેધક યુવક મંડળના શ્રમ ઉપરાંત જણાવવાને સંતોષ થાય છે કે ગયા આસો વદમાં કચ્છના આંગીઆ ગામે ચતુર્માસ રહેલ કચ્છી મુનિ શ્રી ચારિત્રવિજયજીના પ્રયત્નથી આંગીઆના ચોખરાની એક કોન્ફરન્સ આસો વદી ૧-૨-૩ ના રોજ મળી હતી અને તેમાં જ્ઞાતિધારાને લગતા સુધારા કરીને નિરર્થક વધી પડેલા ખર્ચાળ રીત રીવાજો કમી કરવામાં આવ્યા હતા.

કન્યાવિક્રય એ હિંદુપ્રજામાં ઘાતકી રીવાજ છે એમ હવે લોકો સમજી શકેલ છે, છતાં કેટલાક રીતરીવાજો અને જમણવારોના બોજા જ્ઞાતિઓમાં એવા તો ઘર કરી બેઠા છે કે જ્ઞાતિ મંડળમાં મોટા કહેવરાવવાની લાલચે આવાં ખરચો દરેકને ફરજીયાત કરવાં પડે છે. જ્યારે બીજી તરફથી મોટા ભાગની સ્થિતિ નબળી પડી જતાં પહોંચી ન વળવાથી કન્યાવિક્રયનો રીવાજ એવો જડ ઘાલી બેઠો છે કે તેને કેવળ ઉપદેશથી જ કાઢી નાખવાનું કાર્ય બહુ મુશ્કેલ થઇ પડયું છે. મુનિ શ્રી ચારિત્રવિજયજીએ પોતાના ભાષણમાં જણાવ્યું હતુ તેમ આ ભાગમાં આવા રીતરીવાજોને પહોંચી વળવા ઓછામાં ઓછા દશ હજાર કોરીનો ખર્ચ ફરજીયાત હતો અને તેથી કન્યાવિક્રય અસાધારણ વધી જતાં ઘણા યોગ્ય યુવકો કુંવારા ભટકતા હતા. અને પૈસાના લાલચુ માવતર કન્યાઓને યોગ્ય વર મેળવી આપવામાં પાછળ રહેતા હતા. આ ટૂંક વ્યાખ્યા પરથી જ આ કોન્ફરન્સે એવા વધારાના ખર્ચ કાઢી નાખવાનું ડહાપણ દર્શાવ્યું છે અને તેઓ કન્યાવિક્રય સદંતર બંધ કરવાને અને પચાસ વર્ષથી મોટી ઉંમરના વૃદ્ધ સાથે લગ્ન સબંધ નહીં જોડવાને ઠરાવ કરી શકેલ છે. એટલું જ નહીં પણ આ રીતે થતા બચાવમાંથી કન્યા માટે રૂા. ૫૦૦ ના દાગીના ચઢાવવાનું ઠરાવી તેના જીવનને કંઇક અંશે આશ્વાસન અર્પેલ છે. જે શ્રમ માટે મુનિ શ્રી ચારિત્રવિજયજી તથા અંગિયાના ચોખરાના મહાજનને ધન્યવાદ ઘટે છે.

તા. ૧૯-૧૧-૧૯૧૬. તંત્રી—જૈન

અત્યન્ત ખેદ થયો છે હૃદય ચીરાય જાય છે, મનડુ મુઝાય છે, આખો રોયે જાય છે જૈન સમાજનો ભાનુ આમ અકાળે અસ્ત પામશે તેની કોઇને કલ્પના પણ ન હતી આજ કયાય ચેન પડતું નથી આ હૃદયભેદક દુખદાયક સમાચાર તો ગઇ કાલે મોહનવિજયજી મહારાજ ઉપર વાણુપુરથી વિનયવિજયજી મહારાજનો પત્ર હતો, તેથી અકસ્માત સાભળતા અમોને ઘણી પારાવાર દિલગીરી સાથે રુદન થયુ આવા પૂજ્યપાદ, પરમપૂજ્ય, પરમઆશ્રયદાતા, ધર્મપિતા-વિદ્યાગુરુના સમાચાર સાભળી, આખા ગુરુકુલના સ્ટાફને સ્વાભાવિક દિલગીરી થાય જ પણ ગામમા ય આ સમાચાર ફેલાતા બધે દિલગીરી છવાઇ ગઇ હતી આ સમાચાર અમોએ ગઇકાલે ગુરુકુલ મુકામે જઇ આપતા દરેક વિદ્યાર્થીવર્ગને તથા સમસ્ત સ્ટાફને પારાવાર દિલગીરી થઇ છે સાથે દરેક રુદન જ કરવા લાગ્યા ગયાની આખમાથી અશ્રુ ઝરવા લાગ્યા ગઇ કાલે રાત્રિના આઠ વાગે ગુરુકુલ મુકામે શોકપ્રદર્શિત સભા ભરવામા આવી હતી તે વખતે પૂજ્યપાદ પછવાડે રૌદ્રધ્યાન ન થાય અને ધર્મધ્યાન થાય અને પૂજ્યપાદના આત્માને શાતિ મળો, તે માટે દરેક સ્ટાફવર્ગે પૂજ્યપાદ પછવાડે યથાશક્તિ પચ્ચખાણ કર્યા હતા કોઇએ પાચ ઉપવાસ, પાચ જાત્રા, પાચ આયબિલ અથવા નવકારવાળી આદિ યથાશક્તિ પચ્ચખાણ કર્યા છે તેમજ આજ રોજે તત્સબધી પચકલ્યાણકપૂજા ગુરુકુલ મુકામે ભણાવી છે ભાવિ પાસે આપણા મનુષ્યનો કોઇ પણ જાતનો ઉપાય નથી

પાલીતાણા, તા ૩-૧૧-૧૮ **શ્રી કાળીદાસ તારાચદ**

તેઓશ્રી તો યશકીર્તિથી યાવચ્ચન્દ્રદિવાકર જીવતા જ છે જૈનસમાજમા પ્રથમ ગુરુકુલ સ્થાપક, ગુરુકુલપિતા તરીકે તેઓશ્રી સદા અમર જ છે પણ આપણને એક ઉત્સાહી અને હિમ્મત આપનાર, સાચા માર્ગે દોરનારા નાયકની પૂરી ખોટ પડી છે, જે આખી જિંદગીમા પૂરી શકાય તેમ નથી તેઓશ્રી અમારા ઉપકારી હતા આધારસ્થભ હતા, પણ ભાવિભાવ પાસે કોઇનો ઉપાય નથી જે જે આ સમાચાર સાભળે છે તે તે દરેકના હૃદયમા સખ્ત આઘાત લાગે છે જૈનસમાજનો સાચો હિતૈષી હીરો ચાલી ગયો છે તેઓશ્રીના ગુણો યાદ આવતા હૃદય ભરાઇ જાય છે

પાલીતાણા, તા ૧૨-૧૧-૧૮ પ અમરતલાલ અમરચદ શાહ.

મહૂગત શ્રીમદ્ ચારિત્રવિજયજીની કારકીર્દિમા તેમનો આ સસ્થાની પાછળ અવિરત અને અવિશ્રાત પ્રયાસ ભલભલાને હેરત પમાડે તેવો હતો

શ્રી યશોવિજય જૈન ગુરુકુળ, પાલીતાણા સ ૧૯૮૧-૮૨ના રિપોર્ટ

કોઇ પણ કાર્યની યા તો સસ્થાની ઉત્પત્તિ અમુક સંયોગો વચ્ચે થાય છે ગુરુકુલના સબધમા પણ તેમજ બન્યુ છે સવત ૧૯૬૮ ના ભયકર દુષ્કાળના સમયમાં શ્રી સિદ્ધક્ષેત્રને આશરે નિભાવ અર્થે કેટલાએક જૈન કુટુબો આજુબાજુથી અને કચ્છ જેવા પ્રદેશમાથી આવી ચડ્યા હતા તેઓના લઘુ વયધારી બાળકોની કફોડી સ્થિતિ જોતા પ્રેક્ષકોના હૃદયમાં કમકમાટી ઉપજે એવો જ પ્રસગ હતો તેઓને પરિપોષણ આપવા સાથે વિદ્યાભ્યાસમા જોડવા આ સસ્થાના સંસ્થાપક મુનિવર્ય શાસન



રસિક ચારિત્રવિજયજી મહારાજ (કચ્છી) શ્રીના હૃદયમાં ધગશ ઉત્પન્ન થતાં આ સંસ્થાને ખુલ્લી મુકવાનો પ્રસંગ પ્રાપ્ત થયો અને વિદ્યાર્થીઓની ભરતી કરવામાં આવી.

શ્રી ય. વિ. જૈ. ગુ. પાલીતાણા સં. ૧૯૮૪ નો રિપોર્ટ



અત્યાર સુધીમાં બહાર પડેલ રીપોર્ટ ઉપરથી જૈન સમાજ જાણી ચુકેલ છે કે ઉપર્યુક્ત સંસ્થાના આદ્ય સ્થાપક મર્હુમ પૂજ્યપાદ મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજી (કચ્છી) હતા. તેઓશ્રીએ આ સંસ્થાને શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પ્રાકૃત પાઠશાળા બોર્ડીંગના નામથી ૧૯૬૮ ના વૈશાખ શુદિ ત્રીજથી ખુલ્લી મુકી હતી. આ સંસ્થાનો ઉદ્દેશ જૈન બાળકોને સંસ્કૃત, પ્રાકૃત ભાષાનું સારું જ્ઞાન આપવા સાથે જૈન સિદ્ધાન્તોનું તાત્ત્વિક જ્ઞાન આપી જૈન પંડિતો બનાવવાનો હતો. મર્હુમ મહારાજશ્રીએ સં. ૧૯૭૩ ના અષાડ માસ પર્યંત આ સંસ્થાના મૂળ ઉદ્દેશોને સાચવી રાખી ઉંચી સ્થિતિ ઉપર મુકવા અથાગ પરિશ્રમ કર્યો હતો.

શ્રી ય. વિ. જૈ. ગુ. પાલીતાણા ૧૯૭૪–૭૫–૭૬ નો રિપોર્ટ



સં. ૧૯૬૮ થી ૭૦ સુધીના પ્રગટ થયેલા રિપોર્ટ ઉપરથી જૈનસમાજ જાણી ચૂકેલ છે, કે આ સંસ્થાની મર્હુમ મુનિરાજશ્રી ચારિત્રવિજયજી કચ્છીના હાથે ૧૯૬૮ ના કારતક સુદ ૫ થી શરુઆત થયેલી અને તે જ વર્ષના વૈશાખ સુદ ૩ ના દિવસથી તેને શ્રી ય વિ. જૈન સંસ્કૃત પ્રાકૃત પાઠશાળા બોર્ડીંગ એ નામ અપાયેલ. ત્યારબાદ સં. ૧૯૬૯ ના જેઠ માસમાં પાલીતાણા મધ્યે જળપ્રકોપ થયેલ, તે સમયે મર્હુમ મુનિરાજ શ્રી ચારિત્રવિજયજીએ સમયને યોગ્ય સહાય આપી સંકટમાં સપડાયેલાઓને યોગ્ય સહાય આપવાથી અને તેવી સહાય તરફ ત્યાંના એડમીનીસ્ટ્રેટર મી. સ્ટ્રાંગ મેજરનું ધ્યાન ખેંચાયાથી તેઓને જોઇએ તે જગ્યા, આ સંસ્થાના માટે, નહિ જેવી કિંમતે પટે આપવાને ઇચ્છા જાહેર કરતાં સ્ટેશન બાજુના ફીલ્ડવાલી, જે ઉપર હાલ મકાન છે, તે પાંચ વીઘાં જમીન તેઓ સાહેબે આપી.

મર્હુમ મુનિરાજશ્રી ચારિત્રવિજયજીની ઇચ્છા આ સંસ્થાને જૈન ગુરુકુલ તરીકે બનાવવાની હતી.

શ્રી યશોવિજય જૈન ગુરુકુલનો
૧૯૭૧–૭૨–૭૩–૭૪ નો રિપોર્ટ.

ઝવેરી જીવણચંદ ધરમચંદ પ્રમુખ
શેઠ લક્ષ્મીચંદજી બેદ ઉપપ્રમુખ
શેઠ ફકીરચંદ કેશરીચંદ
શેઠ લલ્લુભાઇ કરમચંદ
ઝવેરી હીરાલાલ સરૂપચંદ નાણાવટી
ઓ. સેક્રેટરીઓ



# સમવેદન દર્શાવતા

## કેટલાએક તારો અને પત્રોની નોંધ

મુનિ મહારાજશ્રી વિનયવિજયજી મહારાજ મુ૦ રાણપુર
શ્રી વિજયમોહનસૂરિજી મહારાજ
તથા મુનિશ્રી વિજયપ્રતાપસૂરિજી મહારાજ મુ૦ ધ્રાંગધ્રા
આચાર્ય મ૦ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ

| | |
|---|---|
| આચાર્ય મ૦ શ્રી અજિતસાગરસૂરિજી | |
| આચાર્ય મ૦ શ્રીમદ્ વિજયધર્મસૂરિજી | મુ૦ જામનગર |
| મુનિમહારાજ શ્રી રત્નવિજયજી મહારાજ | મુ૦ સીપરી (શિવપુરી) |
| મુનિમહારાજ શ્રી દેવેન્દ્રવિજયજી મ૦ | મુ૦ વીરમગામ |
| મુ૦ મ૦ શ્રી સિદ્ધિવિજયજી | |
| તથા મુ૦ મ૦ શ્રી સૌભાગ્યવિજયજી મ૦ | મુ૦ અમદાવાદ |
| મુ૦ મ૦ શ્રી પદ્મમુનિજી મહારાજ | મુ૦ પાલિતાણા |
| પં૦ મ૦ શ્રી વિજયનાભસૂરિજી મહારાજ | |
| તથા ખાંતિસૂરિજી મહારાજ | મુ૦ બારડોલી |
| મુ૦ મ૦ શ્રી ખીમાવિજયજી મહારાજ | |
| તથા સૌભાગ્યવિજયજી મહારાજ | મુ૦ તણમા |
| મુ૦ મ૦ શ્રી પદ્મવિજયજી મહારાજ | |
| તપસ્વીજી મુનિ હુકમવિજયજી મહારાજ | |
| તથા મુનિશ્રી હરખવિજયજી મ૦ | મુ૦ લાકડીયા |
| સાધ્વીજીશ્રી ખીમકોરશ્રીજી, સાધ્વીજી લાવણ્યશ્રીજી, સાધ્વીજીશ્રી ચંદનશ્રીજી, સાધ્વીજીશ્રી મનોહરશ્રીજી | |
| બેન પુરીબાઇ તથા દિવાળીબાઇ | મુ૦ કોડાય |
| બેન ગમબાઇ | મુ૦ એકલબા |
| શ્રીયશોવિજયજી જૈનગુરૂકુળ કાર્યવાહક મંડળ | મુ૦ મુબઇ |
| શેઠ હીરજી ઘેલાભાઇ | મુ૦ મુબઇ |
| શેઠ દામજી ધારશી | મુ૦ મુંબઇ |
| શા વીરજી કે૦ બાનાણી | મુ૦ મુબઇ |
| શ્રી મનસુખભાઇ મહેતા-કુટુંબ | મુ૦ મુંબઇ |
| ચુનીલાલ નારણદાસ કાનુની | મુ૦ મુંબઇ |
| પં૦ ત્રિભુવનદાસ અમરચંદ | મુ૦ કલકત્તા |
| શ્રી ગોવુરી ઘેલાભાઇ | મુ૦ કલકત્તા |
| શેઠ ઉકમશી રાયશીની કું | મુ૦ કલકત્તા |
| શેઠ રખુશી લાખા | મુ૦ રંગુન |
| શ્રી જૈનસંઘ | |
| શ્રી આશકરણભાઇ ખેમાર, તેજાભાઇ વગેરે | મુ૦ માંડવી |
| શ્રી જૈનસંઘ ઝવેરી નાથાભાઇ તથા મૂળચંદભાઇ જેઠાભાઇ તથા | |
| ઝવેરી સાકરચંદભાઇ વગેરે | મુ૦ ભૂજ |
| શ્રી જૈનસંઘ શેઠ નાથાભાઇ લવજી સે૦ ખીમજી જેરાજ કાનજી | |
| પુરસોત્તમ ઉત્તમચંદ પ્રેમચંદ રાયશી હીરાચંદ વગેરે | મુ૦ અંજાર |
| જૈન સંઘ કયા ઉમા, પાચા કાયાજી વગેરે | મુ૦ સાભખીયાળી |



| | |
|---|---|
| જૈન સંઘ | મુ૦ વાંકી |
| જૈન સંઘ | મુ૦ પત્રી |
| જૈન સંઘ | મુ૦ જંગી |
| જૈન સંઘ વકીલ હીરાલાલભાઇ વગેરે | મુ૦ અચાર |
| જૈન સંઘ શેઠ હીરાચંદભાઇ વગેરે | મુ૦ લાકડિયા |
| જૈન સંઘ | મુ૦ ચિત્રોડ |
| જૈન સંઘ દામજી સૂરજી વગેરે | મુ૦ ધમડકા |
| જૈન સંઘ | મુ૦ આંબેડી |
| યતિશિષ્ય છગનલાલજી | મુ૦ આંબેડી |
| જૈન સંઘ | મુ૦ ભડલી |
| ” | મુ૦ વિથોણ |
| ” | મુ૦ માનકુઆ |
| ” | મુ૦ નખત્રાણા |
| ” | મુ૦ કાંડાગરા |
| શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ તથા પં૦ કાલીદાસ વગેરે | મુ૦ પાલીતાણા |
| પં૦ અમૃતલાલ અમરચંદ | મુ૦ પાલીતાણા |
| જૈન સંઘઃ શેઠ રાયચંદભાઇ વગેરે | મુ૦ ટાણા |
| માસ્તર નાગરદાસ દામોદરદાસ | મુ૦ ટાણા |
| જૈન સંઘ | મુ૦ પછેગામ |
| શ્રી અચરતલાલ જગજીવનદાસ | મુ૦ ભાવનગર |
| જૈન સંઘ | મુ૦ સરા |
| પારેખ રામજી જેસંગ | મુ૦ બેલા |
| શેઠ નેમચંદ કુંવરજી | મુ૦ આંદરણા |
| નગરશેઠ જાદવજી દલીચંદ | મુ૦ માળીયા |
| દોશી જૂઠાભાઇ પ્રેમચંદ પૂંજાણી | મુ૦ રંગપર |
| સંઘવી કાનજીભાઇ | મુ૦ મોરબી |
| શેઠ કેશવલાલ કચરાભાઇ | મુ૦ વીરમગામ |
| પં૦ જયચંદ્રજી મહારાજ | મુ૦ માલેગામ |
| શ્રી રતિલાલ હીરાલાલ | મુ૦ ખેડા |
| શેઠ ગુલાબચંદ પાનાચંદ | મુ૦ કાલિયાવાડી |
| શેઠ નેમચંદ નાથાભાઇ | મુ૦ સુરત |
| ઝવેરી મોહનલાલ મગનલાલભાઇ | મુ૦ અમદાવાદ |
| શ્રી પોપટલાલ ત્રિભુવનદાસ શાહ | મુ૦ કરાંચી |
| શ્રી કુંવરજી દેવજી શાહ | મુ૦ મઢડા |
| શ્રીયુત ચત્રભુજભાઇ | મુ૦ મોરબી |
| શ્રી હંસરાજભાઇ શામજી | મુ૦ જામનગર |

**સૂચના**—આમાં લખેલ દરેકના પત્રો આવ્યા છે. કેટલાકના તારો અને પત્રો પણ આવેલ છે. આ સિવાય બીજા પણ અનેક છુટક વ્યક્તિઓના પત્રો આવ્યા હતા.

# પ ત્ર વ્ય વ હા ર

પત્રવ્યવહાર જીવનચરિત્રનુ એક અગ લેખવામા આવે છે આ દ્વારા જીવન નાયકના વ્યક્તિત્વની કેટલીય અપ્રગટ મહત્તાઓ તેમજ ખાસિયતો પર પ્રકાશ પાડે છે, અને આ જ કારણે જીવનચરિત્રોમા પત્રવ્યવહારનો સગ્રહ એક મહત્ત્વનુ અગ ગણાય છે અત્ર પણ એ જ દૃષ્ટિ લક્ષમા રાખી આ પત્રો આપવામા આવે છે, પણ દિલગીર થવા જેવુ એ છે કે તેનો સગ્રહ બહુ અલ્પ કરાયેલો છે તેમજ ડુપ્લીકેટ (નકલ) રાખવાની પ્રથા પ્રચલિત ન હોવાથી સ્વર્ગસ્થનો લખેલ એક પણ પત્ર ઉપલબ્ધ થઈ શકયો નથી જો એ શકય હોત તો આ ગ્રથના આકર્ષણમા ઓર ઉમેરો થાત ! અત્રે રજુ કરવામા આવેલા પત્રો તેમના પર ભિન્ન ભિન્ન વ્યકિતઓએ લખેલા છે આટલા માત્રથી પણ આશા છે કે, પાઠકો ચરિત્રનાયકના વ્યકિતત્વને વધુ પીછાની શકશે સંપાદક

---

(૧)

(શ્રી વિજયકમલસૂરિજીનો પત્ર)

મુનિ ચારિત્રવિજય જશોવિજય મહારાજના નામથી પાઠશાળા કરાવ્યાની ખબર મળી હતી તથા તમારા લખાણથી પણ જાણ્યુ છે મે તારગાથી પત્ર લખેલ છે મોટી ટોળીવાળાને સાથે રાખી કામ લ્યે તો સારૂં તેઓ ઉપદેશનું જ કામ કરે, વધારે ખટખટમા ન ઉતરે તેમ કહેશો સુખશાતા જણાવશો સવત ૧૯૬૯ ના માહ શુદિ ૭

પ કમળવિજયગણી તરફથી ધર્મલાભ વાચશો દ઼ખુદ

(૨)

તમારો પત્ર પહોચ્યો, વાચી વિગત જાણી, મદદ માટે લખ્યુ, અમે બનતી મદદ અપાવીશુ આવેલા માણસોને પાદરા, દગપગ, મીયાગામ, દક્ષિણના ગામો મોરનાડ, શાહપુર, કેનોલી, વાઘગામ, જૂન્નેર આદિ ગામોની ચીઠી લખી આપી છે ગરથા માટે તમો ઘણો પરિશ્રમ ઉઠાવો છો શરીર પણ મહારાજને જીવનચરિત્ર મોકલ્યુ છે તેનો ઉતારો કરી બુક પાછી મોકલશો તમારી ગુરુભક્તિ પ્રશસનીય છે

દ પ કમલવિજયગણીના અનુવદના વાચજો

(૩)

પત્ર મળ્યો બીના જાણી ગરથા માટે તમો આટઆટલી મહેનત ઉઠાવો છો વિદ્યો પણ પણા આવે છે + + બાદ ત્યાં આવી મદદ આપી જશે પાઠશાળા માટે અમો ત્યા આવીને બની ગોઠવણ કરી દેશુ અને તમોએ પણ સારો પરિશ્રમ ઉઠાવ્યો છે તે બદલ ધન્યવાદ ઘટે છે પુસ્તકની પેટી કમોડ મોકલજો વિદ્યાર્થીઓને ધર્મલાભ અત્રે મો શાન્તિમા છીએ ને પાઠશાળા માટે અમો યથાર્થ રીતે



સારી મદદ અપાવીશું. + + ચરિત્રનો ઉતારો થયો હશે.

દ. પં કમલવિજયની અનુવંદના વાંચજો

(૪)

તમારો એક પત્ર મોહનલાલ ઝવેરી ઉપરનો તથા એક અમારા ઉપરનો બન્ને પહોંચ્યા છે. વાંચી બીના જાણી છે. આણંદજી કલ્યાણજીના પેઢીના મુનિમે આવક બંધ કરાવી છે, વળી + + વિજયજી પણ આવક બંધ કરાવે છે તે જાણ્યું છે. તમે એકલે પગે કયાં સુધી પહોંચશો ? પેઢી માટે બંદોબસ્ત થશે તેટલો કરશું. એ તે આપણામાં છે કે જેણે શરૂ કર્યું તેણે જ પાર ઉતારવું પડે. પાઠશાળા તમે ઉઘાડી હવે તમે જ સંભાળો. કોઇ બીજા કેટલી મદદ અપાવે ! + + વિજયજીને આવક બંધ કરાવવી શોભતિ નથી. હશે જેનું કર્યું જે ભોગવશે. તમે કામ સંભાળજો. મદદ બનતી અપાવીશું. ભાવનગરવાળા કુંવરજી આણંદજી બાહોશ માણસ છે. વળી પાઠશાળા માટે પ્રેમ ધરાવે છે. તેમને પણ લખજો. પેઢીના ટ્રસ્ટી પણ છે. તેમને સેક્રેટરી કરશો તો ઠીક પડશે.

અહીં બે પંન્યાસ, ભાવવિજયજી, મુનિ હેમવિજયજી, મુનિ દર્શનવિજયજી, લાભવિજયજી, મુક્તિવિજયજી, ધર્મવિજયજી, ચિત્તવિજયજી, હેતવિજયજી, પ્રેમવિજયજી એ રીતે જાણજો.

સં. ૧૯૭૨, અમદાવાદ — દ. પં. કમલવિજયની અનુવંદના વાંચજો

(૫)

અહીં અત્યારે યોગોદ્વહનની ક્રિયા ચાલે છે. ત્રણેને પંન્યાસ કરવાના છે. તમે કચ્છમાં. હું અહીં. પાઠશાળા કેવી રીતે બચાવી શકાય ? પાઠશાળાના ઉદ્ધાર માટે તમે જલદી કચ્છમાંથી પાલીતાણા આવો ! કુંવરજીએ બગાડયું છે અને + + વિજયજી પણ પાલીતાણામાં રહી પાઠશાળા વિરૂદ્ધ પડયા છે, તેમણે તો હમણાં ઉપાડો લીધો છે. હોય, બધું સારૂં થઇ રહેશે. તમો પાલીતાણા આવો ! અમે પ્રાયઃ સંઘ લઇને ત્યાં આવશું. કમેટી માટે ભલામણ કરીશું. સારા ધર્મનિષ્ઠ માણસોના હાથમાં પાઠશાળા સોંપાય તો સારી ઉન્નતિ થાય. તમે કોઇ વાતે ચિંતા ન કરશો. તમારી મહેનત અને પરિશ્રમ જરૂર સફળ થશે. આપણે આપણા માટે કર્યું છે શાસનદેવ સહાય કરશે.

સં. ૧૯૭૩ અમદાવાદ — દ. પં. કમળવિજયની અનુવંદના વાંચજો

(૬)

સ્થવિર મુનિરાજ શ્રી વિનયવિજય મહારાજ

પાઠશાળા સંબંધી હકિકત વાંચી ધ્યાનમાં લીધી છે. સાધુ સાધ્વીઓને જ્ઞાન મળી શકે એવી ગોઠવણ વિશેષ રાખશો. ઘરગૃહસ્થી ભણે તો ભણે પણ સાધુ ભણશે તો મોટો ફાયદો છે.

પાઠશાળા માટે ઉંઝા ગુરુ મહારાજ પંન્યાસજી મહારાજ સાહેબને લખ્યું હશે, નહીં તો જરૂર લખશો.

સં. ૧૯૬૮ કા. વ. ૩ — લી. મુનિ વિનયવિજયજીના અનુવંદના સુખશાતા પહોંચે

(૭)

શ્રી વિજયધર્મસૂરીશ્વરજીનો પત્ર

બનારસથી લી. ધર્મવિજયાદિ ઠાણા ૧૦ના, શ્રી પાલીતાણા તત્ર વિનયાદિ–ગુણરત્ન–રત્નાકર મુનિ શ્રી ચારિત્રવિજયજી યોગ્યાનુવંદણા વાંચશો.

તમારો પત્ર મળ્યો વાચી વિદિતાર્થ થયો શ્રી યશોવિજયજી પાઠશાળા સ્થાપન કરવી તે વાત ઘણી ઉત્તમ છે ત્રિભોવનદાસ તથા અમૃતલાલને તે કાર્ય કરવુ ઉચિત છે કેવળ ગૃહકાર્ય માટે સમયોચિત પગારની જરૂરિયાત છે, તેનો બંદોબસ્ત છ માસ માટે કરાવી આપીશ, પરન્તુ આગળ પર તમારે શિર છે મારે માથે શ્રી યશોવિજયજી પાઠશાળા, બનારસ પશુશાલા, અમદાવાદની શાખા શાલા, પુસ્તક પ્રકાશ ખાતુ વગેરે છે

પાઠશાળાની સ્થાપના કારતક પુનમ પર રાખો, જેથી પૂર્ણ સિદ્ધિ થાય પ્રથમ મુકામનો બંદોબસ્ત કરવો મારા શિર પર કામ ઘણા છે અવકાશ નથી ગિરિરાજના દર્શન કરતા યાદ કરશો હુ પણ આવુ છુ, થોડા મહિનામા એ જ પાઠશાળામા પૂર્ણ આનદ છે
વીર સ ૨૪૩૬ આશ્વિન વદ દશમ

(૮)

## શ્રી વિજયધર્મસૂરીશ્વરજીનો પત્ર

શ્રી બનારસથી લી૦ ધર્મવિજયાદિ ઠાણા શ્રી પાલીતાણા તત્ર વિનયાદિગુણગણ વિભૂષિત મુનિ શ્રી ચારિત્રવિજયજી યોગ્યાનુવદણા વાચશો તમારો પત્ર વાચી સમસ્ત મુનિમડળ તથા વિદ્યાર્થીવર્ગ ભારે આનદિત થયો છે ધન્ય છે તમારી ભાવનાને ! મારા મનમા પૂર્ણ વિશ્વાસ હતો, જે ચારિત્રવિજયજી જરૂર કાર્ય બજાવશે તે ફલીભૂત થયો છે હુ માગશર વદી ૩ ને રોજ જરૂર વિહાર કરીશ ધીમે ધીમે ગુજરાત આવીશ શારીરિક સપત્તિ ઘણી ખરાબ છે પૂર્ણ અવસ્થા લાગી છે છ માસ તો તમામ વિચાર છોડી નિવૃત્તિ સુખ લેવુ છે + ++

પુસ્તકો જરૂર બે દિવસમા વિદાય થશે ગિરિરાજના દર્શન કરતા યાદ કરશો મિતિ વીર સવત્ ૨૪૩૮ માગશર સુદી ૧૪ ૫ અમૃતલાલને ધર્મલાભ જણાવશો નવો વેપારી પ્રથમ જે છાપ પાડે તે પાડે છે બરાબર દિવસ ભર પરિશ્રમ કરજો

(૯)

## શ્રી વિજયધર્મસૂરીશ્વરજીનો પત્ર

શ્રી નયાશહેરથી લિ ધર્મવિજયાદિ ઠાણા ૬ તત્ર વિનયાદિ ગુણવિભૂષિત મુનિ શ્રી ચારિત્રવિજયજી યોગ્ય અનુવદણા વદણા વાચશો

તમારા તરફથી તાર તથા પત્રો મળ્યા વાચી બોના જાણી પાલીતાણાની ભયકર સ્થિતિનો હેવાલ, પત્ર દ્વારા તથા સાજવર્તમાન દ્વારા જાણી ભારે ખેદ તમારી પાઠશાળાના અમાધિ ખબર સાભળી અતિ આનદ તમે બજાવેલી જન તથા પશુ સેવા બદલ ધન્યવાદ તમારી શૂરવીરતા અને હિમ્મત જાણી આનદ

વિશેષ લખવાનું કે પ ત્રિભોવનદાસ હાલ અમારા કામમા છે તે જાણશો તેની ચિન્તા કરશો નહિ બીજુ લખવાનું કે હાલ પાલીતાણાની પ્રજા ભયકર સ્થિતિમા આવી પડી હશે તે વાસ્તે રૂ ૨૦૦) થી ૨૫૦) સુધી દુખી શ્રાવકોને તથા બીજા ગરીબોને તમારે યોગ્ય લાગે તેમ આપો થોડા દિવસ બાદ અમો અહીથી મોકલાવી આપીશુ દુખીઓના દુખ દૂર કરો !

બીજુ હાલ ગુરુ મહારાજ સાહેબના શરીરે ઠીક નથી અને સ્થડિલ દિવસ અને રાત્રિમા ૭-૮ વખત જવુ પડે છે શરીરની શક્તિ બિલકુલ કમ છે દિવસ ચારપાચ થયા આમને આમ છે મરી



વિજયજી મહારાજ તથા વૃદ્ધિચંદજી મહારાજ સાહેબોની કૃપાથી શાન્તિ થઇ જશે. ચિન્તા કરશો નહિ. ગુરુવર્યની આજ્ઞાથી પત્ર લખ્યો છે. દા૦ સેવક દેવેન્દ્રની વંદણા.

દા૦ ધર્મવિજયનાતુવંદણા. આજરોજ સહેજ ઠીક છે. પં. ત્રિભોવનદાસ પાટણ મૃગેન્દ્રવિજયજી પાસે ગયા છે. થોડા દિવસનો વિલંબ થાય તો ડરવું નહિ.

(૧૦)

(શ્રી વિજયધર્મસૂરીશ્વરજીનો પત્ર)

શ્રી નયાશહેરથી લિ. ધર્મવિજયાદિ ઠાણા ૭ ના, શ્રી પાલીતાણા તત્ર વિનયાદિગુણગણ વિભૂષિત મુનિ શ્રી ચારિત્રવિજયજી યોગ્ય અનુવંદણાવંદણા વાંચશો. તમારો પત્ર મળ્યો. વાંચી ઘણો સંતોષ થયો. પાઠશાળા માટે પ્રાણ પાથરો છો, ઉન્નતિ કરો છો તે જાણી ઘણો આનંદ. સંતોષ થયો. તમો મુનિ શ્રી કપુરવિજયજીને ખમતખામણા કરવા ગયા તે સમયે તેઓએ ઉદારવૃત્તિ અને શાસનપ્રેમ બતાવ્યાં તેવી જ ભાવના મારી તે મુનિરત્ન પર છે. હું પણ ખમાવું છું. સુખશાતા સાથ અનુવંદણા જણાવું છું. આપણી મુનિઓની ફરજ છે જે વીર પરમાત્માના શાસની સેવા કરવી. ઇર્ષ્યા, મમતો છોડી સમતા ધરવી. ગુજરાતી સાધુઓ હીરામાણેક જેવા છે છતાંય ધૂર્તશિરોમણિ કપટપટુ + + + ........ભદ્રિક જીવોના મનોમંદિરમાં ભ્રમરૂપ ભૂતને પેસારી દે છે. તમામ વિદ્યાર્થી વર્ગને ધર્મલાભ. વીર સં. ૨૪૩૯ ભાદરવા સુદિ ૧૫

(૧૧)

(શ્રીમાન્ રત્નવિજયજી મહારાજ)

તત્ર શ્રીમાન્ પરમપ્રિય ધર્મદોસ્ત ધર્મબન્ધુ શ્રીમાન્ ચારિત્રવિજયજી, દર્શનવિજયજી, જ્ઞાનવિજયજી, અનુવંદનાવંદના સુખશાતા વાંચશો. આપનો પરમપ્રીતિ સૂચક દર્શનવિજયજીનો હસ્તાક્ષર પત્ર મલ્યો. વાંચી આનંદ. આપની ચળકતી જીંદગીનો મને ઘણી વખત સર્વાંશે અનુભવ મલ્યો છે. મારા હૃદયને પક્કી ખાતરી છે કે આપ વિજય વરમાળા જરૂર ધારણ કરશો. ભારતભૂમિમાં ચાલુ જુગમાં દેવાંશી દીપકો ઝગઝગે છે તેમાંનાં આપ પણ એક શિખાધારી દીપક છો. આપના કાર્યકૃતિની રેખાઓ જ્યાં સુધી પીછાણું છું ત્યાં સુધી મારો દૃઢ વિશ્વાસ છે કે—આકાશમાંના ધ્રુવતારાની પેઠે દીપાયમાન થશો.આપનું નામ ડાયરીમાં આપના ખાનામાં રજીસ્ટર કરી દીધું છે. તે યાદ રહે અને પરસ્પર સ્થિતિ સ્થાપકતામાં × × પ્રસન્ન રહો એજ પ્રાર્થના. લી. હું છું આપનો બન્ધુ રત્ન (સીપરી ગ્વાલિયર)

(૧૨)

(શ્રી રત્નવિજયજી મહારાજનો પત્ર)

શ્રી પાલનપુરથી લી રત્નવિજય, તત્ર શ્રી ચારિત્રચૂડામણિ, શાસનપ્રભાવક, પાઠશાળા સ્થાપક, જૈનદીપક, વિદ્યાવિલાસી, આત્મભોગી, પુરુષાર્થપ્રતિમા, પાઠશાળાચાર્ય શ્રીમદ્ વિજયચારિત્રસૂરિ યોગ્ય અનુવંદનાવંદના વાંચશો. આપનો પત્ર મલ્યો. તેનો ઉત્તર સિદ્ધપુરથી લખ્યો છે તો પણ આજે પ્રત્યુત્તર લખવો વ્યાજબી ધારું છું.

બનતી મહેનત કરું છું પણ મને લાભાંતરાય ઉદયથી પ્રાપ્તિ થતી નથી. તો પણ ઉદ્યમી છું અને ખરી રીતે આપને કોટિશઃ ધન્યવાદ આપું છું. આપ હજારો દખલમાં પણ કટિબદ્ધ થઇ સ્વકાર્ય કરો છો અને અમાગ જેવાનાં હજારો બલ્કે લાખો આક્ષેપો સહો છો માટે પુનઃ ધન્યવાદ આપું છું. અને સપ્રેમ સહાનુભૂતિ લખું છું + + + + + ઇતિશમ્ પોસ વદ ૧૪. લી : બન્ધુરત્ન

(૧૩)

( શ્રી વિજયભક્તિસૂરિ આદિનો પત્ર )

માણસાથી લી ભક્તિવિજય, સિંહવિજય, સુરેન્દ્રવિજય, દેવેન્દ્રવિજયના અનુવદનાનદના તત્ર પાલી તાણા મધ્યે વિનયાદિગુણાનકૃત મુનિ શ્રી ચારિત્રવિજયજી યોગ્ય તમારો પત્ર મળ્યો સમાચાર જાણ્યા + + + પાઠશાળા ખોલવાનો પ્રયત્ન કરી કાર્ય સિદ્ધ થવાનું લખ્યુ તે જાણ્યુ અતિ આનદની વાત છે અત્રે મદદ માટે લખ્યુ પણ દુષ્કાળના પ્રભાવથી અતરે તે કાર્ય થવા સભવ નથી પાઠશાળાની સ્થાપના થવાથી સવિસ્તર જવાબ લખશો કયા મકાનમા રહેવાનુ નક્કી કર્યું? હાલ કેટલા પડિત રાખ્યા? તેના ખર્ચનુ કેવી રીતે કર્યું વગેરે સવિસ્તર જવાબ લખશો ચોમાસુ ઉતરે વિહાર કરી તે તરફ ગિરિરાજના દર્શનાર્થે આવવા વિચાર પૂરણ છે તમે કઇ ધર્મશાળામા છો વગેરે લખશો ત્રિભોવનદાસ, અમૃતલાલ તથા ડાયાલાલને ધર્મલાભ મિતિ ૧૯૬૮ ના કારતક શુદિ ૩ બુધ

દ સિંહની વદના

(૧૪)

( શ્રી વિજયભક્તિસૂરિજીનો પત્ર )

મુ સિરોહીથી લ ભક્તિવિજયાદિ ઠા ૭ મુ પાલીતાણા મુનિગુણગણાલકૃત મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી અનુવદનાવદના તમારો પત્ર પોચ્યો બીના જાણી બનતો પ્રયાસ પાઠશાળા માટે કર્યે જઇએ છીએ પાઠશાળાનું મુકામ ભાડે નવીન લીધાના સમાચાર જાણ્યા છે તમારા પ્રયાસને ધન્યવાદ છે

પ્રાય જાવાન ચૈત્રી પૂનમ થશે ત્યારબાદ ગુરુમહારાજજીના સામા જઇશુ સાદડી સુધી જઇશું ત્યા પ્રાય વૈશાખ માસમા ગુરુમહારાજ સાહેબ ભેગા થવા સભવ છે એ જ ચૈત્રી પૂનમના દિવસ દાદાની જાત્રા, મારુ નામ દઇ મારી વતી ખમાસમણ દઇને જરુર કરજો તે દિવસ હું અનુમોદના કરીશ

નવા મુકામના ખબર સાભળી ભારે આનદ તમારા પ્રયાસને ધન્યવાદ ઘટે છે વીર પરમાત્માના શાસનમા તમારા જેવા વીર પુરુષોની જય થાઓ એ જ ઇષ્ટ દેવ પ્રત્યે પ્રાર્થના છે મીતી ૩

દ પોતાના

(૧૫)

( શ્રી હરખચદ ભૂરાભાઇ, આજના ઇતિહાસવેત્તા શ્રી જયતવિજયજીનો પત્ર )

મુ શિવગજ, પો એરણપુર

પોરવાડોકી ધર્મશાળા, તા ૧૯-૬-૩૬

પરમપૂજ્ય પરમોપકારી પ્રાત સ્મરણીય મુનિમહારાજના સત્તાવીશ ગુણે કરી બીરાજમાન શ્રીમાન મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજની સેવામા, મુ પાલીતાણા

સવિનય ૧૦૦૮ વાર વદણા સાથે નમ્ર વિનતિ છે, કે આપશ્રીનો કૃપાપત્ર મળ્યો વાચી આનદ સાથે ખેદ મકાનનું કામ શરૂ થયેલું તથા તે માટે દરેક વાતની સગવડતા થઇ વગેરે સમાચાર જાણીને આનદ થયો છે પરન્તુ આપના ઉદ્વિગ્ન સમાચારથી ખેદ થાય છે આપ એટલો બધો કટાળો શા માટે લાવો છો? આપ જે કામ કરો છો, તે કરવા બીજો કોઇ સમર્થ નથી માટે આપે જન્મ આપી, વૃક્ષને સિંચી સિંચીને મહામહેનતે મોટુ કર્યું છે, તો તેવી જ રીતે તેનું પાલન કરો. બાકી બીજે



કોઇ ત્યાં આવીને આપનાથી સારું કામ કરી આપે તેવો સંભવ નથી. આપે મને ત્યાં આવવા લખ્યું, પણ હું ત્યાં આવી શકું તેમ નથી. કદાચ હું ત્યાં આવું તોપણ શું કરી શકું ? ત્યાંની પાઠશાળાનો ભાર હું કોઇ રીતે વહન કરી શકું તેમ નથી જ. મારી પ્રકૃતિ તો આપથી જાણો જ છો. જો કોઇ મારે માથે ન હોય તો મારાથી તો લાભને બદલે નુકશાન જ થવા સંભવ છે; માટે તેવા કોઇ પણ જાતના ખોટા વિકલ્પો ન કરતાં શાંત ચિત્તથી કાર્ય કરો છો તે પ્રમાણે કરતા રહેશોજી. પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી આદિ તમામ સુખશાતામાં છે. તેમના તરફથી અનુવંદના વંદણા સુખશાતા શોજી

લિ. દાસાનુદાસ સેવક.

**હરખચંદની ૧૦૮ વાર વંદણા સ્વીકારશોજી.**

(૧૬)

**તળાજા, તારીખ ૨૬—૨—૧૯૧૪**

શ્રીમાન્ મહાત્મન્ ચારિત્રવિજયજીની પવિત્ર સેવામાં.

પ્રણામ સાથે લખવાનું કે—ગઇ કાલના અવર્ણનીય આનંદથી મારા મનમાં અત્યંત હર્ષ ઉત્પન્ન થયો છે. જો કે આ પ્રસંગ પ્રાપ્ત થયા પહેલાં આ પવિત્ર અને મહાન્ ઉદ્દેશવાળી પાઠશાળાના સંબંધે હું વિશેષથી હકીકત જાણી શક્યો ન હતો અને એમ પણ સમજી શક્યો ન હતો કે આ દિવસ મારી જિંદગીના સુખના દિવસોમાંનો એક થઇ પડશે. પરન્તુ તે પ્રસંગ પ્રાપ્ત થયે હું ઘણું જાણી શક્યો છું. આ સંસ્થાના શ્રેયસાધક અને આપ જેવા સહાયકને યોગ્ય રીતે સંબોધી હું કશું કરી શક્યો નથી, પરન્તુ તે તમામ હકીકતથી વાકેફ થયા બાદ આપ જેવા મહાન્ પુરુષ કે જે પોતાનાં તમામ સુખો, વૈભવો અને ઇચ્છાઓની તિલાંજલી આપી તનમનથી આવા દેશ અને સમાજ હિતના પરોપકારી કાર્યમાં ભાગ લ્યો છો એ હકીકત જાણી મારા મનમાં આપના માટે અત્યંત માન ઉત્પન્ન થાય એ તદ્દન સ્વાભાવિક છે.

આપના આ ઉદાત્ત પ્રયાસથી હું જાણી શક્યો કે આપ ખરેખર દેશભક્ત છો અને આપનું જીવન ઘણું વંદનીય છે. આ લઘુપત્રને નવલકથા તો ન જ બનાવી શકું, તથાપિ ટુંકામાં કહું છું કે આપ જેવા ઉદાર મહાત્મા કે જેણે પોતાનાં તમામ વ્યાવહારિક સુખોનો ભોગ આપી દેશસેવા બજાવવાનો મહાન્ પ્રયાસ માથે લીધો છે, તેવા નિસ્પૃહી મહાત્માની મદદ સિવાય અમે વ્યવહારી કદી પણ ભારતવર્ષનું હીત નહીં જ કરી શકીએ. અત્યારનો સમય કેળવણીનો છે. જ્યાં નામદાર શાણી બ્રીટીશ સરકારના આશ્રય તળે અને ગોહીલકુલ મુગટમણિ અને મહાન્ પરોપકારી રાજ્ય-કર્તાઓના તરફથી આપણને આટલી મદદ અને સાનુકૂળતા હોવા છતાં અમારા જીવનને અમે દેશોન્નતિ તરફ દોરી ઉપયોગી ન બનાવી શકીએ એ એક માઠા ભાગ્યનું પરિણામ છે. પરન્તુ આપના જીવનવૃત્તાંતથી મને અત્યંત આનંદ થાય છે. કિન્તુ હજી જગતનિયંતા પરમકૃપાળુ પરમાત્માની અમારા ઉપર કૃપા છે કે આપના જેવા સાધુ પુરુષો અમારા ઉપર આટલો ઉપકાર કરે છે; અને પરમાત્મા તેથી જ એ મહાન્ કાર્યમાં અમને વિજય આપશે.

આ પાઠશાળાનું અંતરૂ જીવન ઘણા જ ઉંચા પ્રકારનું છે. છાત્રો ઘણા જ લાયક છે. અને તેમના ચારિત્ર ઉપરથી આપ અને શિક્ષકો ઉપર મને ઘણું જ માન ઉત્પન્ન થયું છે, અને એ પરમકૃપાળુ પ્રભુ પાસે એ પાઠશાળાનો પ્રતિદિન અભ્યુદય ઇચ્છુ છું અને એ સહુ બાળકોનો આભાર માનતાં પત્ર સમાપ્ત કરું છું.

**લી. ગોહેલ બાપુભા નારણજી**

(૧૭)

(ભાવનગરના સ્વ૦ મહારાજા ભાવસિંહજીના મામાશ્રીનો પત્ર)

તળાજા, તા. ૧૧-૯-૧૫.

સદા કૃપાળુ પૂજ્ય મહારાજ સાહેબ શ્રી ચારિત્રવિજયજીની પવિત્ર સેવામા મુ પાલીતાણા

વિશેષ વિનતિ કે આપનો કૃપા પત્ર મળ્યો વાચી કુલ હકીકત જાણી પાલીતાણામા પ્લેગ ચાલુ છે તે વાચી બેહદ દીલગીરી + + +

આપ પાઠશાળા લઈને અહિ પધારશો એટલે જેટલી મદદ માગો એટલી આપવા આ સેવક બધાયેલ છે તેમા કોઈ રીતે સશય રાખવો નહી અહી આપની કૃપા છે કોઈ જાતનો વાધો નહી આવે આપ સાહેબ અત્રે પધારવાથી અમોને આપની સેવા બજાવવાનો તથા ઉપદેશ સાભળવાનો મહાન લાભ મળશે ઈશ્વરની મહેરબાની છે કે આપના જેવા સત ત્યાગી પુરુષો અમારા ઉપર આટલી દયા રાખે છે × + +

એ જ વિનતી

શ્રી કનુભાઈ વાકાભાઈના સાષ્ટાગ પ્રણામ

(૧૮)

સકલસદ્ગુણાલકૃત વિવેકવારિધિ કૃપાલુમૂર્તિ વિદ્યાવિલાસી શુભગુણરાશી માગલ્યસ્વરૂપ માનવન્તા મહારાજશ્રી ૩ મહારાજશ્રી ચારિત્રવિજયજી, કચ્છ—આગીઆ

મોરઝરથી લી આપને મળવાને આતુર સ્નેહાધિન કવિ ભગવાનદાસ રણમલજીના સાષ્ટાગ નમસ્કાર નિવૃત્તિ વખતે સ્વીકારવા કૃપા કરશોજી

બાદ આપની મૂર્તિના દર્શન કરી, અત્યાનન્દ થયો છે આપને વિનોદ હોવા પરમાત્માને પ્રાર્થુ છુ

મારા અનુભવ પ્રમાણે આપ વીર, ધીર ને ગભીર, અત્યન્ત ઉદાર, મહાન શૌર્યવાન, બ્રહ્મનિષ્ઠ દિલના દિવ્ય યતિ છો આપના કુલને છાજે તેવા સદ્ગુણો આપશ્રીમા સામેલ છે તથા તેને જગજાહેર કરવા એ અમારો કવિનો ધર્મ છે

આ સસારની રચના દ્વિવિધ છે જેમ કે લાભ—હાનિ, ભલો—બૂરો, સુખ—દુઃખ, રાત્રિ—દિવસ વગેરે રચના બે પ્રકારની છે આ દ્વિવિધતા દરેક જીવોમા પણ સૂક્ષ્મરૂપે બની રહેલ છે જે પૈકીના સતની કદર કરી ફેલાવો કરવો એ સત્યદૃષ્ટાઓની ફરજ છે

" દોહા " " પીંગલ પ્રબધ "

શાતપણો તનમે સદા ગુણિયલ બોધ ગભીર,
સદા ચા રિ ત્ર વિ જ ય જી નિરમલ ગગા નીર ૧
સદા ચા રિ ત્ર વિ જ ય જી દાતા જ્ઞાની દયાલ,
દિન પ્રતિદિન ચડતી કળા કર હી શ્રી ગોપાલ ૨
આપે દાતા અગમે દીપે તેજ દિનેશ,
ધન્ય ધન્ય ધન ધરણીમે વર વર ! વિજય વિશેષ ૩

પુન આપના મુખારવિંદના દર્શન કરવા ઘણી ઉમેદ છે હું આપ જેવા પ્રતાપી પુરુષોનો ચાહક છુ હું ૨ ૩ દિવસ રહી અંગીએ આવીશ. ત્યા એકથી વધારે-બે દિવસ,પૂર્ણપ્રભુની કૃપાથી રહીશ



દોહા—ચાર મળે ચોસઠ ખીલે, વીશ રહે કર જોડ;
સજ્જનથી સજ્જન મળે, પ્રસન્ન હોય સાત ક્રોડ. ૧

સં. ૧૯૭૨ ના આષાડ વદ ૭, ભોમે. લી. કૃપાકાંક્ષી,

**કવિ ભગવાનદાસ રણમલજી**

વાર્દિકફળ—અધિપતિ ખુદ.

(૧૯)

**પાલીતાણા**, તા. ૧૯—૯—૧૬

પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજની પવિત્ર સેવામાં.....મુ. આંગિયા,

પાલીતાણાથી લી. સેવક મકનજી શોભારામ રાવલ—શિર સાષ્ટાંગ નમસ્કાર વાંચવા કૃપા કરશોજી —વિશેષ. આપનો કૃપાપત્ર તા. ૧૩—૯—૧૬ નો મળતાં મારા પિતાશ્રીને તથા મને અતિશય આનંદ પ્રાપ્ત થયો છે. આશીર્વાદરૂપી કૃપાપ્રસાદ આપતા રહેવા વિનંતી છે + + + તા. ૯ મીના રોજ હું અહીંથી વઢવાણ કાંપની હેડ પોસ્ટ ઑફિસના હેડ પોસ્ટમાસ્તર તરીકે એક માસ માટે ગયો અને ત્યાંથી જ પરભાર્યો તા. ૧૪ જુનથી અઢી મહિનાની રજા ઉપર લખતર વગેરે સ્થળે ગયો હતો તે ચાલતા મહિનાની તા. પાંચમીએ મારા પિતાશ્રી વગેરે સાથે આવ્યો છું.

આપના વિહાર કર્યા પછી મેં આપની તપાસ કરાવેલી પરન્તુ આપ પ્રવાસમાં છો એમ કુંવરજીભાઇએ કહેલું. આપશ્રીના ઉપદેશામૃત માટે હૃદય ઘણી ઇચ્છા કરે છે. આપ અહીં હતા ત્યારે તો આપની સેવાનો, દર્શનનો અને બોધ સાંભળવાનો લાભ મળતો હતો. હવે તેવો લાભ ક્યારે આપશો? આપના ગયા પછી બોર્ડિંગમાં અવ્યવસ્થા ચાલે છે તો હવે આપ અહીં આવી સંસ્થાને પહેલાંના જેવી ઉન્નત બનાવો અને અમને પણ દર્શનનો લાભ આપો એવી વિનંતી છે. પત્ર દ્વારા બોધ આપતા રહેશો. બાકી તો ઇશ્વરની દયા હશે ત્યારે આપના જેવા નિઃસ્વાર્થી સાધુપુરુષની સેવાનો લાભ મળશે. પ્રભુ આપને સદાય દીર્ઘાયુ રાખે એ જ પ્રાર્થના. લી. સદાનો સેવક

(પાલીતાણા પોસ્ટ માસ્તર તથા તાર માસ્તર) **મકનજી શોભારામ**

(૨૦)

**પાલીતાણા**, તા. ૨ ઓક્ટોબર ૧૯૧૬.

અનેક ઉપમા લાયક પૂજ્ય મહારાજ શ્રી ચારિત્રવિજય મહારાજની સેવામાં...મુ૦ આંગિયા

પાલીતાણાથી ડૉકટર પદમજીના યથાયોગ્ય વાંચશો. + + તેને માટે આપનો આભાર માનું છું.

પાલીતાણામાં છેલ્લા બે માસમાં ઝાડા ઉલટીના રોગનો ઉપદ્રવ ઘણો જ હતો. પ્રભુકૃપાથી હવે શાન્તિ છે. આશા છે કે આપ પુર ખુશી તંદુરસ્તીમાં હશો. હવે આપ અત્રે ક્યારે પધારશો? આપના સત્સમાગમની ઘણી ઇચ્છા રહ્યા કરે છે. પાઠશાળામાં ઘણા વખત થયા મારું જવું થયું નથી, પણ સાંભળવા પ્રમાણે આપના જેટલી સંભાળ નથી. ગરીબ બાપડા વિદ્યાર્થીઓની મને ઘણી જ લાગણી છે. આપ ઝટ પધારો તો અમો સર્વે રાજી થઇશું. + + +

(પાલીતાણા સ્ટેટ મૅડીકલ ઑફીસર) લિ. **પદમજી અરદેશર**ના યથાયોગ્ય વાંચશો

(૨૧)

**નંદા**, તા. ૧૨-૧-૧૯૧૫

શાન્ત દાન્ત મહન્ત ત્યાગી વૈરાગી વિદ્યોત્તેજક પૂજ્ય મુનિમહારાજ શ્રી મુનિ ચારિત્ર-વિજયજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં,

શુભસ્થળ **માનકુવા**

વિનતિ પૂર્વક લખવાનુ કે હું અત્રે આપના ધર્મના પસાયે કરીને સુખી છુ આપશ્રીનો અગિયાથી વિહાર જૈન પત્રમા વાચવાથી જાણી શકયો છુ આપે વિહારમા રસ્તામા એકસપી માટે જે પ્રયત્ન સેવ્યો અને તેનું શુભ ફળ ત્યાની કોમને મળ્યુ તે જાણીને અત્યત હર્ષ થયો છે આપ ખરેખર જૈન કોમની ઉન્નતિ માટે, વિદ્યાપ્રચાર માટે, એકસપી અને ધર્મોદ્ધાર માટેનો જે પરિશ્રમ વેઠો છો તે સ્તુત્ય છે હું તો સ્તુતિ કરુ પણ એક વખતે આખી જૈન કોમને સ્તુતિ કરવાની ફરજ પડશે

આપે પાલીતાણામા પાઠશાળા સ્થાપી એ જેવો તેવો ઉપકાર નથી કર્યો અને હવે કચ્છ જેવા અજ્ઞાનતામા સડતા, ડુબતા પ્રદેશના ઉદ્ધાર માટે કમ્મર કસી આપ ત્યા પાઠશાળા—ગુરુકુળ સ્થાપવા ધારો છો તે માટે ખરેખર આપને ધન્યવાદ ઘટે છે આપના પ્રયાસથી કચ્છદેશનો જરુર ઉદ્ધાર થશે અને અજ્ઞાનતા પણ દૂર થઇ જશે આપને અત્યારે નહિ તોપણ પછવાડે જૈન સમાજ પૂજશે + + +

હુ આપનો સદાનો ઋણી છુ આપના પ્રત્યે મારી જે માનબુદ્ધિ છે તેવી સદાને માટે રહે તેવી ઇશ્વર પ્રત્યે માગણી કરું છુ આપણી પાઠશાળા-બોર્ડીંગ સારી રીતે ચાલતી હશે દિન પ્રતિદિન આપના પુણ્ય પ્રતાપે તેની ઉન્નતિ થાય તે જ ઇચ્છુ છુ લિ સદાનો આભારી

સેવક—**ભગવાનદાસ કમલશીની** અનેકશ વદના અવધારશોજી

(૨૨)

Dastur & Co Solicitors, 15, Mail Building, Hornby Road,
BOMBAY
17—8—17

પૂજ્ય મુનિવર્ય શ્રી ૧૦૦૮ મહારાજ શ્રી ચારિત્રવિજયજી તથા મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી તથા મુનિ મહારાજ શ્રી જ્ઞાનવિજયજી આદિ ઠાણાની પરમ પવિત્ર સેવામા

વિનય પૂર્વક વદના સહિત જણાવવાનુ જે આપનો તા ૧૫—૮—૧૭ નો કૃપાપત્ર મળ્યો પત્ર દ્વારાએ આપશ્રીની અમૃતવાણી અને મજકુર વાણી દ્વારા આપશ્રીના પોતાના દર્શન જેટલો આનદ થયો છે આપના, તેની અદર પરોપકારવૃત્તિથી લખાયેલા, હિતવચનોને હુ મારા હૃદયમા જરુર યોગ્ય સ્થાન આપીશ અને વિરહ દુખને સમાવવા હુ વારવાર તમારા બોધ વચનોને યાદ કરીશ કહેવાની અગત્ય નથી, અત્યાર આગમચ આપની શિક્ષાથી મારુ દર્દ અમુક અશે ઓછુ થવા પામ્યુ છે અને મારી ખાત્રી છે કે જેમ જેમ આપનો પ્રબળ ઉપદેશ મારા આત્મામા વધુને વધુ પરિણમશે તેમ તેમ ઉક્ત ઉદાસીનતારૂપ દર્દનો નાશ થશે

આપશ્રીની છેવટની આજ્ઞા જે " આત્મા નિમિત્ત વશ છે અને તેથી જો આપણે ખોટા નિમિત્ત ઉભા નહી કરીએ તો સુખી થઇશુ " ખૂબ યાદ રાખુ છુ હર સમયે તેને ગંભાઈ છુ આપશ્રીના મનોહર ધર્મોપદેશથી મારી ઉદાસીનતા ચાલી ગઇ છે સસારી વિષયો મને અપ્રિય થઇ પડ્યા છે અને દિવસનો મોટો ભાગ ધર્મધ્યાનમા ગાળી શકુ છુ સસારનો વૈભવ, સસારી મૈત્રિ, સસારી કાઇ પણ હીલચાલ મને ની સ જેવી જણાય છે અને હું ઇચ્છુ કે આવી વૃત્તિ મ્હારી સદાને માટે કાયમ રહે આ બધો આપશ્રીના ઉપદેશનો જ પ્રતાપ છે મ્હને તો વિશ્વાસ છે કે



આપના જેવા પરમ ઉત્કૃષ્ટ ત્યાગી નિસ્પૃહી સાધુઓથી જૈનધર્મ દીપે છે. નિરંતર પત્રદ્વારા આપનાં અમૂલ્ય બોધવચનો અવશ્ય મોકલશોજી. આપના એક એક વચન મને ત્યાગમાર્ગમાં તરબોળ કરે છે. હવે તો નસીબમાં હશે ત્યારે આપનાં દર્શન થશે. હાલ એ જ. કામ સેવા ફરમાવશોજી.

**લે. બાળક વીરજી (વીરજી કેશવજી બાલાણી)**

(૨૩)

મુ. **પાલીતાણા**, તા. **૨૫-૫-૧૯૧૮.**

સર્વશ્રમણગુણસંપન્ન મહારાજ શ્રી ચારિત્રવિજયજી આદિ ઠાણાની સેવામાં.

લી. શાહ **માધવલાલ નાગરદાસ**ના ૧૦૦૮ વાર વંદણા સ્વીકારશોજી.

જ્યારે જ્યારે હું કોમ ઉન્નતિનો વિચાર કરતો હોઉં છું, ત્યારે આપના જેવી જ એક મૂર્તિ મારા હૃદયમંદિરમાં આબેહુબ દૃશ્ય થાય છે અને એમ સૂચવે છે કે "એકે હજારાં સો તે બિચારાં" તે નિયમ ખ્યાલમાં રાખી પ્રયાણ કરવું. ખરેખર, મને, જૈન કોમની ઉન્નતિને માટે તદ્દવત્ થયેલા આપના ઉદાર હૃદયને માટે, મારી જીંદગીની કીંમતના જોખમનાં માન કરતાં વધારે માન તે હૃદયને માટે છે, અને હું આપને સાધુના વેષને લઇને નહીં, પરન્તુ મહાસમર્થ પુરૂષના જેવા હૃદયને લઇને ચાહું છું.

ઇષ્ટ કૃપાથી તેવી રીતના હૃદયનાં પોષક તત્ત્વો મળો અને તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ થઇ આ ચક્ષુઓ તેનું ફળ જોવાં હું ક્યારે ભાગ્યશાળી થાઉં એવું ઇચ્છું છું.

પ્રીયેશ્વર ! હું લખવાનું સાહસ કરું છું, કે કદાચ કફોડા સંયોગોને લઇને હું આ સંસ્થાને મૂકીશ, પરન્તુ આપના જ્વાજ્વલ્ય હૃદયે જે મારા મન ઉપર અસર કરી છે, તેના માનમાં તો હું આપને મારા હૃદયમાંથી દૂર કરી શકીશ નહિ તો પછી વીસરી જવાની વાત ક્યાં રહી ?

લી. તમારો **માધવલાલ નાગરદાસની વંદના.**

તા. ક. પંડિત તેના પિતાશ્રી ડાહામાં માંદા હોવાથી દીવસ આઠની રજા લઈ તત્ર ગએલ છે. કાગળ રહી ગએલો હોવાથી નવીન—પંડિતના પિતાશ્રી ગુજરી ગએલ છે.

સો શિયાળવાનાં સમુદાય પર ધ્યાન દેવું તેના કરતાં એક સિંહના બચ્ચાને હાથ કરવું કાર્યોન્નતિ માટે પુરતું થશે.

"હૃદય પર છે લખી લીધું હવે શું છે રહ્યું લખવું; સહીને આંસુના દરીયા તરીને પાર ઉતરવું."

સર્વેને વિનયી નમન

લી. તમારો **માધવલાલનાં વંદના.**

(૨૪)

**મુંબઇ** તા. ૩—૮—૧૮

પરમ હિતસ્વી સત્યપંથવેદી મુનિવર શ્રી ચારિત્રવિજયજી આદિ મુનિમંડળ મુ૦ **અંગિયા**

મુંબઇથી લિ. મનસુખલાલનાં વંદન. તમારો પત્ર મળ્યો. ચોમાસુ ત્યાં થયું જાણ્યું. એ દેશમાં સાચા ગુરુની ખામી છે.

આપનો ઉપદેશ મારા મનને બહુ પ્રેરે છે. એ ભાવના પ્રત્યેક મહારાજોમાં પરિણત જોવા ઇચ્છું છું. આમ થાય તો સમાજનો ઉદ્ધાર નિર્ણીત જ છે.

સંસ્થા—આશ્રમ માટે લાલ રંગની ભૂમિ તરફ મન દોડે છે સહસ્રાભ્રવનની શાંતિ અને પવિત્રતા પણ દિલનેય ખેંચે છે

તે તરફ આવતા જુનાગઢ જરૂર આવીશ મનસુખ સાક્ષી પૂરે છે, આપ જેવાનો હાથ છે તો કાર્ય જલદી પ્રાણવાન બનશે

મારા યોગ્ય કાર્ય ફરમાવશો બાલ મુનિરાજોને વંદન આપ તેમને પોતાના સમર્થ પ્રતિનિધિ બનાવશો એ જ વિનતિ છે

મનસુખના વંદન

(૨૫)

અગીયા, શ્રાવણ વદી ૮, શુક્રવાર ૧૯૭૪

સ્વસ્તાન શ્રી નિમાન પાલીતાણા શુભસ્થાને સદ્દગુણાલંકૃત, વિવેકસાગર, જ્ઞાનભંડાર, બુદ્ધિવંત, સમદષ્ટિવાન્, અપમાન રહિત, શુભચિંતક પૂજ્ય મુનિ મહારાજશ્રી ચારિત્રવિજયજીની પવિત્ર સેવામાં,

અગીયાથી લી આપને હરઘડી યાદ કરનાર કનિષ્ટ સેવક ઇશ્વરના સાષ્ટાંગ પગેલાગણા સ્વીકારશોજી

આપશ્રી અંતરેથી ગયા પછી મારા ઉપર પત્ર નથી, પણ અરે, હું ભૂલ ખાઉં છું કારણ કે આપે ખટપટ તજીને જ વૈરાગ્ય લીધો છે તો પછી હું આપને યાદ ન આવું તેમા કાંઇ મોટી વાત નથી હું તો આપને એક ઘડી પણ ભૂલ્યો નથી હરઘડી યાદ કરું છું આપના સંસારની અસારતાના, વૈરાગ્ય ઉપજાવનારા ઉપદેશ હજી મારા કાનમા ગુંજે છે હવે આ સેવકોને ક્યારે દર્શનનો લાભ આપશો? આપના જેવા મહાસાધુપુરુષોના દર્શન તો પરમ પુણ્યે–પ્રભુકૃપાએ જ થાય છે હવે આપ અહીં ક્યારે પધારશો? સંઘમા બે તડ પડેલા છે આપ આવી સમાધાન કરાવી શાંતિ પમાડો અને અમને દર્શન તથા ઉપદેશનો લાભ આપો એવી વિનતિ છે પ્રભુ આપને દીર્ઘાયુ રાખો મુનિશ્રી દર્શનવિજયજીની ખબર લખશો

તા ક પીરભાવાથી આપના સત્સંગને બહુ જ પ્રેમપૂર્વક યાદ કરે છે

સેવક બ્રા ઇશ્વરલાલ પ્રાણજીવન ધ્રુવ

(૨૬)

પૂજ્ય મહારાજશ્રી ચારિત્રવિજયજી મહારાજની સેવામા

+ + + વિ પાઠશાળામા છોકરાઓ સર્વેનો અંગ્રેજી અભ્યાસ ઠીક ચાલે છે હવે આપ જલદી આવી આપની પ્રિય સંસ્થાને સભાળો ચોતરફ ઘોરઅંધારા વાદળોમા આપ જ સંસ્થા માટે દીવાદાંડી રૂપ છો વધુ વિલમ્બ સંસ્થાને જોખમમા નાખશે પાઠશાળાનું અને સર્વે + + + નું હિત થાય તેમ કરી જલ્દી ખુલાસો કરશોજી સૌ આપના આવાગમનની રાહ જુવે છે આપના અભાવે સંસ્થા + + + કરી રહી છે હાલ એ જ પત્રોત્તર આપવા કૃપા કરશોજી લી અંગ્રેજી માસ્તર

પાલીતાણા છોટાલાલ વિશ્વનાથના અનેકશ વંદણા

તા ક સર્વે વિદ્યાર્થી આનંદમા મઝેથી ભણે છે



## સન્માનપત્રમ્

श्री सिद्धाचलतीर्थराजतिलके श्रीपादलिप्ते पुरे, येनानन्दवितानकं हितकरं ज्ञानस्य विस्तारकं।
श्रीमत्पाठगृहं यशोविजयजीनामाङ्कितं स्थापितं, स श्रीसंयतपुङ्गवो विजयतां चारित्रराजेश्वरः ॥ १ ॥

જિનશાસન શુભેચ્છક, મિથ્યામતિ મતભંજક, અજ્ઞાનતિમિરવિધ્વંસક, પરોપકાર-નિષ્ઠ, ચારિત્રચૂડામણિ, કાર્યદક્ષ, વ્યાખ્યાનવાચસ્પતિ, વિદ્વદ્વર્ય મુનિ મહારાજ

શ્રી શ્રી શ્રી **ચારિત્રવિજયજી** મહારાજ સાહેબજીના પવિત્ર પાદપદ્મમાં.

કાશી–બનારસમાં આપ સાહેબે ઉચ્ચતર અભ્યાસ કરી–અત્યુત્તમ અનુભવ મેળવી, બંગાલ–પૂર્વદેશ–ગુજરાત–કાઠીયાવાડ–મારવાડ અને મેવાડ આદિ દેશના વિવિધ ગામ તેમજ શહેરોમાં વિચરી ઉપદેષ્ટા તરીકેનું કિંમતી કાર્ય બજાવી ભારતવર્ષ ઉપર જે અગમ્ય ઉપકાર કર્યો છે તે ધન્યવાદને પાત્ર છે.

સંવત્ ૧૯૬૮ના ભયંકર દુર્ભિક્ષ સમયે નિરાધાર જૈન બચ્ચાંઓને બચાવી લેવા અને તેઓને ઉચ્ચતર જ્ઞાન આપી જૈન વિદ્વાનો ઉત્પન્ન કરવા શ્રી સિદ્ધક્ષેત્ર યશોવિજયજી જૈન સંસ્કૃત-પ્રાકૃત પાઠશાલા બોર્ડીંગ સંસ્થાપન કરી આપશ્રીએ જૈન સમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે.

સંવત્ ૧૯૬૯ માં પાલીતાણામાં થયેલ જળપ્રલય સમયે અનેક મનુષ્યોને તથા પશુઓને આત્મસત્તાથી બચાવવાનું માન, એડમીનીસ્ટ્રેટર મેજર સ્ટ્રોંગ સાહેબ આદિ રાજકીય અમલદારોના ધન્યવાદ સાથે, પ્રાપ્ત કરી રાજ્યનું સંપૂર્ણ વફાદારીપણું મેળવવા સાથે આપશ્રીએ મુનિ તરિકેના સત્યધર્મને જે અદા કર્યો છે તે અત્યંત પ્રશંસાને પાત્ર છે.

પાંચ વરસ સુધી જીવતોડ પ્રયત્ન અંગીકાર કરી ઉપરોક્ત પાઠશાલા–બોર્ડીંગને ઉચ્ચ શ્રેણી ઉપર મુકી, આપ સાહેબે આપના ચારિત્રના ભોગે સંસ્કૃત–પ્રાકૃત અને ઇંગ્લીશ ભાષામાં ગુંથાયેલા જૈન સાહિત્યની સંપૂર્ણ સેવા બજાવવા સાથે શ્રી સિદ્ધક્ષેત્રને અદ્વિતીય વિદ્યાનું કેન્દ્રસ્થાન બનાવી આપી જૈન તેમજ જૈનેતર સમાજની જે પ્રિયતા મેળવી છે તે અત્યંત પ્રસંશાને પાત્ર છે.

મજકુર પાઠશાળા બોર્ડીંગને ચિરસ્થાયી કરવા પાલીતાણા સ્ટેટ પાસેથી વિશાલ ભૂમિકા મેળવી આપી જૈનશાસનનો કીર્તિસ્થમ્ભ " **यावच्चन्द्रदिवाकरौ** " શ્રી સિદ્ધક્ષેત્રમાં રોપી જૈન મુનિવરોને તથા જૈન સમાજને જાગૃત થવા આપ સાહેબે જે પ્રયત્ન રચ્યો છે તે અત્યંત પ્રશંસનીય છે

સદરહુ પાઠશાળા બોર્ડીંગના વિદ્યાર્થીઓને સદ્વિવેકી, સત્યાગ્રહી, ચારિત્રવાન્ અને સત્યવક્તાઓ થવાને આપ સાહેબે જે જે સંસ્કારો આપેલા છે તે આપ સાહેબની સાહિત્યપોષક વૃત્તિનું શુભ ચિન્હ છે.

આવા આપ સાહેબના અનેક ઉજ્જ્વલ ગુણોથી આકર્ષાઇ અમો મજકુર પાઠશાળા–બોર્ડીંગના હિતચિન્તકો–કાર્યસંચાલકો તથા છાત્રગણ અમારા તરફના આપના ઉપકાર યુક્ત ધર્મસ્નેહ અને મમતાથી આકર્ષાઇ આપ સાહેબના શુભ કર્તવ્ય–ગમનથી થતા વિયોગ પરત્વે અમારી ઉછળતી લાગણી પ્રદર્શિત કરતાં શાસનદેવ પ્રતિ પ્રાર્થના કરીએ છીએ કે આપને આવાં અનેક પવિત્ર કાર્યો કરવા શાસનદેવો શતકોટિગણું બળ પ્રેરો અને અમો આપનાં સુકીર્તિયુક્ત પવિત્ર દર્શનનો લાભ પુનઃ જલ્દી પ્રાપ્ત કરીએ. ઇત્યલમ્, તા. ૧–૩–૧૯૧૬, વીર સંવત્ ૨૪૪૨ ના માહવદિ ૧૧ા બુધવાર

લી. અમો છીએ આપના સદ્ગુણકૃપાકાંક્ષી,

સ્થલ પાલીતાણા. શ્રી સિદ્ધક્ષેત્ર યશોવિજયજી જૈન સસ્કૃત પ્રાકૃત પાઠશાલા બોર્ડીંગના

કાર્યસંચાલકો તથા સમગ્ર છાત્રગણ.